છત્રપતિ.

# સંભાજી મહારાજ.

અથવા

## રાજાના દુષ્કર્મ રાજા અને પ્રજા બન્નેને દુઃખરૂપ થાય છે.

सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम्।
वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः॥

भारविः


ભાષાન્તર કર્તા.

**સ્વર્ગવાસી રા. રા. દ્વારકાદાસ મોતીલાલ.**

બાળબંધુ તથા આયરલંડનો ઇતિહાસ વગેરે પુસ્તકોના કર્તા.



પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા-અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ.



સર્વ હક્ક પ્રસિદ્ધ કર્તાએ સ્વાધીન રાખ્યો છે.



**અમદાવાદ**

ધી યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસમાં મુદ્રાંકિત.

રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

મુલ્ય રૂ. ૦-૧૨-૦

છત્રપતિ.

# સંભાજી મહારાજ.

અથવા

રાજાના દુષ્કર્મે રાજા અને પ્રજા બન્નેને
દુઃખરૂપ થાય છે.

सहसा विदधीत न क्रियामविवेकः परममापदां पदम् ।
वृणुते हि विमृश्यकारिणं गुणलुब्धाः स्वयमेव संपदः ॥
भारविः

ભાષાન્તર કર્તા.

સ્વર્ગવાસી રા. રા. દ્વારકાદાસ મોતીલાલ.

બાળબંધુ તથા બાળજનોના ઉલ્લાસ વગેરે પુસ્તકોના કર્તા.

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા-અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ.

સર્વ હક પ્રસિદ્ધ કર્તાએ સ્વાધીન રાખ્યો છે.

અમદાવાદ

ધી યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસમાં મુદ્રાંકિત.

રણછોડલાલ ગંગારામે છાપ્યા.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

મુલ્ય રૂ. ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

ઇતિહાસનું વાંચન એ એક દેશોન્નતીનું સાધન છે દેશની આબાદાની કેમ કરવી, દેશનો ઉદય કેમ થાય, દેશની અધમ યા સારી સ્થિતિ શાથી થાય છે, વગેરે જાણવા જે વિચારો સ્ફુરે છે, તેનું આદિ કારણ ઇતિહાસજ છે. આજ કાલ એકલા ઇતિહાસના પુસ્તકો વાંચવાનો શોખ સાધારણ લોકોમાં ઘણે અંશે જવામાં આવતો નથી. એવા કારણોને લીધેજ વિદ્વાનોએ ઇતિહાસને રસીક વાર્તામાં જોડી, તેને ઇતિહાસીક નવલ કથા વગેરે ઉપનામ આપી, લોકોની ઇતિહાસીક અભિરૂચી વધારવાનો આ એક ઉપાય શોધ્યો છે. સામાન્ય જનસમૂહની રૂચી તરફ લક્ષ આપી, મુળ ઇતિહાસમાં પ્રસંગોપાત્ થોડો કલ્પિત સંબંધ દાખલ કરી આ પુસ્તક રચ્યું છે. ઇંગ્લીશ, ફ્રેંચ, જર્મન, ઇત્યાદિ પાશ્ચાત્ય ભાષામાં ઇતિહાસીક નવલ કથા અને કાદંબરી ( Historical Novels and Romances ) બહુ જોવામાં આવે છે, તેનો પણ મૂળ ઉદ્દેશ ઇતિહાસીક અભીરૂચી વધારવાનો હોવો જોઇએ. ઘણે અંશે આજ ધોરણપર આ પુસ્તક લખવામાં આવ્યું છે.

આ પુસ્તક પણ એક ઇતિહાસીક કથા છે. મરાઠી રાજ્યના મૂળ પુરૂષ **શિવાજીમહારાજનો** પુત્ર **સંભાજીમહારાજ** સંબંધી આમાં વર્ણન છે. કેટલાકનું એમ ધારવું છે કે આવા પ્રકારનો ગ્રંથ અથવા નાટકનો મુખ્ય નાયક હમેશાં સદ્‌ગુણી હોવો જોઇએ. પરંતુ અમારૂં તેમજ બીજા કેટલાકનું માનવું એમ છે કે, મુખ્ય નાયક કે નાયકા સદ્‌ગુણી હો, યા દુર્ગુણી હો, દુષ્ટ હો, કિંવા સુષ્ટ હો, ગમે તેમ હો પરંતુ બન્ને પ્રકારના નાયકોના આ યુષ્યક્રમમાંથી સુબોધ લેવા જેવો ભાગ ઘણો મળી આવે છે. અટલું તો સત્ય છે કે ઉત્તમ મનુષ્યનું ચરિત્ર અધમ વા દુર્જન મનુષ્યના ચરિત્ર કરતાં પ્રથમ ગ્રાહ્ય છે. પરંતુ ઉત્તમ મનુષ્યના ચરિત્ર કરતા, દુર્જન મનુષ્યના ચરિત્રમાંના ભયંકર કૃત્યો અને તેનું પરિણામ વાંચકના અંતઃકરણ પર સુબોધની જલદી અને ટકાઉ છાપ પાડે છે. એ બતાવવા સારૂંજ **સંભાજી** જેવા ગુણહીન અને વિવેક શૂન્ય રાજાના ચરિત્રનું આ પુસ્તકમાં મુદ્દામ વર્ણન કર્યું છે. રા. રા. દ્વારકાદાસ મોતીલાલે અસલ મરાઠી પુસ્તક

પરથી તરજુમો કરી આ પુસ્તક લખ્યું છે, અને છાપવાનો હક અમને આપ્યો તેથી છે અમે ઊભય લેખકોના આભારી છીએ.

અત્રે ઘણી દીલગીરી સાથે જણાવવું પડે છે કે આ પુસ્તક લખ્યા બાદ સૃષ્ટિનિયમ પ્રમાણે રા. રા. દ્વારકાદાસ મોતીલાલે સ્વર્ગે વાસ કર્યો. આજ આ પુસ્તકની પ્રસિદ્ધિ વખતે તેઓ હયાત હોત, તો અમને ખરે ખર અસંત આનંદ થાત. હરિઇચ્છા આગળ માનુષિક શક્તિનો ઉપાય ચાલતો નથી.

મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે, તે ન્યાયે આ પુસ્તકમાં હરેક પ્રકારની ભુલો રહી ગઈ હશે તો તે બદલ વાંચક અમને ક્ષમા કરશે એવી આશા છે.

અમદાવાદ. પ્રકાશક.

સંવત ૧૯૬૨.

ભાગ પાંચમ.



શ્રી.

# છત્રપતિ સંભાજી મહારાજ

અથવા

## "રાજાના નઠારાં કર્મ રાજાને અને પ્રજાને, બન્નેને નડે છે."

---

## પ્રકરણ ૧ લું.

### "यदेव रोचते यस्मै, भवेत्ततस्य सुंदरम्"

"જે જેને પ્રિય હોય છે, તે તેને સારૂં લાગે છે."



આશરે બસે વર્ષ થઈ ગયાં, તે સમયે નર્મદાની દક્ષિણમાં **શિવાજીરાવ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તે જાતે મરેઠો હતો. તેણે તે રાજ્ય પોતાના બાહુબળથી મેળવ્યું હતું. તે સ્વતંત્ર રાજા શૂરો, ઉદાર, ચતુર અને સજ્જ પુરુષ હતો. તે રાજનીતિથી ચાલતો હતો, તેથી તેના રાજ્યમાં એકાએક અન્યાય થતો નહતો. તેની પ્રજા તેના ઉપર ઘણીજ પ્રસન્ન હતી. તેણે કદાચ્ પણ સ્વરાજનિષ્ઠાનો ભંગ કર્યો નહોતો. **રાયગઢ** તેની ગાદીની મુખ્ય જગા હતી. પરંતુ તે વર્ષનો ઘણો ખરો ભાગ પુનામાં ગાળતો હતો.

તેનો મ્હોટો દિકરો **સંભાજીરાવ** કરીને હતો, તે શરીરે બળવાન અને ઘણો ધીરજ વાળો હતો. તે ઘણો ઉંચો તેમ ઘણો નીચો પણ નહોતો. મધ્યમ કદનો હ્રષ્ટ પુષ્ટ જુવાનિયો હતો. તે પોતાના દેખાવથીજ પોતાના માબાપને અને દરબારીઓને ન્હાનપણમાં ઘણોજ પ્રિય થઈ પડયો હતો. તેના શૂરાતનની અને ધૈર્યતાની લોકોમાં ચરચા ચાલી રહી હતી. તેના શરીરને ખરાબ હવા પાણીની પણ અસર થતી નહોતી, એવી તેની તંદુરસ્તી સારી હતી. તે સમયે મરેઠા લોકોમાં લખવા વાંચવાના તો જયશ્રીકૃષ્ણ હતાં. માત્ર ઘોડા ઉપર સારૂં બેશી જાણવું, અને તલવારના દશ વિશ તરેહના દાવ આવડવા, ભાલો સફાઈદાર છટાથી મારવો, તિર અને બંદુક ધારીને ઠોકવી, ઘોડાની પરીક્ષા કરવી, એ તે વખતનો વિદ્યાભ્યાસ હતો. **સંભાજીને** તો આ બધી ક્ષાત્ર વિદ્યાઓ ઘરનીજ હતી, તેથી તે તેમાં વિશેષ પ્રવિણ થયો હતો. સિપાઈગિ-

રીનો ધંધો તેને ઘણો સારો લાગતો હતો, તેથી તે બીજા ધંધાઓ ઉપર પોતાની તુચ્છકાર વૃત્તિ હમેશાં દેખાડતો, એટલુંજ નહિ, પણ વારંવાર એ પણ કહેતો કે પ્રભુ ! ! જન્મ આપે તો સિપાઇગરી બજાવનારના પેટેજ આપજે.

**સંભાજીના** ન્હાનપણથીજ તેના મિત્રો તેની ડાંડાઇથી થરથરી જતા હતા. જો કોઈ તેનો કેડો લેવા જાય તો તે તેને ત્રાહિ ત્રાહિ પોકરાવતો. તે એકલોજ પોતાના બાહુબળથી દશને ભારે થઈ પડતો. તેમાં વળી તે રાજકુંવર, તેથી કોઈ તેની પુંઠે લાગતું નહિ, એકાદ કાંઇ નવું કામ આવે કે, તે કરવાને તે એક પગે થઈ રહેતો. તે મ્હોટા મનનો અને ઉદાર હતો, તેથી તેના ગોઠિયાઓને તેની સોબત વધારે ગમતી હતી. જો કે, તેનામાં કેટલાએક અવગુણ હતા, પરન્તુ જે સોબતી એને અંતઃકરણ પૂર્વક મદદ કરતો, તેને માટે પ્રસંગ આવે પોતાનો જીવ આપવાને તે ચૂકતો નહિ. તે એક વખત ગમે તેવા કામમાં મંડયો કે, શું કરવું અને શું ન કરવું, એવું તેને ભાનજ રહેતું નહોતું. કદાચ્ એક વખત તેનો પિત્તો ખસ્યો તો તે છેડાએલા સિંહની પેઠે અકર ચકર કરી નાંખતો. તેના મનના અંકુર શરુઆતમાં ઘણા સારા અને જોમદાર હતા, પરંતુ તે અંકુર પાછળથી દુર્વ્યસન અને નઠારી સોબતને લીધે કરમાઇને સૂકાઈ ગયા હતા.

એક દહાડો **સંભાજીરાવે** પોતાના સોબતીઓ આગળ વાત કાઢી કે, હાલમાં માવળામાં વાઘ આવ્યો છે, એવું સાંભળ્યુ છે. ત્યાં શિકાર કરવાને જતું એવું મ્હારા મનમાં આવ્યું છે. કેમ, તમારો શો વિચાર છે ?

**સોબતીઓ**-(એકદમ)અમારી ના નથી, અમે પણ તૈયારજ છિયે. પરંતુ બધાને બેસવા પુરતા ઘોડા ક્યાં છે ? ઘોડા વગર ટાંગા તોડતા એટલે સુધી તમારી જોડે કોણ આવે ?

**સંભાજીરાવ**—અંઃ, તેની શી ફિકર છે. તમને ઘોડાં ટાડાનો બધો બંદોબસ્ત કરી આપું, તો પછી આવશો કે ?

**કાન્હોજી ભાંડવલકર**—( એક સોબતી ) પણ, રાવ, સોઇના પૈસા જોઇશે ! તે ક્યાં છે ? " બધાના વેશ આવે છે, પણપૈસાના કાંઇ વેશ આવે છે ? "

**સંભાજીરાવ**—અરે ગાંડા, અમારા ખજાનામાં આટલા બધા પૈસા ભર્યા છે ? તે કોના છે ? તે મ્હારાજ છે. બાપના પૈસા ઉપર મ્હારી સત્તા

નથી કે શું ? હું તમને પૈસા કાઢી આપું, તેના ઘોડાં ટાડાં વેચાતી લ્યો. અને પછી મ્હારી સાથે શિકાર કરવા ચાલો.

**શિવાજીરાવના** ખજાનાની ચારે બાજુએ ફરતો કીલ્લો હતો. તે ખજાનાનાં બારણાં ઘણાંજ મજબૂત હતાં, તથા તેને લઠ્ઠ જેવાં ત્રણ તાળાં મારેલાં હતાં. એટલુંજ નહિ પણ તેના ઉપર વિશ્વાસુ માવળા લોકોનો ખડો પેરો રેહેતો હતો, આટલા બધા જાપતામાંથી **સંભાજીરાવને** હાથ શી રીતે પૈસા લાગશે, તે વિચારે બધાને ચકિત કરી નાંખ્યા. તેનું વય જોયું હોયતો આ વખતે ૧૬–૧૭ વર્ષનું બાળવય હતું; તો પણ તેની ધૈયતા અલૌકીક હતી. એક વખતે કાંઈ સાહસ કરવાનું તેના મનમાં આવ્યું કે બસ. તે એકદમ તેના ઉપર તરાપ મારતો. તેને કોઈ કામમાં મુસ્કેલી લાગતીજ નહોતી.

**સંભાજીએ** પોતાના બધા મિત્રાને બોલાવીને કહ્યું કે, "તમે બધા મ્હારી સાથે અમારા જામદારખાના ભણી ચાલો, ત્યાંથી તમને જોઇશે તેટલા પૈસા હું આપીશ." એમ કહીને બધાને પોતાની જોડે જામદારખાના આગળ લઈ ગયો. ત્યાં ગયા તો પેરા ઉપર એક સિપાઈ ઉભો હતો. તેને **સંભાજીરાવે** કહ્યું કે, "પેરેગીર, હું જરા ઉભો રહુ છું, તું ખજાનચીના ઘેર જઇને તેને જરા અહિં તેડી લાવ. ઘણું જરૂરીનું કામ છે, એવું કહેજે." એવી યુક્તી કરીને પેરેગીરને ત્યાંથી ખસ્તો કર્યો. અને **સંભાજીરાવે** પોતાના બે હાથે જામદારખાનાનું એક બારણું ઉતારી નાંખી અંદર હાથ જાય એટલો રસ્તો કરી તેમાં હાથ ઘાલી, બે ત્રણ બરાબર ભરેલી થેલીઓ હતી તે તેણે ખસેડી લીધી. આ થેલીઓમાં સોનાની લગડીઓ અને પુતળીઆં હતાં, તે તેણે પોતાના સોબતીમાં વહેંચી દિધાં. પછી બધા બજારમાં જઇને તેને વટાવીને ઘોડાઓ વિગેરે જે જે શિકારને લગતો સામાન જોઇતો હતો, તે લઈ આવ્યા.

આણી પાસ સિપાઇએ આવીને જોયું, તો અહિ કોઈ મળે નહિ. એટલુંજ નહિ પણ બારણા સામું જોતાંજ તેની ખાત્રી થઈ કે, ન્હાના મહારાજ દગો રચી ગયા છે. સિપાઈ પોતાનો પેરો મૂકીને ખસે તેને શી શિક્ષા **શિવાજીરાવ** કરે છે, તેની તેને સારી પેઠે માહિતી હતી, તેથી તે બિચારો ગળગળો થઈ જઇને તુર્તજ ત્યાંથી પોબારાગણી ગયો. ત્યારબાદ કેટલીક વારે ખજાનચીએ આવીને જોયું તો, ખજાનાનું એક બારણું ઉતરી ગયેલું છે, અને પેરા ઉપર પેરેગીર નથી. નિલોપંત ખજાનચી એકદમતો આભોજ બની ગયો. પરંતુ પછીથી

સહેજ કાંઈ પૂછપરછ કરતાં માલૂમ પડ્યું કે, આ કામ ન્હાના મહારાજનું છે. ન્હાના મહારાજની સ્વારીના ગુણની તેને સારી પેઠે માહિતી હતી. તેથી બીજા કોઈના ઉપર વહેમ લાવવાનું તેને કારણ રહ્યું નહિ. પછી તેણે ખાસ **સંભાજીરાવ**ને પડછે પડછે પૂછી જોયું કે, લાગલીજ તે વાત તેણે કબૂલ કરી. કાંઈ પણ થયેલી વાત છૂપાવવામાં તે નામરદાઈ સમજતો હતો.

આ વાતની બૂમ ધીમે ધીમે **શિવાજીરાવ** સુધી જઈ પહોંચી. છોકરો આવો ડાંડ નીકળ્યો, તેથી તેને પગથી તે માથા સુધી ઝાળ લાગી. જ્યાં હોય ત્યાંથી હવણાંને હવણાં પકડી લાવીને **શંભુ**ને મ્હારી રૂબરૂ ખડો કર, એવો તેમણે **હિરોજીફર્જંદ** જમાદારને હુકૂમ કર્યો. તે ઉપરથી **હિરોજીફર્જંદ** તે સંદેશો **સંભાજીરાવ**ને કહ્યો, અને તેને **શિવાજીરાવ** આગળ તેડી લાવ્યો. બાદ **સંભાજીરાવ** તેમને જોતાંજ ચેતી ગયો કે, આજ પિતાશ્રી આગળ આપણી વાત ઉઘાડી પડી ગઈ છે.

**શિવાજીરાવ**—( કુંવર પાસે આવ્યો, તે જોઈને ) **શંભુ** મેં તને આટલી ઉતાવળથી કેમ બોલાવ્યો, તેનું કારણ સમજ્યો કે ? ( તે કાંઈ જવાબ આપતો નથી, તે જોઈને ) અરે, મૂર્ખા, આ તારો બાપ વાઘ જેવો બેઠો છે. તેના અમલમાં આવું ચોરીનું કામ કરતાં તારી છાતી કેમ ચાલી ! હવે તને શું કરવું ? પોતે પોતાના હાથે કામ કર્યું છે, તો પછી બોલવું નકામું છે, એમ ધારીને **સંભાજી** છાનો માનો ઉભો રહ્યો. ફરી **શિવાજીરાવ** આંખ ફેરવીને બોલ્યો. આ કામ કરનાર જો મ્હારા પેટનો છોકરો હશે, તો પણ તેને માટે મ્હારાથી આંખ આડા કાન થઈ શકશે નહિ, એવું લોકોમાં પ્રસિદ્ધ થવું જોઇએ. તેથી આને માટે હું તને સખ્ત સજા કરીશ. તું મ્હારો મ્હોટો દિકરો છે. તેથી મ્હારી પાછળ સઘળો ખજાનો અને રાજ્ય તારૂંજ છે. પણ આ કૃત્ય ઉપરથી મ્હારી પાછળ તું કેવો દિગ્વિજય કરીશ, તે હવણાંથીજ જણાયું. પોતાનાજ ઘરમાં ખાતર પાડવાનું કામ આપણી સાત પેઢીમાં તો કોઇએ કર્યું નથી. તે કામનો આરંભ તારે હાથે થયો. તેથી તારા પંડની મ્હને ખાત્રી થઇ કે, મ્હારૂં નામ અને રાજ્ય તું ડુબાવીશ, એવું ભવિષ્ય મ્હને લાગે છે.

આ પ્રમાણે કહીને ઘોડાની ચાબૂક ખીંટીએ ભરવેલી હતી; તે લઇને **શિવાજીરાવે સંભાજી**નો બરડો તદ્દન ખુલ્લો કરાવી, તેના ઉપર દશ પંદર ફટકા લગાવી દીધા. તેથી તેનો બરડો લાલચોળ થઇ ગયો, એટલુંજ નહિ, પણ કેટલાએક સોળમાંથી લોહીની ધારાઓ ચાલી રહી હતી. આ-

ટલી બધી સખ્ત શિક્ષા કર્યા છતાં પણ તેમનો ક્રોધ શમ્યો નહોતો. તેથી તેને છોડી ન મૂકતાં **હિરોજીફર્જંદ** જમાદારને હુકૂમ કર્યો કે, એને હવેલીમાંની એક કોટડીમાં કેદ કર, અને તેને બારણે તાળુ ઠોકીને કૂંચી મને આપીજા. આવી રીતે **સંભાજીરાવ**ને તેના બાપે પોતાની હવેલીમાંજ આસાન કેદની શિક્ષા ઠોકી.

ફટકાની વેદના કરતાં પણ આસાન કેદમાં ગોંધાઇ રહેવાનું દુઃખ તેને અસહ્ય થઈ પડયું. ફટકાની શિક્ષા આંખના પલકારામાં થઇ ગઈ, પણ આસાન કેદથી તો વાઘ પાંજરે પડી ગયા જેવું થયું. શિકાર કરવા જવાનો ઠરાવ કર્યો હતો, તે ધૂળધાણી થઇ ગયો, આ બધાં કામ જમાદારનાં છે. તેણેજ મ્હને આ શિક્ષા કરાવી. ઠીક છે. તેને કોઇ વખત જોઇ લેઇશ. એમ મન સાથે નક્કી કર્યું તે દહાડાથી **હિરોજીફર્જંદ** પ્રત્યે તેને ખરેખરો દ્વેષભાવ બંધાઈ ગયો.

**સંભાજી**ની મા **સઈબાઈ**ને આ વાતની ખબર પડી. ત્યારે તે તેની ખબર પૂછવા ગઈ. જે વખતે ઓરડીની કૂંચી મંગાવી બારણું ઉઘાડીને તે ઓરડીમાં દાખલ થઇ કે, તેને જોતાંજ હોઠ ભીંસીને **સંભાજીરાવ** કહેવા લાગ્યો. જો મ્હારો બરડો. આ બરડાના ચીરાડા તારા જમાદારે પડાવ્યા. કાંઇ ફિકર નહિ. વર્ષના ૩૬૦ દિવસ છે. જો હું ખરા બીજનો હોઇશ તો આ બચ્ચાજીનો દાવ વાળ્યાં સિવાય કદી પણ રહીશ નહિ.

**સઈબાઈ**—ભાઇ **સંભુરાય,** તેમાં **હિરોજી** બિચારો શું કરે ? તે તો ચિઠ્ઠીનો ચાકર. તને પકડી લાવવા મહારાજાએ કહેલું. એણે કાંઇ પોતાની મેળે પકડીને તને ઓછોજ રજુ કર્યો છે. તારાં કરેલાં પરાક્રમની વાત તેણે બિલકુલ મહારાજાને કહી નથી. તેમણે તો બધી બાતમી ખજાનચી પાસેથી મેળવી છે. તેમાં જમાદારનો કાંઇ પણ દોષ નથી.

**સંભાજીરાવ**—પણ, મા તું એમ કેમ કહેછ વારૂ ? ખજાનો કોડયાનું પ્રકરણ મહારાજા આગળ ચાલે છે, એવું જો તેણે મ્હને આગળથી ચેતાવ્યો હોત તો તે વાતમાં તને વચ્ચે નાંખી મહારાજાનો ગુસ્સો શાન્ત કર્યો હોત, કે જેથી મ્હારે માર ખાવો પડત નહિ, અને આ કેદની દશાએ પણ પહોંચત નહિ.

**સઈબાઈ**—વારૂ, હવે થયું તે ખરૂં, હજી પણ વચ્ચે પડીને મહારાજાનો ગુસ્સો શાંત પાડીશ. તું કાંઈ ફિકર કરીશ નહિ.

**સંભાજીરાવ**—થયું તે કાંઈ ના થયું થતું નથી. પણ, મા, આ

બરડાના સોળ કેટલે દિવસે રૂઝાશે ? વળી, ફીટકારના વાક્યોથી મ્હારી છાતીમાં જે દાહ ઉઠયો છે, તે શી રીતે ઓલવાશે ? તે અને હું, આખર મજલે પહોંચીશું; ત્યારેજ તે ચિતાનીઅગ્ની ભેગો સળગીને લય પામશે. ત્યાં સુધી તે અગન ઓલાવાની નથી.

**સઈબાઈ**--મહારાજાએ તને જે શિક્ષા કરી છે તે તારા સારા માટે કરી છે.તેમ છતાં તેમના પ્રત્યે પણ તું આવો દ્વેષ રાખીશ કે ?

**સંભાજીરાવ**--મહારાજા પ્રત્યે હું શા માટે દ્વેષ રાખું ? તેઓ મને ગમે તેવા પ્રકારની શિક્ષા કરવાને મુખત્યાર છે. પણ જેણે મને તેમની પાસે મરાવ્યો, તેના પ્રત્યે મેં જે દ્વેષ બાંધ્યો છે, તે હમેશાંનોજ સમજવો. તે બ્રહ્મદેવથી પણ મિથ્યા થનાર નથી.

**સઈબાઈ**—વાહ ! વાહ ! ! આ શું કહેવાય ? આ વખતે ક્રોધાવેશમાં તારે ગળે કાંઈ નહિ ઉતરે. પણ, કોઈ વખત તને તારી મેળેજ સૂઝશે કે, આ જમાદારનો કાંઈ દોષ નથી. પછી પોતાની ભૂલ પોતાનેજ કબૂલ કરવી પડશે. કાંઈ ઉતાવળો થઈશ નહિ.

પછી **સંભાજીરાવ** બોલતો બંધ થયો, પરંતુ મનમાંને મનમાં બડબડતો હતો. તેનો ક્રોધ શમ્યો નહોતોઃ **સઈબાઈ**ના વચ્ચે પડવાથી મહારાજાએ આઠ દિવસ પછી તેને ઓરડીમાંથી બહાર કાઢવાની પરવાનગી આપી, ત્યાંથી છોડયા પછી પોતાની રૂબરૂ બોલાવીને મહારાજાએ તેને ઘણીજ સખ્ત તાકિદ આપી કે, જો હવેથી સારી રીતે ચાલીશ તો તેમાંજ તારૂં ભલું છે. હવે પછી મારા કહ્યા પ્રમાણે ન ચાલ્યો, અને આવું કાંઈ પણ કામ કર્યું, તો બાપની શિખામણ ધ્યાનમાં ન લેવાથી છોકરાના શા હાલ થાય છે, એ હું તને સારી રીતે દેખાડી આપીશ. પ્રતિબંધમાંથી છૂટયા પછી પોતાની માને ખોટું લાગે માટે જમાદાર ઉપરનો પોતાનો દ્વેષ છતાં તેણે છૂપાવી રાખ્યો હતો. તોપણ ભારેલા દેવતાની પેઠે તેનો દ્વેષાગ્નિ હમેશાં પેટમાંને પેટમાં ધુંધવાતો હતો. તે પોતાના સોબતીઓ જોડે પહેલાની પેઠેજ બોલતો ચાલતો અને રમતો હતો, તથાપિ જમાદારનું વેર લેવા માટે તે ખીજવાયેલા સર્પની પેઠે લાગ શોધતો હતો. ગમે તે યુક્તિથી પોતાનો હેતુ પાર પાડવાને તેણે એક ઘાટ કર્યો. તેનીજ ઉમ્મરનો જમાદારનો એક છોકરો હતો, તે તેનો સોબતી હતો. પોતાના ધારેલા ઘાટથી તે વાકેફ ન થાય, અને તે સારી રીતે પાર પડે, માટે તેણે તેની સાથે ઘણીજ સલાહ રાખી.

એક સમયે પોતાના સોબતીમાં વાતે વાત નિકળતાં કુસ્તીની વાત નીકળી. ગઈ ધૂળેટીના દહાડે મહારાજાની રૂબરૂ તાલિમખાનામાં ફલાણા પેલવાને ફલાણા પેલવાન જોડે કુસ્તી કરી, તેમાં ફલાણો હાર્યો. ફલાણાને બેચાર દાવ પેચ એવાતો આવડેછે કે, કાંઇ બાકી નહિ. એવી પોત પોતામાં ચર્ચા ચાલી. તેમાં **હિરોજીફર્જંદ** જમાદારનું નામ પણ નિકળ્યું. ત્યારે તેનો છોકરો **એસાજી** બોલ્યો કે, મ્હારો બાપ જેટલો બળવાન છે, એવો બીજો કોઇ બળવાન હશે નહિ. કુસ્તીના કામમાં તેમના જેવો બીજો કોઇ એક્કો નહિ હોય. કેટલાએક હુંપદ રાખનારા પેલવાન આપણા રાજ્યમાં છે તેમને પણ તેમણે કાંઇક વખત જોતજોતામાં હરાવી પાડેલા.

**સંભાજીરાવ—એસાજી**, તારા બાપ એવા ખેલાડુ કુસ્તીબાજ છે, એ મને આજ સુધી ખબર નહોતી. તે જો કબૂલ કરે તો મ્હારૂં જોર દેખાડવાને હું તૈયાર છું. પણ ૧૭–૧૮ વર્ષના ન્હાના છોકરા જોડે કુસ્તી કેમ રમુ, એવું તો તે કહેશે નહિ ને?

**એસાજી**—મ્હારા પિતાજી પોતાના ધણીના છોકરાને, પોતાનું બળ ઘણી ખુશીથી દેખાડશે. કદિ પણ ના કહેશે નહિ.

**સંભાજીરાવ**—અમારી જોડ જોવામાં તો વિજોડ દેખાશે. મ્હોટાની સાથે મ્હારે ન્હાનાએ કુસ્તી કરવી પડશે, તેની મ્હને ચિન્તા નથી. હું તેના જેવો લથડ પથડ નથી, પરન્તુ તેને એક બે દાવનાંજ હરાવી અસ્માનના તારા દેખાડી દઇશ એવી હું હોમ ધરાવુંછું.

આ ન્હાના મહારાજનું મગરૂરીનું બોલવું સાંભળીને તેમના સોબતીઓને જરા ગમ્મત પડી. તે સમયના બળવાન લોકોમાં જમાદારની ગણના થતી હતી. વળી તે ભાલો અને બર્ચી મારવાના કામમાં પણ એક્કો હતો. તેના આ ગુણોને લીધે **શિવાજીરાવે** તેને જમાદારની જગા આપી હતી. આપણા **ફાંકડાજીરાવ** આવા અટલ તાલિમબાજની બરોબરી કરવાને ચાલ્યા છે, તો તેના સપાટામાં સપડાઇને એક વખત ગોદડી ખંખેરાય તો ઠીક, એવું સર્વના મનમાં આવ્યું.

પછી એક બે દિવસે જમાદારની મુલાકાત થઈ, ત્યારે **સંભાજીરાવે** તેની સલામ લીધા બાદ તેને હસતાં હસતાં પૂછ્યું.—

**સંભાજીરાવ**—અહો જમાદાર, કાલે તમારો **એસાજી** મને કહેતો હતો કે, તમે અમારા રાજ્યમાં નામાંકિત પેલવાન છો. અને તમને બે ચાર દાવ સારા આવડે છે. તમારા બાહુબળથી અને શરીરના કૌવતથી બ્હીને,

તમારી આગળ *દંડ ઠોકી ઉભા રહેવાની કોઇની હિમ્મત ચાલતી નથી એ ખરૂં કે ?

**હિરોજીફર્જંદ**—મહારાજાશ્રીના પુન્ય પ્રતાપવડે મ્હારા છોકરાએ જે કહ્યું તે ખરૂં છે. મહારાજાની પાસે હજારો સ્વાર અને સિપાઈ છે તેમાંથી બળવાન જોઇને મહારાજાએ ઘણી વખત મ્હારી કસોટી કઢાવેલી, તેમાં તેઓ બધા હારેલા છે. અને ઇશ્વરેચ્છાથી ફરીને તેવો વખત આવશે તો તેજ જોમ આ શરીરમાં હજી સુધી કાયમજ છે. કાલની વાત તો પ્રભુ જાણે.

**સંભાજીરાવ**—હવણાં કોઈ દંડ ઠોકીને તમારી આગળ ઉભો રહે તો એ દાવ ખેલવાની તમારી મરજી છે, જમાદાર ?

**હિરોજીફર્જંદ**—અત્યારે મ્હારી બરોબરીના લોકોમાં તો મ્હારો જોડીદાર મ્હને કોઈ દેખાતો નથી. મહારાજાએ ફોજમાં કેટલાએક નવનવા **હામજીભાઈ ભામજીભાઈ**ની ભરતી કરી છે, તેમની સામે ઉભા રહેવું મ્હને શોભે નહિ. જો મ્હારી બરોબરીનો જોડીદાર હશે તો મ્હારી કાંઇ ના નથી.

**સંભાજીરાવ**—તમારી બરોબરીનોજ એકાદ જોડીદાર તમને મળે તો તમે કુસ્તી કરો, એતો ખરૂંકની ? એની કાંઈ ચિંતા નથી. હવે તમને ખુલ્લે ખુલ્લું કહુછું કે, મ્હારા બળની તમારા બળ સાથે કસોટી કાઢવાનો મ્હારો ઇરાદો છે. કેમ ? શી મરજી છે?

**હિરોજીફર્જંદ**—આવા જોડીદાર સરદાર મળ્યા, પછી શું જોઇએ ! પણ હાથ જોડીને કહેવાનું એટલુંજ છે કે, કુસ્તીનું કામ ધક્કા મુકીનું છે. એ છોકરાંના સંતાકુકડીના ખેલ નથી, કે બાઇડીઓના ચુલા આગળની વાત નથી. એ તો એક ન્હાનીસેક લઢાઇ છે. તેમાં કોઇ વાર બે ધક્કા મારીએય ખરા, અને બે ધક્કા ખાઇએ ખરા. આ ઝપા ઝપીમાં કોઈ વાર હાથ પગ ભાગવાનો પણ સંભવ છે. આપ છો શ્રીમંતના દીકરા; વખત છે, કદાચિત્ આવી કાંઈ બીના બની તો કોઇ કોઇના ઉપર ચીરડાઈ જવું નહિ, એટલી મ્હારી માગણી છે. તે કબૂલ હોય તો મ્હારી કાંઈ ના નથી.

**સંભાજીરાવ**—તે સઘળું મ્હારા સમજવામાં છે. દંડ ઠોકીને જે મ્હોં આગળ ઉભો રહે છે તેણે તેનો આગળથીજ વિચાર કરેલો છે. પણ જમાદાર, એટલું ધ્યાનમાં રાખજો કે, આ **સંભાજી** તમારા જોવામાં એક

* ખભાથી કોણી સુધીના હાથના ભાગને દંડ કહે છે.

ન્હાનું બાળક છે. પણ આ બાળકેજ એક વખત તમારા જામદારખાનાનું એક બારણું સહેજમાં ઉપાડીને વેગળુ મૂક્યું હતું. તેની સાથે આ પ્રસંગ છે.

આટલી વાતચીત થયા પછી બીજે દિવસેજ રાજવાડાના આગલા ચોકમાં **શિવાજીરાવ**ની રૂબરૂ આ બન્નેની કુસ્તી થવાનું નક્કી થયું. ચોકમાં રેતી પથરાવીને તાલિમખાનું તૈયાર કરાવ્યું. તે દિવસે તમાસગીર લોકોની પુષ્કળ ભીડ થઈ. કુસ્તીની વખતે બન્ને જણાએ શરીર ઉપરનાં લુગડાં વેગળાં મૂકી, લંગોટ કસ્યા, શરીરે લાલ મટોડી ચોળીને કુસ્તીની જગાએ આવીને ઉભા રહ્યા. એક બાજુએ, ઉંચો, કદાવર, બળવાન, લગભગ ચાળીસના ઘરમાં ઘુસેલો અને તાલીમબાજમાં ઘણા વર્ષોથી વખણાયેલો **હિરોજી** દંડ ઠોકીને ઉભો રહ્યો હતો. અને બીજી બાજુએ, સહેજ મૂછનો દોરો ફુટેલો, ઠીંગણો અને ગોળ મટોળ શરીરનો એક તરૂણ યોદ્ધો **સંભાજીરાવ** આવીને તેના સામે ખડો થયો. કસરતથી તેના બન્ને બાહુમાં જાણે ગોટલા ઘાલેલા હોય તેવા દેખાતા હતા. થોડીક હાથ સલામી થયા પછી પહેલે ઝપાટે જમાદારે **સંભાજીરાવ**ને બગલમાંથી ઝાલીને અધર ઉંચો કર્યો. અને તેને તે જમીન ઉપર પટકવાની તૈયારીમાંજ હતો, એટલામાં **સંભાજીરાવે** સાવધ થઇને પોતાનો એક પગ ઘણી ખુબીથી ઢીંચણની પાછલી બાજુથી આગળ લાવીને એક મ્હોટો આચકો માર્યો. તેનીજ સાથે **હિરોજી** ઉંધે મ્હોંડે જમીન ઉપર પડયો. તેના ઉપર **સંભાજી** પણ જોરથી પડયો. આ ચમત્કાર જોઇને આસપાસના જોનાર લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું. પણ આ કુસ્તી, કુસ્તીના નિયમો પ્રમાણે થઈ નથી, એવો કેટલાંએકનો અભિપ્રાય થયો, તે ઉપરથી બન્ને જણે ફરીથી કુસ્તી કરવી એવો ઠરાવ થયો. આ બીજીવારની કુસ્તીનો તો જલદીથીજ પાર આવ્યો. પ્રથમ સલામી દાખલ બન્નેની થોડીક વાર હાથ સલામી થઈ, પછી જરા ખેંચ તાણ થઇ. પછી **સંભાજીરાવે હિરોજી**ની કેડમો લંગોટ એકાએક મજબૂત પકડી પોતાનું તમામ જોર દાખવી તેને ઉચકીને સહેજ ઉંચો કર્યો. અને તેની છાતીમાં જોરથી એક મુક્કો માર્યો તેનીજ સાથે ચતોપાટ પડીને **હિરોજી**એ ઉપરા ઉપરી લોહી ઓકવા માંડ્યું. તેથી તેને જે મુર્છા આવી, તેમાંથી તે ફરીને સાવધજ થયો નહિ. લોકો તેની પાસે આવીને જોવા લાગ્યા તો તેમને લાગ્યું કે, જમાદારના રામ રમી ગયા હતા, અને તેની ડોક ભાગી ગઈ હતી. આ એક ન્હાની સરખી વાત ઉપરથી આગળ કેટલાંએક કાળાં કર્મો કેવી રીતે થતાં ગયાં, તે ધીરેધીરે હવે પછી જોવામાં આવશે.



## પ્રકરણ ૨ જું.

### " नास्ति कामसमो व्याधिः "

કામસમાન બીજા વ્યાધિ નથી.



આખા પુના પ્રાંતમાં, એટલુંજ નહિ, પરંતુ સઘળા મહારાષ્ટ્રમાં જમાદારના મોતની વાત થોડાક દહાડા તો ઠેકઠેકાણે ચાલી રહી હતી તમામ જનસમૂહને એમજ લાગતું કે, આ શી રીતે બન્યું ? સત્તર વર્ષના છોકરાએ આટલી બધી નામના મેળવેલા પેલવાનની સાથે કુસ્તી શી રીતે કરી ? અને કુસ્તીમાં ઉતરતાની સાથેજ તેનો સામાવાળો શી રીતે મુઓ ? એ વાતનો લોકોને મ્હોટો અચંબો લાગ્યો. તે દિવસથી **સંભાજીરાવ**ના બાહુબળની જ્યાં ત્યાં વાહવા થઈ રહી. પરંતુ જમાદાર મુઓ તે ઘડીથી, મ્હારા બાપને **સંભાજી**એ જાણીબુજીને માર્યો, એવું તેના પુત્ર **એસાજી**ના મનમાં ચોક્કસ રીતે ઠસી ગયું હતું. તેના મનમાં રાજપુત્ર માટે દ્વેષબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી. તે તેણે કદિપણ બોલીને કે કંઈપણ કૃતી કરીને બહાર દેખાડી નહોતી. પણ તે તેનો દ્વેષ ભારેલા દેવતાની પેઠે મનમાં ને મનમાં ધુંધવાતો હતો. રાજપુત્રના બાહુબળનાં લોક વખાણ કરતા તે તે મુંગે મ્હોઢે સાંભળતો. અને તેમની પેઠેજ ડોકું ધુણાવતો. પણ મનમાં ઘણોજ આકળવિકળ થતો કે, હું એનું વેર ક્યારે લઈશ ?

**સંભાજીરાવ** અને **એસાજી** ખાસ મિત્ર હતા. **એસાજી** ઉપર **સંભાજીરાવ**નો પૂર્ણ વિશ્વાસ હતો. વળી **સંભાજીરાવ** નિખાલસ મનનો અને ભળભળીઓ હતો, તેથી એસાજીના મનમાં તેના બાપના મરણથી કાંઈ મ્હારે માટે નઠારો ભાવ ઉત્પન્ન થયો હશે, એવું તેના મનમાં જરા પણ આવ્યું નહિ. **એસાજી**ફરજંદ મનમાં ને મનમાં હમેશાં દુબાયાં કરતો, તથાપિ રાજપુત્ર ઉપર પ્રસિદ્ધપણે કોઈ પણ દહાડો રીસાયો નહોતો. અને પોતાનો દ્વેષભાવ કોઈપણ દહાડો દેખાડી આપ્યો નહોતો.

**સંભાજીરાવ** જેમ જેમ મ્હોટો થતો ગયો, તેમ તેમ આસપાસના જાગીરદાર અને ગિરાસદારને કાળ સરખો દિસવા લાગ્યો. પોતાના બાપની ફોજ લઈને તેના મુલકમાં તે વારંવાર સવારી કરવા લાગ્યો. તેમાં તેની ફતેહ થાય, તેથી **એસાજી**ને ઝેર જેવું લાગે. એના શત્રુને હાથે માર્યો

૧૮૧૨



ગયાના સમાચાર સાંભળવાની એ ઉત્કંઠાથી રાહ જોતો હતો. **એસાજીને** **તુળશી** નામની એક ન્હાની બહેન હતી. તે બરાબર સોળ સત્તર વર્ષની ભરયુવાવસ્થામાં આવેલી હતી. તેના મનમાં પણ તેણે સારીરીતે ઠસાવ્યું હતું કે, રાજપુત્રે આપણા બાપને કુસ્તીના વખતે જાણીબુજીને માર્યો છે. તે ઉપરથી તેના મનમાં પણ **સંભાજીરાવ** માટે તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થઈ હતી. તે રૂપમાં તો સાધારણ હતી, પણ તે લટક ઝટકવાળી, નખરાંખોર, ચતુર અને ખુની સ્વભાવની હતી. તે બે ત્રણ વર્ષથી ન્હાતી ધોતી થઈ હતી. તેની માં તેને પાંચ વર્ષની મૂકીને મરી ગઈ હતી. તેણે મરતી વખતે પોતાના ધણી **હિરોજી** પાસેથી, ફરીથી ન પરણવાનું અને આ બે છોકરાંનું સારી રીતે પ્રતિપાલન કરવાનું વચન લીધું હતું. તેથી આ બન્ને છોકરાં જમાદારને પ્રાણ સમાન વહાલાં હતાં. **તુળશી** જેમ જેમ લગ્ન કરવા જેવડી મ્હોટી થતી ગઈ, તેમ તેમ જમાદારને ભારે ચિન્તા થવા લાગી. ઘણા લોકોએ તેનું માગુ મોકલ્યું, પરંતુ તેમાંથી એક પણ ઠેકાણું તેની ધ્યાનમાં આવ્યું નહિ. પોતાની બરોબરીનું વતનદાર ઘર, બે પૈસે સુખી, છોકરીને બરાબર જણુસ ભાવ કરે એવું જોઇએ, વળી નોકર ચાકર વાળુ ઘર જોઇએ, છોકરો જુવાન, ડાહ્યો અને ખૂબ સુરત, છોડીને પસંદ પડે તેવો હોવો જોઈએ, સાસુ સુશીલ જોઇએ, આવી આવી ઘણી ઘણી વાતની સોઇ તેને જોઇતી હતી. તે બધી સોઇ એક ઠેકાણે શી રીતે મળશે ! તેજ ચિન્તામાંને ચિન્તામાં અનેક શોધા શોધ કરવાથી તેનું લગ્ન એકદમ થઈ ગયું નહોતું. એમ કરતા કરતાં છેવટે **તાનાજીરાવશિરકે** કરીને એક ઘરનો ધણી મરેઠો હતો, તેનો દિકરો દોલતરાવ વિસ વર્ષનો જુવાનિયો હતો. તે છોકરો **હિરોજીને** ગમવાથી તેની માગણી તેણે કબૂલ રાખી હતી, પછી **દોલતરાવ**નો અને **તુળશી**નો મેળાપ થયો. બન્નેની એક બીજા ઉપર પ્રીતિ હોવાનું **હિરોજી**ના સમજવામાં આવ્યું. **તુળશી**નું અને **દોલતરાવ**નું *ગાંધર્વ લગ્ન થઈ ચુકયું હતું. ફકત ખુલ્લી રીતે વિધિ

---

*** ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥**

માનવધર્મશાસ્ત્ર. અ. ૩ શ્લો. ૨૧.

**અર્થઃ**—બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ, એ રીતે આઠ પ્રકારના વિવાહ છે, તેમાં આઠમો વિવાહ અધમ છે.

પૂર્વક લગ્ન થવાનુ બાકી હતું, તે દરમ્યાનમાં **તુળશીબાઇ**ના બાપનું અકાળ મૃત્યુ થયું, તેથી વિધિ પૂર્વક લૌકિક રીતે તેમનું લગ્ન થયું નહોતું.

"સોળે શંખણી પણ સારી દેખાય." તેમ છોકરી નહાનપણમાં રૂપાળી ન હોય, તોપણ તે ઉમ્મરમાં આવવાથી સારી દેખાય છે. પ્રથમથીજ **તુળશી** ઘઉં વર્ણિ હતી. તેથી તેની જુવાની ખીલવાથી તે રૂપાળી દેખાવા લાગી. જમાદારના મુઆ પછી ઘરમાં કોઈ મ્હોટું માણસ નહોતું. તેથી તે જરા સ્વછંદે વર્તવા લાગી. તેને ઘેર **સંભાજીરાવ**નું વારંવાર જવું આવવુ થતું હતું. તે આવે એટલે પહેલાંની પેઠેજ **એસાજી** અને તેની બહેન પણ તેની ઉપર ઉપરથી શુશ્રૂષા કરતી હતી. તેમણે કોઈ પણ દહાડો બોલવા ચાલવામાં પોતાના પેટમાંનું કિલ્મિષ તેને જરાપણ દેખાવા દિધું નહોતું. પણ ભાઇએ **તુળશી**ના મનમાં પોતાના બાપને માર્યા બદલ દ્વેષ ભાવ ઠસાવાથી રાજપુત્ર ઉપર વેર લેવાને તે પણ એક પગે થઈ રહી હતી.

**સંભાજીરાવ**ને **એસાજી** સાથે જેવી લટપટ હતી, તેવી **તુળશી** સાથે મહોતી. બોલવું પણ કામ જોગુ, પૂછે તેના જવાબ પૂરતું થતું હતું. પરંતુ તેને ભર યુવાવસ્થામાં આવતી જોઇને તેના માટે તેને કામ વાસના ઉત્પન્ન થઈ. તેનાથી તે વધારે લટપટ કરવા લાગ્યો. તેના ઉપર તેનું ખરેખરૂં દિલ લાગ્યું હતું, તેથી કાંઈ પણ બ્હાનું કાઢીને વારંવાર તે તેને ઘેર અડંગા અડાવવા લાગ્યો. પછી તેણે તેને એક વખત પૂછ્યું પણ ખરૂં, પરંતુ તેણે તે સાંભળ્યું ના સાંભળ્યુ કર્યું. તેની ખાત્રી થઈ કે, તેની મ્હારા ઉપર કનજર છે; માટે તેને એમજ લાલ પાડતો રાખીશું, તો મ્હારા બાપને માર્યાનું મનમાં જે વેર છે, તે કોક દહાડો વાળી શકાશે. એવો વિચાર કરીને તેણે તેને તુચ્છકારી કાઢયો નહિ. પ્રથમ તેનું બોલવું અને ચેનચાળા જોઇને સહેજ શરમાવા જેવું કર્યું. પછી તે કાંઇ બોલે તો

---

**इच्छायान्योन्य संयोग : कन्यायाश्च वरस्य च।**
**गान्धर्व : स तु विज्ञेयो मैथुन्य : कामसंभव : ॥**

માનવધર્મશાસ્ત્ર. અ. ૩. શ્લો. ૩૨.

**અર્થ:**—વર કન્યાની પરસ્પર ઇચ્છાથી જે સંયોગ થાય છે, તેને '**गान्धर्व विवाह**' જાણવો. એની મૂળ ઉત્પત્તિ બન્નેની કામવૃત્તિ ઉપર રહી છે.

તેનું બોલવું ચિત્ત દઇને સાંભળે. કોઇ કોઈ વખત તેના તરફ જોઇને સહેજ મ્હોંમાંને મ્હોંમાં હસે. પછી તે જેમ જેમ એની વધારે વધારે વિનવણી કરવા લાગ્યો, તેમ તેમ તેણે પણ પોતાનું મન ચલચિચલ થતું જાય છે, એવું દેખાડવા માંડ્યું. હવે તે મ્હારા ઉપર ખરેખરી ફિદા થઇને મ્હારા સામે સકામબુદ્ધિથી જૂએ છે, એવી તે પોતાના મનમાં ખાંડ ખાવા લાગ્યો. પોતાની ઇચ્છા તૃપ્ત થવાનો સમય જલદી પાસે આવતો જાય છે; માટે હવે પ્રયત્ન કરવામાં કસર રાખવી કામની નહિ, એવો વિચાર કરીને તે તેને ઘણી ઘણી આજીજી કરવા લાગ્યો. વધારે શું કહેવું ? આ કામાંધ તેને પગે લાગવાની તજવીજ ઉપર પણ આવ્યો. તેથી તેણે પણ પોતાના પ્રેમની કપટ જાળ તેના ઉપર વધારે વધારે પહોળી કરીને પાથરવા માંડી. પોતે સ્ત્રીનો લજ્જાળુ સ્વભાવ એક કોરાણે મૂકીને તેની સાથે વધારે છૂટથી બોલવા લાગી, ત્યારે આપણા **ફાંકડોજીરાવના** મ્હોંમાં વધારે પાણી છૂટવા માંડ્યું. અને હવે મ્હારો મનોરથ જલદી પરિપૂર્ણ થશે, એવું તેને લાગવા માંડ્યું. પરંતુ **તુળશીના** દેખાડવાના જૂદા અને ચાવવાના જૂદા હતા, એ તેના સમજવામાં નહોતું. તેની કામ વાસનાને તે નિરન્તર ઉત્તેજિત કરતી રહી. તોપણ તેણે તેને જરા હાથ સરખો પણ અડકાડવા દિધો નહોતો. તેથી એ રાવ ઠેરના ઠેરજ લાળ પાડતા રહ્યા હતા.

વાંચક, સ્ત્રિયો જાતેજ અશક્ત અને બીકણ ખરી, તથાપિ પ્રસંગોપાત તેનામાં કેટલી બધી ધૈર્યતા, સ્ફૂરતા, અને સમય સૂચકતા હોય છે, એ ઉપરના દાખલા ઉપરથી તમારા ધ્યાનમાં આવ્યું હશે. ત્યારે તેને 'અબળા' વિશેષણ જોડવામાં આવે છે તેને હરતાળ મારવી કે, વિશેષ પ્રસંગે તેનામાંથી અબળાપણું જતુ રહીને સબળાપણું આવે છે, એમ કહેવું ? યૌવન, સૌન્દર્ય, ચાતુર્ય, મધુર ભાષણ અને સ્વભાવકાપટ્ય, આ હથિયારોનો કામાંધ પુરૂષો ઉપર સ્ત્રીઓનો એકદમ મારો શરૂ થવાથી તે બિચારો બીનહથિયારી યોદ્ધાની પેઠે તદ્દન ગભરાઈ જઇને આંધળા જેવો બની જાય છે.

મૃચ્છકટિક નાટકમાં પણ કહ્યું છે કે,

" स्त्रियो हि नाम खल्वेता निसर्गादेव पंडिता : ।
पुरुषाणां तु पांडित्यं शास्त्रैरेवो पदिश्यते ॥ "

એટલે, પુરૂષો ભણીને પંડિત થાય છે, અને સ્ત્રિયો ઉત્પત્તિમાંથીજ

પડિત હોય છે. આ કહેવાની સત્યતા ઘણી વખત મળી આવે છે.

પોતાના દુશ્મનનું વેર લેવાનું કામ બહેને સારી રીતે કાન ઉપર લીધું છે, એવું જોઇને **એસાજીને** મોટી ખુશી થઈ. પોતાનો બાપ કુસ્તીની ધક્કા મૂકીમાં સહજ ઉલટી થવાથી મરી ગયો, તેને મેં જાણી બુજીને માર્યો નથી, એવી તે ભાઈ બહેનની પાકી સમજ છે, એવું **સંભાજીરાવને** લાગતું હતું. મ્હારે માટે તેમના મનમાં લેશ માત્ર પણ વહેમ હોવાનો સંભવ નથી, તો પછી તેઓ મ્હારા ઉપર નકામો દ્વેષ શું કરવા કરે, આવા વિચારથી ખૂશીમાંને ખૂશોમાં તે કાંદા કરડતો હતો. **તુળશીબાઈ** તેના ઉપર પ્રતિદિન વિશેષ પ્રેમ દેખાડતી, તેથી તેની સદરહું સમજને વધારે મજબૂતી મળતી ગઈ. તે બન્ને ભાઈ બહેન ઉપર તેનો અનહદ ભરોંસો હતો. **સંભાજીરાવ** પોતાની બધી ગુપ્ત વાતો પણ **તુળશીને** કહેતો હતો. તે પ્રિયસખા અને તે પ્રાણસખી કહે તેજ પ્રમાણ. એવો કારભાર ચાલી રહ્યો હતો.

**સંભાજીરાવને** હદપારની કામવાસના પ્રજ્વલિત થઈ રહી હતી, તેથી તે તેની સાથે ઘણીજ લટપટ કરતો હતો. તેમ છતાં તેના સપાટામાં સપડાઈ જવાય નહિ, માટે **તુળશીબાઇને** અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિ કરવી પડતી હતી. "**मधु तिंष्टति जिव्हाग्रे हृदि हलाहलं विषम्**" એટલે કે, પેટમાં હળાહળ ઝેર રાખીને મ્હોઢે મીઠું મીઠું બોલવાનો ધાટ તેણે તેની સાથે રાખ્યો હતો. આજનો દિવસ જવા દો, જરૂર કાલે આપની મરજી પ્રમાણે વર્તીશ. વળી બીજે દહાડે બીજું કાંઈ બ્હાનું કાઢે, એમ કરીને જ્યારે ત્યારે અણી ચૂકાવી લે. એમ કરતાં કરતાં કેટલાએક દિવસ ચાલ્યા ગયા, તેથી વાત અણી ઉપર આવી ગઈ, તે એટલે સુધી કે, હું તેને વશ નહિ થાઉં, તો તે મ્હારા ઉપર કોક દહાડો બલાત્કાર કર્યા વગર રહેશે નહિ. એવું સમજવાથી તેણે અને તેના ભાઇએ એમ ધાર્યું કે, **સંભાજીનું** મન કાંઈ બીજા કામમાં ગુંથાય, અને તે કાંઈ બ્હાર ગામ જાય તો સારૂં.

**તુળશી** ઉપર મોહાંધ થવાથી **સંભાજીરાવ** લંપટ થઇ પડયોછે, તો પણ વિષય ભોગ કરતાં મૂળથી તેના મનનું વલણ શિકાર કરવા ઉપર ઘણું છે, એવું **એસાજીને** સારી રીતે માલૂમ હતું. તેથી તે તેને કહેવા લાગ્યો કે, "મહારાજ એકજ જગાએ રહેવાથી કંટાળો આવ્યો છે. માટે થોડાક દિવસ ઠામફેર કરીએ તો ઠીક. આણીપાસ જંગલમાં ઘણાજ સાવજ ઉલટયાનું

સાંભાળ્યું છે. અને વળી શિકાર કરવા જવાની આ ઋતુ પણ સારી છે. માટે આપણે કેટલોક વખત **રાયગઢ**ના જંગલમાં ફરી આવીએ." આ વાત તરતજ એને ગળે ઉતરી. અને કેટલાએક સોબતીઓ લઇને **રાયગઢ** તરફ જવા નિકળ્યા. ત્યાં કોઇ જબર જસ્ત વાઘ મળી જાય અને **સંભાજીરાવ**નો બોરફૂટો થઈ જાય તો 'એક પંથ ઔર દોકાજ' થાય. એટલે એકતો **સંભાજી**નો **ઘાટ** ઘડવાનો જે હેતુ છે તે પારપડે; અને બીજો **તુળશી**ની પુંઠે લફરૂં લાગ્યુંછે તે છૂટે.

જંગલમાં પ્રવેશ કરતાની સાથેજ ખુદ એકલા **સંભાજીરાવે** ઘણાજ હિંસક પ્રાણીઓ માર્યા. એમ દરરોજ શિકાર કરતા ફરતા હતા. તેવામાં એક દિવસે શિકારી લોકોએ એવી ખબર આણી કે, આટલામાં પાસેજ એક મ્હોટો જબરો વાઘ આવ્યો છે. તેની બોડની નજદીકમાં ગયેલા કેટલાંએક માણસોના તેણે ભોગ લીધા છે. તેની બીકથી તે બાજુએ કોઈ પણ ફરકી સામું જોતું નથી. આ સમાચાર સાંભળીને **સંભાજીરાવ**ને ઘણોજ હર્ષ થયો. જે વાઘે આવો જુલમ કરવા માંડયો છે, તેની ખબર તો સૌથી પહેલી લેવી જોઇએ. એવું કહીને તે તાબડતોબ ઉઠયો, અને તે પઠ્ઠાની બોડ પાસે જઇને ઉભો રહ્યો. પણ તે વખતે તે બોડમાં નહોતો. ત્યાંથી કેટલેક છેટે ઘણીજ ઘટ્ટ ઝાડી હતી તેમાં તે ગયો હતો. ત્યાંથી માણસનો સંચાર જાણીને તેણે એક તડુકો કર્યો, અને તેના ઉપર ધસી આવ્યો. અહિ રાજપુત્ર તૈયારજ હતો. તેણે તરતજ એક તીર ભાથામાંથી કાઢીને બરાબર તાકીને વાઘના ઉપર છોડયું, તે સમમમ કરતુંકને, ધારેલા નિશાન પ્રમાણે તેના ફાટા મ્હોઢામાં જતેકને, તાળવું શારી નાંખ્યું. આ મર્મસ્થાનમાં જખમ વાગતાની સાથેજ તે ઉપરા છાપરી લોહી ઓકવા મંડી પડયો. અને પછી તરતજ મરણને શરણ થયો.

તેના તીરનું આવું અનહદ જોર જોઇને તેના સાથિયોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. બધાંએ વાઘની પાસે જઇને તીર કયાં કેવી રીતે વાગ્યું, તે તપાસીને તેમણે **સંભાજીરાવ**ની ઘણીજ તારીફ કરી. આવી રીતે **સંભાજી**ની જય પ્રાપ્તિ જોઇને **એસાજી**ની ખીચડી તો મનમાં ને મનમાં ખદખદવા લાગી. સાથીદાર મંડળીમાં **એસાજીએ** **દોલતરાવશિર્કે**ને પણ લીધો હતો. તેણે **તુળશીબાઇ**નું માગું કર્યાની વાત પ્રથમ અમે જણાવી ગયા છીએ. એ બન્નેનાં મન પહેલાંથીજ મળેલાં હતાં, તેથી તેનીજ સાથે પોતાનું લગ્ન થાય એવી **તુળશી**ની પૂર્ણ ઇચ્છા હતી. અને **તુળશી** ઉપર **દોલતરાવ**

પણ આષક થઈ ગયો હતો. મારી પ્રિય ભાર્યા ઉપર રાજપુત્રની કનજર છે. અને તેને વશ કરવા માટે તેનો પ્રયત્ન જારી છે, એવું તેના સમજવામાં હતું. એકજ સ્ત્રી ઉપર બે પુરૂષો આષક હોય અને તે વાત એક બીજાના સમજવામાં હોય તો તે બે પુરૂષો એક બીજાના કટ્ટા વૈરી થઈ પડે છે. તે પ્રમાણે **સંભાજીરાવનો દોલતરાવ** કટ્ટો વૈરી હતો. તે વૈર જો લાગ આવશે તો લઈ પાડીશું, તેવો મન સાથે સંકલ્પ કરીને **દોલતરાવ** શિકારને બહાને સાથે આવ્યો હતો. રાજપુત્રને ગમે ત્યાં ફાંદામાં ફસાવીને ઠાર કરવો અને બન્નેના આ હાડવૈરીને બરાબર કરી નાંખવો, એવો તેનો હેતુ હતો. આ તેનો હેતુ ફક્ત **એસાજીનેજ** માલૂમ હતો તેમજ **દોલતરાવ** ઘણોજ હઠીલો,ખુની અને બે દરકારી જુવાન હતો, એવી પણ **એસાજીને** ખબર હતી. આણી તરફ રાજપુત્ર સર્વના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખતો હતો. તેના મનમાં કોઇને માટે લેશમાત્ર પણ શક નહોતો. તે બન્નેનાં કારસ્તાન વિષે તેના ખ્યાલમાં પણ નહોતું. આ વખતે તેનો ઘાટ ઘડવો ઠીક પડશે, એવી **એસાજીની** ધારણા હતી. તેથી તેણે **શિરકેને** એક બાજુએ લઈ જઇને કહ્યું કે, " કાલે **સંભાજી** શિકારે નિકળે ત્યારે તેને એકલો પડેલો હોય તેવો લાગ જોઇને તું તેને ઠાર મારી પાડ. " આ કહેવું **શિરકેએ** કબૂલ રાખ્યું.

બીજે દિવસે સવારમાં રાજપુત્ર શિકારની ધાંધલમાં પડયો. તેણે ઘણાજ સાવજો મારી આણ્યા. શિકાર કરીને બપોરના વખતમાં પાછો ફર્યો, તે વખતે તે ઘણોજ થાકી ગયેલો હતો. ટહાડ, તડકો અને ભૂખથી તે આકુળ વ્યાકુળ થઈ ગયો હતો. આગળ ચાલતાં એક ન્હાનોસેક પરંતુ સુન્દર વહેળો વહેતો તેના જોવામાં આવ્યો. તેના કાંઠે ઘોડાને ઉભો રાખી, નીચે ઉતરી, લગામ **જોત્યાજીને** આપી, એક ઝાડની શીતળ છાયા નીચે વહેળામાં ન્હાવા પડયો. વહેળાની બંને બાજુની જમીન ખડકવાળી અને ઘણીજ ઉંચી નીચી હતી. તેમાં આમ તેમ ઘોડો ઠેકાવતો **દોલતરાવ** રાજપુત્ર ઉપર ધસમસ્યો આવતો હતો. તેનો ચ્હેરો અને તેનું વલણ જોઇને સામે કાંડે થોડેક દૂર રાજપુત્રના સોબતી હતા તે બુમ પાડી ઉઠયા કે, **સંભાજીરાવ**, સાવધ થાઓ, સાવધ થાઓ. તમારા સામે કોણ આવે છે, તે જૂઓ. આ શબ્દો કાને પડતાંજ **સંભાજીરાવે** ન્હાતાં ન્હાતાં ઝટ લઇને ઉભા થઇને ઉંચી ડોકી કરીને જોયું તો **દોલતરાવશિરકે** તેના જોવામાં આવ્યો. તેણે પોતાનો ઘોડો ઘણી ઝડપથી દોડયો હતો, હાથમાં નાગી

તલવાર ધારણ કરેલી હતી અને મ્હોટા આવેશથી ભવાં ચઢાવેલાં હતાં. તેનો સપાટો મ્હારા પ્રતેજ છે, એવી **સંભાજીરાવ**ની ખાત્રી થઈ. તેણે **જોત્યાજી**ને કહ્યું કે, તું મ્હારી પાછળ રહે, પણ તે નિમકહલાલ ચાકર પોતાના ધણીને છોડીને પાછળ રહ્યો નહિ. તેણે પોતાના ઘોડાને એડી મારીને એકદમ **દોલતરાવ**ના ઉપર ઝૂકાવ્યો. પરંતુ વહેળાના કાંઠાની જગા એક સરખી નહોતી, તે અમે એક વખત કહી ગયા છિયે. આ ખડબચડી જમીનને લીધે **જોત્યાજી**નો ઘોડો ઠોકર ખાઇને નીચે પડયો. તેથી ના ઈલાજે પછી તેને પોતાના ધણીની પાછળ રહેવાની જરૂર પડી. આણી પાસથી **દોલતરાવે** આવીને ભીડાવ્યાં. **સંભાજીરાવ** ઘોડાપર સવાર થઈ સામે ખડોજ હતો. તેણે પોતાના ઘોડાને એડી મારીને એક બાજુપર કાઢયો. તે વખતે **દોલતરાવે** તેના માથા ઉપર એક ઘા કર્યો. આ સમયે **સંભાજીરાવ** જરાક ગફલતમાં હતો. તેથી **દોલતરાવે** કરેલો ઘા તેની પાઘડી ઉપર વાગ્યો. પાઘડી કઠણ બાંધેલી હતી, અને તેના ઉપરના આંટા ખૂબ આંબળેલા હતા. તેથી ઘા ઘણો ઉંડો જઈ શકયો નહિ. કેટલાક આંટા કપાઈ ગયા, તેથી પાઘડી એક બાજૂએ ખસી ગઈ. આ પ્રસંગે **દોલતરાવ** જો બીજો ઘા કરત તો **સંભાજીરાવ**ની.માઠી દશા થઈ પડત. પણ પાઘડી ખસી કે તરતજ ઠીક કરીને ઘોડો ફેરવીને તેણે **દોલતરાવ**ની ખાંધ ઉપર એક સરાઈદાર ઘા કર્યો. તે ઘા જનોઈની પેઠે આડો ઉતરી જવાથી **દોલતરાવ** ઘોડા ઉપરથી એકદમ નીચે પડી બેશુદ્ધ થઇને મરણ પામ્યો. પછી **સંભાજીરાવ** અને **જોત્યાજી** પોતાના સોબતીઓને આવીને મળ્યા. જે ખરા મિત્ર હતા તે પોતાના સોબતી ઉપરની મ્હોટી ઘાત ટળવાના આનંદથી તેને ભેટી પડયા. તે વખતે એકલા **એસાજી**નું મન ઘણુંજ ઉદ્વિગ્ન થયું. તોપણ તેણે બ્હારથી એવો ડોળ દેખાડયો કે, **દોલતરાવ**ના મરાવાથી હું ઘણોજ ખૂશ થયો છું. **દોલતરાવશિરકે**નું આવી રીતે મરણ થવાથી **એસાજીકંક**નો દ્વેષ કમી ન થતાં ઉલટો બમણો વધ્યો. તેના મનમાં રાજપુત્રનું વૈર લેવાની ઇચ્છા અધિકાધિક વધતી ગઈ.

આણી ગમ **તુળશીબાઈ**ને શું થયું તે સાંભળો. જેણે તેના હાથની માગણી કરી હતી, અને જેના ઉપર તેનો અકૃત્રિમ પ્રેમ હતો, તે તેનો પ્રાણવલ્લભ રાજપુત્રને હાથે મરાયો, એવું તેણે જે વખતે સાંભળ્યું, તે વખતે તેને થયેલા દુઃખનું વર્ણન કરવાને અમારી કલમ અશક્ત છે. જેણે મ્હારા પ્રિય પિતાશ્રીને માર્યા હતા, તેણેજ મ્હારા પ્રાણવલ્લભને પણ

મારી નાંખ્યો; ઠીક છે, શી ચિન્તા છે? આ ચંડાળનું હું વૈર લેઉ તોજ **હિરોજીફર્જંદ**ની પુત્રી ખરી, એવું તેણે પણ લીધું. પેટમાં દ્વેષાગ્નિની ઝાળ લાગી હતી, તે પેટમાંની પેટમાંજ રાખીને આગળ ઉપર શી રીતે વૈર વાળવું તેની યુક્તિનો વિચાર કરતી સ્તબ્ધ બેઠી. આ ચંડાળના મ્હોઢે મીઠુ મીઠુ બોલી લાગ આવે બરોબર કરી નાંખવાનો તેણે નિશ્ચય કર્યો.

***પાઠક,**—કેટલીએક સ્ત્રીઓ કેવા કાવા દાવા વાળી ધૈર્યવાન અને પેટમાં પગવાળી હોય છે, એ જુઓ! પુરુષ ગમે તેટલો ધૂર્ત અને ચતુર હોય તોપણ સ્ત્રીનું ખરૂં સ્વરૂપ ઓળખવાને તેની અક્કલ ગુમ થઈ જાય છે. તેનો બ્હાર દેખાડવાનો પ્રેમ એક ઉપર હોય છે, તથાપિ તે પ્રેમનું ખરેખરૂ પાત્ર કોઈ બીજોજ હોય છે. તે એકની સાથે મીઠુ મીઠુ બોલે છે, પરંતુ તેનો ખરા દિલનો પ્રેમ બીજા ઉપર હોય છે, અને જૂએ છે ત્રીજાની તરફ. એવી રીતે સ્ત્રી જાત એક રંગમાં ચચ્ચાર રંગ દેખાડે છે. આવી સ્ત્રીનું અધરોષ્ટ ચુંબન સ્ત્રીલંપટ પુરુષોને અમૃતપાન સમાન લાગે છે. પરંતુ બીજી રીતે જોતાં તેનું ચુંબન ઝેર પીવાની બરોબર નિવડે છે. આ ગમે તેટલી તોપણ કપટ જાળ તે અંદરની અંદર કેટલા દિવસ છૂપી રહેવા પામે? તેની આવી લપ્પન છપ્પન ગમે ત્યારે પણ અજવાળામાં આવ્યા વગર રહેતી નથી. અને છેવટે નીકળે છે, પણ તેમજ. પણ એટલું સારૂં છે કે, આવી સ્ત્રિયો જગતમાં થોડી નિવડે છે. નહિતો અનર્થનો પારજ રહેત નહિ.

આગળ યોગાયોગ એવો આવ્યો કે, **સંભાજીરાવ**ને આ બન્ને દુશ્મનોના સમાગમથી કેટલોક વખત અનાયાસે દૂર રહેવું પડયું. કોંકણમાં પોર્ટુગીજ અને જંજિરાના શિદીઓએ **શિવાજીરાવ**ના રાજ્યની સરહદ ઉપર મ્હોટી ધામધૂમ ચલાવી મૂકી. તેમણે **શિવાજીરાવ**ના કેટલાક કિલ્લા સર કર્યા. હિંદુઓને પકડીને તેમના ઉપર જુલમ કરવા માંડયો. હિંદુઓનાં કેટલાંક દેવસ્થાનો પાડી નાંખ્યા; અને દેવની મૂર્તિઓ ભાગી નાંખી; તથા કેટલાએક લોકોની સ્ત્રીઓને પકડીને કબજે કરી. આવી આવી ભયંકર બાતમી ઉપર બાતમીઓ આવવા માંડી, તે વખતે **શિવાજીરાવ**ની પ્રકૃત્તિ સારી નહોતી. માટે શત્રૂઓને જીતીને રાજ્યનો બંદોબસ્ત કરી આવવાની કામગિરી ઉપર તેણે પોતાના પુત્ર **સંભાજીરાવ**ની નિમણૂક કરી. તેથી સાથે ફોજ લઇને **સંભજીરાવ** કોંકણની સ્વારી ઉપર

* વાંચનાર.

ચઢયો, સબબ એસાજી અને તેની બહેનના વેર વાળવાના ઘાટની યોજના મુલતવી રહી, એ વાત ખરી, એટલા ઉપરથી તે વાત તેઓએ બિલકુલ મૂકી દિધી, એમ સમજતા નહિ.

હવે સ્રષ્ટીના અદ્દભુત ચમત્કાર દર્શનના અને વિર રસના જેઓ ભોક્તા હોય તેઓએ મ્હોં આગળ પિરસેલી પત્રાળી ઉપર તરતજ ગોઠવાઈ જવું; અને બીજાએ બીજી પત્રાળીઓ પિરસાય ત્યાં સુધી જરા વિસામો ખાવો, એવી અમારી પ્રાર્થના છે.



## પ્રકરણ ૩ જું.

### "अनन्यगामिनी पुसां कीर्तिरेका पतिव्रता."

**અર્થ**—બીજા પુરુષને વિષે જેની વૃત્તિ જતી નથી, તે સ્ત્રી પતિવ્રતા કહેવાય છે, અને તેની હમેશાં વાખવાખી બોલાય છે.



પ્રથમ જંજિરાના શિદી ઉપર રાજપુત્રે પોતાનો મોરચો અડાવ્યો. તેમના રાજ્યમાં ફિતૂર કરવા માટે **ખંડૂર** કરીને એક **સંભાજી**ની મરજી પ્રમાણે ચાલનારો હજુરી હતો. તેને તેણે આગળ મોકલી દિધો. ત્યાં તેણે શિદીઓના દારૂગોળાને સળગાવી દેવો, અને બીજી બાજુએ પોતે કિલ્લા ઉપર હલ્લો કરવો, એવી મસલત તેની સાથે કરી હતી. ઘોડેસ્વાર અને પાયદળ મળીને એકંદર તેના લશ્કરની સંખ્યા તેર ચૌદ હજારની હતી. ફોજના મુખ્ય અધિકારીની જગાએ **દાદાજી રઘુનાથ** દેશપાંડેની નિમણુક તેણે કરી હતી. તેને **સંભાજીરાવે** વચન આપ્યું હતું કે, આ સ્વભાવમાં તું તારી મર્દાઈ બતાવીને જય મેળવી આપીશ તો તને આઠ પ્રધાનો પૈકી એક પ્રધાનપદનો મહારાજ પાસેથી શિરપાવ કરાવીશ.

આણીપાસ **ખંડૂજી** કેટલાએક લોકોને સાથે લઇને વેષ બદલીને કિલ્લામાં ઘુસ્યો; અને તેણે ત્યાં કેટલીએક ધામધુમ કરી મૂકી. એ બાતમી શિદીઓને મળવાથી તેમણે તેના સુદ્ધાંત તેની ટુકડીના તમામ લોકોનાં માથાં ઉડાવી દીધાં. એટલામાં **સંભાજીરાવ** દંડરાજપુરી સુધી જઈ પહોંચ્યા, **દાદાજી રઘુનાથ** દઢતાથી જંજીરાના કિલ્લાને ઘેરો ઘાલી બેઠો. **પગરસ્તાની**

બાજુએ આવો બંદોબસ્ત થયો, તેથી જળમાર્ગથી પણ એકદમ હલ્લો કરવો એવું ઠર્યું. પણ સમુદ્રમાં તેનો કાંઈ ઈલાજ ચાલ્યો નહિ. તે બાજુએ એક શિદીનો સરદાર હતો તે ફોજ સાથે છાવણી સુધી આવી પહોંચ્યો હતો, તેણે ત્યાંથી **દાદાજી રઘુનાથ**ની સ્ત્રીને પકડીને કબજે કરી લીધી. આ બાતમી સાંભળીને **સંભાજીરાવ** ઘણોજ છંછેડાઇને ખુશકી અને જળમાર્ગ, બન્ને તરફથી શિદી ઉપર ખૂબ મારો ચલાવી તેમને વેરણ છેરણ કરી નાંખ્યા. તેથી તે દાંતમાં તરણાં લઇને શરણે આવ્યા.

પછી શિદીઓને છોડીને તેણે પોર્ટુગીજ લોકો તરફ પોતાનું લશ્કર ફેરવ્યું. તેણે તેમનાં કેટલાંએક ગામો લુટીને ખરાબ ખસ્ત કરી નાંખ્યાં. જતાં જતાં ઈંગ્રેજોને પણ થોડોસેક હાથ દેખાડયો. આગળ જતાં **ઔરંગજેબ**નો સરદાર **રણમસ્તખાન** તેના ઉપર ચઢી આવ્યો. તેની જોડે પણ એક બે અણીની લઢાઇઓ કરીને તેણે તેને પણ પાછો હઠાવ્યો. પછી તેની સાથે મોરચો બાંધીને ન બેસી રહેતાં **અહમદનગર** તરફ નિકળી ગયો. ત્યાર બાદ તેણે **ચોલ** ઉપર સ્વારી કરી. ત્યાં પોર્ટુગીજનો મુખ્ય ગવરનર પોતાની સાથે મોટી ફોજ લઇને. તેના ઉપર ચઢી આવ્યો. તેની ફોજમાં ૧,૨૦૦ એકલા યૂરોપિયન ગોરા સિપાઈ હતા. તે સમયે પોર્ટુગીજ લોકોએ કમકમી છૂટે એવાં કેટલાંએક ક્રુર કામો કર્યાં. જે ગામ તેમના સપાટામાં આવતું તેને તેઓ ખેદાન મેદાન કરી નાંખતા. કેટલાંએક હિંદુનાં દેવાલયો પાડી નાંખીને તેમાંની મૂર્તિઓના ચૂરેચૂરા કરી નાંખ્યા. રૈયત પૈકીના કેટલાએક લોકોને જોર જુલમથી વટલાવ્યા. **શિવાજીરાવ**ના તાબામાંનો ફોડા કિલ્લો સર કરવાનો ઇલાજ ચલાવ્યો. તેને તેઓ ઘેરો ઘાલી પડયા. ઘેરાના બંદોબસ્તનું કામ **ગોવાના** ખુદ ગવરનરે પોતાના હાથમાં રાખ્યું હતું. તે ગવરનર ઉપર **સંભાજીરાવ** એકદમ ચઢી ગયો. **સંભાજીરાવ**નામાં ધૂર્તતા, દક્ષતા, દૂરદર્શી વિચાર, બુદ્ધિ ચાતુર્ય, કલ્પના શક્તિ, સોપક પણું, આ બધા ગુણ તેના બાપના કરતાં જરા કમી હતા ખરા, પરંતુ શુરાતનના કામમાં તો બરાબર તે તેના બાપના જેવો જ હતો. એટલુંજ નહિ પણ તેના બાપના કરતાં પણ તે રતીપુર ચઢીઆતો હતો એમ કહીશું તો અતિશયોક્તિ નહિ કહેવાય. તેની ફોજ જો કે પોર્ટુગીજના કરતાં ઓછી હતી, તથાપિ ફોડા કિલ્લો નજરે પડતાની સાથેજ તેણે શત્રુની પુઠ ભણીથી એકદમ હલ્લો શરૂ કર્યો. તેના સિપાઇઓ પોર્ટુગીજ લોકોની જોડે ઝુઝતા હતા, અને પાછળથી તે તેમને ઉત્તેજન આ-

ધ્યાં કરતો હતો. બન્ને બાજુના સિપાઇઓનો એક બીજાને ભેટો થઈ ગયો, અને ઝપાઝપીની લઢાઈ ચાલી તેમાં કેટલોક વખત લઢાઈ સરખેપુરે ઉતરી. બન્ને પક્ષનાં પાંચસેં પાંચસેં માણસ ઠાર માર્યાં ગયાં. પણ પછી પોર્ટુગીઝોની જીત થતી જાય છે, એવો ઘાટ માલૂમ પડ્યો. **સંભાજીરાવ**ની તરફના લોક જરા મંદી ઉપર હોય તેવું દેખાયું. તેઓ પાછળ હઠવા લાગ્યા. અને પોર્ટુગીઝો ધીમેધીમે આગળ વધતા ગયા. તે વખતે તેમણે મરાઠા લોકોને બકરાંની પેઠે રેંશી નાંખ્યા. **સંભાજીરાવ**નો ભગવો ઝંડો લશ્કરના મધ્યમાં ફરકતો હતો. તેની નજદીકમાં તેના અત્યંત વિશ્વાસુ હજુરીઆઓ હથિયારબંધ ઉભા હતા. તેમણે તેણે કહ્યું, "**જોત્યાજી**, આજની લઢાઇનો રંગ મને ઠીક લાગતો નથી. આપણા સિપાઇઓ ઘણાજ મુઆ અને બાકીના પાછળ હઠતા આવે છે. હવે જય મળવાની આશા જણાતી નથી. શત્રુનો માર ખાઇને કાળે મ્હોઢે મહારાજ પાસે જવું. તેના કરતાં અહીંને અહીંજ તલવારથી ડોકું કાપી નાંખીને દેહ ત્યાગ કરવો, કિંવા રસ્તો મળે તે તરફ જીવ લઇને નાશી જવું, એવું મ્હારી નજરમાં આવે છે. તારી ધ્યાનમાં શું આવે છે, તે કહે ?" આવું સાંભળીને **જોત્યાજી**ને ઘણુંજ ખોટું લાગ્યું. તેણે કહ્યું, "મહારાજ આ શું.! આપ આમ કેમ બોલો છો ? દેશ ત્યાગતો બ્રાહ્મણ, સન્યાસી, અને સાધુએ કરવો જોઇએ, અને દેહત્યાગ, બાઈડીઓએ કરવો જોઇએ ? આપણે સિપાઈ બચ્ચા, તેમાં વળી હાડે મરાઠા, તેણે તો મારતાં મરતાં મરવું, એજ ખરૂં બિરદ. આપણે શત્રુઓથી હારી ગયા છિયે, એવું તેમના સમજવામાં ઠેઠ સુધી આવવા દેવું નહિ. આવું કાળું મ્હોઢું લઇને પાછા જવું, કે દેશ તજીને જીવ બચાવવો, તે કેટલા અવતાર સારૂં ?" **જોત્યાજી**નું આ પ્રમાણે શૌર્યોત્તેજક ભાષણ સાંભળીને **સંભાજીરાવ**ના શરીરમાં લાગલોજ ફરીથી વિરશ્રીનો સંચાર થયો. **સંભાજીરાવ** બાંહ્યો ચઢાવીને મુછો મરડતો મરડતો પોતાના લશ્કરને ઉશ્કેરતો આગળ ધપવા લાગ્યો. તેને જોઇને **દાદાજી રઘુનાથ** જીવ ઉપર આદરીને આગળ લઢતો હતો, તેને પણ નવું જોર આવ્યું. રાની ડુક્કર જંગલમાં જેમ રમણે ચઢે છે, તેમ કાંઈ પણ આડું અવળું ન જોતાં **સંભાજીરાવ** આગળ ઝૂકાવતો ચાલ્યો, તેથી તેની હરબડી રહેલી ફોજમાં શૂરાતનનું નવું લોહી ફરવા લાગ્યું. અત્યાર સુધી જે ફોજમાં ઢીલપણ હતું, તે કાઢી નાંખવાનું પણ લઇને દરેક સરદાર આગળ આગળ ધપતો ગયો. ભાલાની અણી, બરછીની પણી, અને તરવારની ઝપાઝપીનું કામ શરૂ થયું. આ હલ્લામાં **સંભાજીરાવે**

પોર્ટુગીજના આશરે ૧૨૦૦ માણસોને સુવાડી દીધા. આ વખતે પોતાની તરફનાં પણ ૬૦૦ માણસો પડયાં. આ લઢાઈના આવેશથી કેટલાએકના માંથાનાં ડોધલાં ઊડી ગયાં હતાં, તોપણ તેમનાં ધડ રણભૂમિ ઉપર નૃત્ય કરતાં હતાં. પોર્ટુગીજ ફોજના કેટલાએક મોખરાના સરદારો રણભૂમિ ઉપર રડવડી પડવાથી તેના લશ્કરમાં ભંગાણ પડયું, અને જેમ સરોવરની પાળ તુટવાથી એકદમ પાણી ગમે તેમ આડું અવળું વહી જાય, તેમ જે જેની નજરમાં આવ્યું તેણીગમ બધું લશ્કર નાશ ભાગ કરવા લાગ્યું. તેથી આખરે પોર્ટુગીજ લોકોની હાર થઈ, અને **સંભાજીરાવ**ની જીત થઈ. પોર્ટુગીજ ગવરનર **ગોવા** ભણી પાછો ભાગ્યો. તેનો કેડો લેવાને **સંભાજીરાવ** તેમની પાછળ ચઢયો. તે વખતે તેને શત્રુઓનો દારૂ, ગોળો, બંદુકો વિગેરે લઢાઇનો સામન ઘણોજ મળ્યો. તેણે ઠેઠ **ગોવા** સુધી તેમનો કેડો લીધો અને પછી તે **ચોલ** અને **કારંજા** ભણી વળ્યો. **કારંજા**, **વસાઈ** અને **દમણ**ની આસપાસના કેટલાએક કિલ્લા તથા થાણાંઓ ઉપર હલ્લા કરીને તેણે સર કર્યા. પોર્ટુગીજો હોલેદીલ જેવા અહિંથી તહીં અને તહીંથી અહિં ભટકવા લાગ્યા. પ્રથમ પોર્ટુગીજોની એવી ધારણા હતી કે, તે દેશનાં ખરાબ હવા પાણીથી થોડેક દહાડે **સંભાજીરાવ** એની મેળે પોતાના રાજ્યમાં પાછો નાશી જશે. પણ, "બીજાનું ભૂંડું ઇચ્છવાથી તેનું પોતાનુંજ ભૂંડું થાય છે," તેના જેવી તેમની અવદશા થઈ. **સંભાજીરાવ**નું શરીર એવું સારૂં હતું કે, તેને ગમે ત્યાંના પણ હવા પાણી લાગે નહિ. આખરે ફિરંગી ફોજનો મુખ્ય સરદાર હતો તેજ માંદો પડયો, અને તેના કુટુંબમાંથી એક પછી એક એમ ટપોટપ કેટલાંએક માણસો મરી ગયાં. **સંભાજીરાવે** તેનો કેડો છોડયો નહિ. ફિરંગીઓનાં અને શિધીઓના જે જે દેવળો અને મસજિદો રસ્તામાં આવી ચઢયાં, તેને જમીન દોસ્ત કરી નાખ્યાં. આ પ્રમાણે ફિરંગીઓની ઘણી રીતે ફજેતી કરી. આખરે તેમણે **સંભાજીરાવ** સાથે તહનામાં કર્યાં. તેમાં ૫ કરોડ *હોન ખંડણી આપવાને પોર્ટુગીજના ગવરનરે કબૂલ કર્યું. ત્યારે તેણે પોતાની ફત્તેહના નગારાંનો ડંકો વગડાવી કુચ કરવાનો હુકમ કર્યો. આવી રીતે વિજય થવાથી પોતાનો ભગવો ઝંડો ફરકાવતો ને **પુના**માં દાખલ થયો. આ સ્વારીમાં વિજય મળવાથી બધા લોકોમાં તેની ખ્યાતી થઇ. તેના શૂરાતનની કેટલીએક વાતો સાંભળીને **શિવાજીરાવ**ને પણ ઘણોજ આનંદ થયો. **સંભાજી** હવે કાંઇક ઠીક

* એક જાતનું સોનાનું નાણું છે.

થયો, એવું તેને લાગ્યું. આ સ્વારીમાં જેણે જેણે બહાદૂરી કરેલી તેમને **શિવાજીરાવે** બોલાવીને, બધાને સારૂ લગાડીને, કોઇને પોષાક, કોઇને ઘોડો, કોઇને મોતીની કંઠી અને કોઇને જમીનની જાગીર આપીને તથા કેટલાકને મોટે હોદ્દે ચઢાવીને સઘળાને ખૂશ કર્યા.

**સંભાજીરાવ** પોર્ટુગીજ લોકોનો કેડો પકડીને ગોવા સુધી ગયો હતો, એવું અમે પ્રથમ કહી ગયા છીયે. તે ધાંધલમાં એક બ્રાહ્મણની ૧૪–૧૫ વર્ષની પુત્રી તેના હાથમાં આવી ચઢી હતી. તે ગૃહસ્થ ઘરની હોવાથી કેવળ લાવણ્યતાનોજ ભંડાર હતી. તે પોતાના હાથમાં આવ્યા પછી, તેની બીજી કાંઇપિણ તજવીજ ન કરતાં, તરતજ પોતાની સાથે પુને લઈ આવ્યો. તેને ત્યાં લાવ્યા પછી એક હિન્દુસ્થાની કનોજીયાના ઘરમાં છૂપાવી રાખી. તે સામદામથી તેને વશ થઈ નહિ, માટે તેના ઉપર હેવટે બળાત્કાર કરવાનો તેણે ઈરાદો રાખ્યો હતો. આ બધી વાતની બાતમી **શિવાજીરાવને** મળી. ત્યારે તેમને ઘણું ખોટું લાગ્યું. તેથી તરતજ બે કારકુન અને કેટલાએક પ્યાદા સિપાઇઓને મોકલીને તેને પોતાની સમક્ષ બોલાવી મંગાવી. તે ખૂબસુરત પુત્રી રાજાની સમક્ષ રજુ થતાંજ માથું નીચું ઘાલી રડવા લાગી. તેનું કેતકીના પાંદડા જેવું ગૌરપણું, અને તેને **મહા પિતાએ** નવરાશના સમયમાં થોડી થોડી કણકે ઘડેલી, તથા તેની નમ્રચિત્તવૃત્તિ જોઇને એ કોઈ કુલીન ગૃહસ્થની પુત્રી હોવી જોઇએ, અને તેનાં સાસરિયાં પણ તેવાંજ કુલીન ગૃહસ્થ હોવાં જોઇએ, એવી રાજાના મનની સંપૂર્ણ ખાત્રી થઈ. તે ઉપરથી તેમણે તેને ઘણુંજ આશ્વાસન કરીને કહ્યું, "બેટા, તું કાંઈ ફિકર કરીશ નહિ, તું અમારી કુંવરી જેવી છે. તારૂં પિયર અને સાસરૂ કિયા ગામમાં છે તે કહે, એટલે તને તારે ઘેર સારી રીતે જાપતેથી પહોંચતી કરીએ." આવાં ધીરજનાં વાક્યો સાંભળી તેને ઘણીજ હિમ્મત આવી, તેથી તેણે પોતાની બધી હકિકત નિવેદન કરી. તે સાંભળીને **શિવાજીરાવે** વસ્ત્રાલંકારથી શૃંગારી મેનામાં બેસાડી સાથે દશ બાર વિશ્વાસુ માણસો મોકલી તેને તેની સાસરીમાં પહોંચતી કરી. **સંભાજીરાવને** તેના દેખતાં ભર કચેરીમાં બોલાવીને **શિવારાવે** તેની ઘણીજ ફજેતી કરી. "તું મ્હારી પાછળ ગૌ બ્રાહ્મણને આવીજ રીતે પાળીશ પોષિશ કે ? આ વખતે તને ક્ષમા કરૂંછું, પણ ફરીથી આવું દુરાચરણ મ્હારી નજરે પડયું તો મ્હારે તારો પાકો બંદોબસ્ત કરવો પડશે, એ ખૂબ ધ્યાનમાં રાખજે." એવું કહીને તેમણે તેને રજા આપી. જે

કનોજીઆના ઘરમાં તે છોડીને રાખી હતી, તે કનોજીઆનાં બૈરી છોકરાં સુદ્ધાંતને **શિવારાવે** ગામમાંથી હાંકી કાઢયાં. આ હિન્દુસ્થાની રત્ન કેવા પ્રકારનું હતું ? આગળ **સંભાજીરાવ** તેના નાદે કેટલો ચઢયો હતો ? અને તેનાં ખોટાં પગલે તેની કેવી ખરાબી થઈ હતી ? એ અમારા વાંચક વૃંદના જાણવામાં ધીરે ધીરે આવશે. પરન્તુ હાલતો **એસાજીફર્જંદ** અને તેની બહેન **તુળશીબાઈ** તરફ જરા દષ્ટિ ફેરવીએ.

**સંભાજીરાવ** લઢાઈમાં ન મરાતાં જય મેળવીને પાછો આવ્યો, તે વર્તમાન સાંભળીને **એસાજીને** અને તેની બહેનને પરમદુઃખ થયું. આ જ્યાં જાય છે, ત્યાંથી ફત્તેહ મેળવીને આવે છે. તેથી આપણા પ્રારબ્ધમાં પરમેશ્વરે દુઃખજ લખી રાખ્યું છે કે, કેમ ? તે કાંઈ સમજાતું નથી. હશે, બનવાકાળ હશે તેમ બનશે, પણ છેવટ સુધી પ્રયત્નમાં કમિ રાખવી નહિ એવો તેમનો નિશ્ચય થયો.

**સંભાજીરાવ** લઢાઈમાંથી પાછો આવ્યો કે, તરતજ ફરીથી **તુળશીબાઈના** ઘરે આંટા નાંખવા માંડયા. **તુળશીબાઇએ** પોતાના મનમાં તેનું વૈર વાળવાનો નિશ્ચય કર્યો હતો, તોપણ તેનો મેળાપ થતાની સાથેજ તેના ઉપર પ્યાર ભર્યો ખોટો ઉમળકો દેખાડવા માંડયો. તેને પોતાના મૃદુહાસ્ય, પ્રેમકટાક્ષ, હાવભાવ, અને વાગ્વિલાસથી મોહાંધ કરી નાંખ્યો. તેથી કરીને તેના સળગી રહેલા કામાગ્નિમાં ઘી હોમવા જેવું થયું, અને તદ્દન ઉલ્લુ બની ગયો. **સંભાજી** ઓચિન્તો આવીને **તુળશી** ઉપર એકદમ હુમલો કરશે. વખતે જો તે તેને ઝાટકી કાઢશે, તો આગળ ઉપર જે કાર્ય કરવાનું ધાર્યું છે, તેમાં હરકત આવશે, એવું સમજીને **એસાજીએ** પોતાની બહેન કાયલી છે, એવું બહાનું કાઢી **સંભાજીરાવને** કહ્યું કે, "મ્હારી બહેનની પ્રકૃત્તિ બગડેલી છે, તેને સારૂ થવાને આશરે દશ, પંદર દહાડા લાગશે, તેટલામાં આપણે એક વખત આડાં અવળાં બીજે કોઇ ઠેકાણે શિકાર કરવાને ફરી આવીએ, ત્યાર બાદ જોઇશું." આવું **એસાજીએ** ફરીને પાછું તેના મનમાં ઠસાવ્યું. તે વાત તેને પણ પસંદ પડી. **પ્રતાપગઢની** તળેટીમાં એક મ્હોટી ખીણ છે, તેમાં વાઘ, ચીત્તા, સાબર, દીપડા, ડુક્કર અને શિકાર કરવા લાયક ભયંકર જનાવરો આવી રહે છે, એવી **એસાજીને** એક જણે બાતમી આપી હતી. તે ખીણમાં એકાદ જબરો વાઘ હોય તેનાં અને આપણા **ફાંકડોજીરાવનાં** ભેટાભેટીઆં કરાવી દઇએ, અને તેનો ઘાટ ઘડાઈ જાય તો પછી મનનો હેતુ સહેજ રીતે પાર પડી

જાય એવો આ જોગ ઠીક છે, એ પ્રમાણે વિચાર કરીને તેને સાથે લઇને તે બાજુ તરફ ગયો. સાથે **જોત્યાજી** વિગેરે બે ચાર જણ હતા. **એસાજી**ના મનમાં પોતાના માટે કાંઈ કાળુગોરૂં છે, એવો વિચાર રાજપુત્રને હજી-સુધી આવ્યો નહોતો. **પ્રતાપગઢ**ની ઝાડીમાં ઘુસતાની સાથેજ વાઘ ક્યાં છે! એવું **એસાજી**ને **સંભાજીરાવ** વારંવાર પુછવા લાગ્યો. કાંઇ તલવાર બહાદૂરીનું કામ હોવાથી તેનો જીવ ખુશ રહેતો, હજુરી **જોત્યાજી**, પોતાના હમેશના નિયમ પ્રમાણે, કમ્મરે તલવાર, બગલમાં તિર કામઠું અને એક હાથમાં બર્છી, આ પ્રમાણે હથિયારબંધ થઇને, પોતાના ધણીની પાછળનો પાછળ રહેતો હતો. લઢાઇનું કામ હો, અમસ્તી ખુશખુશાલીનું કામ હો, શિકારનું કામ હો, કિંવા બીજું ગમે તે કામ હો, તો પણ તે પોતાના ધણીની પીઠ મૂકતો નહોતો. તીરનો એક ભરેલો ભાથો હમેશાં તેની પી-ઠપર બાંધેલો રહેતો. તેની પ્યારી તલવારથી ઘણીક વખત તેના શત્રુના લોહીવડે હાથ ધોઇ તેમને **દુધેશ્વરની** આંબલીઓ જેવી નિરન્તરની શયા ભૂમિમાં સુવાડી દિધેલા હતા.

**સંભાજીરાવનો** **એસાજી**. ઉપર પૂર્ણ વિશ્વાસ હતો, એટલુંજ નહિ પણ સંપૂર્ણ પ્રેમ પણ હતો. **એસાજી**એ પોતાના દીલમાં તેને મારવા માટે ચોકસપણે ઠરાવ કરી રાખેલો હતો, તે વાત તેની બહેન સિવાય બીજા કોઇને લેશમાત્ર પણ માલૂમ નહોતી. તે રાજપુત્ર આ કપટી પુત-ળાંઓને ખુશ રાખવા, અને તેમનો ભાવ છે, તેવોને તેવો કાયમ રાખવા, કોઇક દહાડો કંઠી, કોઇક દહાડો કડાં, કોઇક દહાડો પાઘડી અને એવી બીજી ઘણીક બક્ષિસો આપતો હતો.

શિકાર કરવા જઈ ચઢેલું બધું ટોળુ તડાકા મારતું **પ્રતાપગઢ**ની તળેટીમાં આવી પહોંચ્યું. આ વખતે વર્ષાઋતુ હતી. વર્ષાઋતુ નજદીક આવવાની થાય છે ત્યારે કોઇ કોઇ વખતે **પ્રતાપગઢ** અને **મહાબળે-શ્વરમાં** ભારે વાદળાં થાય છે. ઉપર કહેલું ટોળુ અર્ધોક ડુંગર ચઢયું, તે વખતે ત્રીજા પ્રહરનો અમલ શરૂ થઈ ગયો હતો. એટલામાં એકાએક આકાશમાં વાદળાં ચઢી આવ્યાં, ભારે મહીસાસૂર જેવો વંટોળિયો ચઢયો, સર્વત્ર અંધકાર વ્યાપી ગયો; અને વર્ષાદ પડવાના ચિન્હ જણાવવા લા-ગ્યાં. આ તોફાન શાન્ત થતા સુધી બધા કાંઇ પણ આશ્રયની જગા શો-ધવા લાગ્યા. કેટલાએક માણસો **સંભાજીરાવને** મૂકીને પાછળ રહ્યા હતા. તેની સાથે તો માત્ર **જોત્યાજી**, **એસાજી** અને ઘોડાનો ખાસદાર

**પિલાજી**, આ ત્રણજ માણસો રહ્યાં હતાં. પાછળ રહેલા લોકોના મન રાજપુત્ર માટે તદ્દન નિષ્કપટ હતાં, પરંતુ **એસાજીએ** તેઓને મુદ્દામ કપટ ભાવથીજ પાછળ રહેવા દીધા હતા.

ડુંગર ઉપર ઘોડા જઇ શકે એવો રસ્તો નહોતો, માટે **પ્રતાપગઢની** તળેટીમાં એક મ્હોટી ખીણ હતી, તે ખીણની આસપાસ વડ પિંપળનાં ઝાડ હતાં, તેમાંના એક ઝાડે પોતાના ઘોડા બાંધીને પગે ચાલતા ચાલતા લગભગ અર્ધા કલાકે ઉપર ચઢી રહ્યા બાદ, ડુંગર ઉપર ન્હાનીસેક એક કઢણ પડેલી હતી, તે જગાએ મ્હા મ્હેનતે જઇ પહોંચ્યા.

તે વખતે આકાશ વાદળાંથી ઢંકાઇ થઇ ગયું હતું. તેથી સૂર્યનો પ્રકાશ જરાપણ જણાતો નહોતો. ચારે તરફ ભારે તોફાન મચી રહ્યું હતું. વિજળીના ચમકારા થઇ રહ્યા હતા. ઝાડના પાંદડા ઉપર સોપારી જેવડાં વર્ષાદનાં ટીંપા અને કરા પડવા લાગ્યા. ઉડતાં પક્ષીઓ આવીને વૃક્ષોનો આશ્રય લેવા લાગ્યાં, તેમના ઉપર પણ પાણીના ટીંપા પડવા લાગ્યાં. તે વખતે તેઓ દયાજનક અવાજે ચીં, ચીં, ચીં કરવા લાગ્યાં. સર્પ, કાચંડા, ગીલોડીઓ, વિગેરે ન્હાના ન્હાના જીવજંતુ વગડામાં અને ઝાડ પાન ઉપર યથેચ્છ ફરતાં હતાં, તે આસપાસ ઉગેલા ઘાસમાં, સર સર કરતાંકને ભરાઇ ગયાં. વાદળાથી ઢંકાઇ જવાથી ચારે બાજુએ સાયંકાળ જેવો અંધકાર વ્યાપી રહેલો હતો, તેથી રસ્તો જડવાને મ્હોટી મુશ્કેલી પડી હતી. જંગલી લોકો એક બીજાને ઘણે છેટેથી લલકારીને હાકો મારતા હતા. તેથી, તે પ્રદેશ ભયભીત લાગતો હતો. તોફાન વધારે વધારે થવા લાગ્યું. હવે તો થોડીક વાર ઉભા રહેવાને કાંઈ પણ આશ્રય મળે તો ઠીક, એવી કાળજી બધાંને થઈ પડી. **એસાજી** બધાંની આગળ, તેની પાછળ **સંભાજીરાવ,** અને તેની પાછળ બન્ને ચાકરો, એવી રીતે તેઓ રસ્તો કાપતા હતા, જે ગુહા તરફ તેઓ જવાના હતા તે ગુહાનું ઠામ ઠેકાણું તેમણે સારી પેઠે પૂછી લીધેલું હતું. તેથી તેઓ કોઈ પણ જગાએ અચકાયા વગર એક સરખી રીતે વાટ મારતા હતા, ચઢાવ તદ્દન ઉભેડ હતો. તેથી પગરવાટ પણ સારી પડેલી નહોતી. તેને લીધે ઉપર ચઢતાં ચઢતાં સૌને નવનેજા પાણી પડયું. આ તોફાન ક્યારે થમી જશે, એ ચિન્તામાં ને ચિન્તામાં રસ્તામાં સંકટો જોકે ઘણાંજ હતાં તોપણ તે તેમને ભારે લાગ્યાં નહિ. ચાલતાં ચાલતાં પથરાઓ ઉપરથી લપસી જવાતું, પડી જવાતું, ફરી ટટાર થઇને બાંખડીએ ચાલવું પડતું, અને કોઇ કોઇ જગાએ તો છેક સાષ્ટાંગ નમસ્કાર

કરીને પણ ચઢવું પડતું હતું. એમ કરતાં કરતાં એસાજીએ મેળવેલી બાળ મુજબ જે ગુહા તરફ તે લઈ જતો હતો, તે તેમની નજરે પડી. તે આશરે બે હાથ ઉંચી, અને પૂરી એક હાથ પણ પહોળી નહોતી. તેમાં અંધારૂં ઘોર એવું હતું કે, આસપાસ શું છે, તે પણ જણાતું નહોતું. ગુહામાં મહા મ્હેનતને ચારે જણ પેઠા ન પેઠા, એટલામાં તો બહાર મુશળધાર વર્ષાદ પડયો, પર્વતની ઉંચી ઉંચી ટેકરીઓના શિખરો ઉપરથી ધો, ધો, ધો, કરતા પાણીના પ્રવાહો વ્હેવા લાગ્યા, તે દશ દશ બાર બાર માથોડા ઉંડી બખોલોમાં નીચે જઇ પહોંચ્યા. વિજળીના કડાકાના તોપોના જેવા અવાજના પ્રતિધ્વની ચારેપાસ પ્રસરવા લાગ્યા. વૃક્ષો નીચે એકઠા થઇ રહેલાં સુકાં પાંદડાં ઉપર વર્ષાદ પડવાનો તડાતડ અવાજ થવા લાગ્યો, વૃક્ષોના આશ્રયે આવી બેઠલાં પક્ષીઓ–કલકલાટ કરવા લાગ્યાં, વગડામાં ફરનારા અનેક તરેહના જીવજંતુઓના વિવિધ પ્રકારના શબ્દ ઘોષ થવા લાગ્યાં. વાંસ અને બાંબુ વિગેરે ઝાડો એક બીજા સાથે અથડાવાથી વચ્ચે વચ્ચે મોરલીના નાદ સરખા મધૂર સ્વર થવા લાગ્યાં; અને તેનાજ સૂરમાં પાણીનો અવાજ સમાઇ જતો. સારાંશ કે તે સમયે ત્યાં અનેક પ્રકારના ધ્વનિનું મિશ્રણ અને સંમીલન થઇને જે કાંઇ સ્વર નિકળતો તે જાણે બ્રહ્મદેવે પોતેજ ઉત્પન્ન કરેલા સ્વર પૈકીનોજ હોયની, તેવો સ્વર નિકળતો હતો. સેંકડો ઝાડ અને ઝુંપડાંઓ કકડાવીને જમીન દોસ્ત થઇ ગયાં. તે વખતે કાનના પડદા બ્હેર મારી જાય તેવો સુસવાટા ખાતો વાયરો ઉંચા શિખરો સાથે અથડાઇને ભયંકર અવાજ નિકળતો, અને તેમાં વળી મેઘ ગર્જના પણ તેવીજ ધડાકા લેતી હતી. વિજળી એટલા વેગથી ચમકતી હતી કે, વચ્ચે તેના પલકારા થતા તે જરા પણ સમજાતા નહોતા અને જાણે પૃથ્વી ઉપર વર્ષાદની સાથે અગ્નીની વૃષ્ટિ થતી હોય, તેવો ભાસ થતો હતો. પૈકી *આપ, તેજ, વાયુ, અને આકાશ, આ ચાર પંચમહાભૂતોએ એકલી બિચારી પૃથ્વી ઉપર પોતાના ×શસ્ત્રનો અસ્ખલિત મારો ચલાવેલો હતો. ગુહાના સામે એક મ્હોટો પ્રચંડ વડ હતો, તેના ઉપર વિજળીનો એક ઝબકારો પડયો. તેવોજ તે વડ થડથીતે ટોચ સુધી બેભાગ થઇ ગયો તેથી તે આળસ મરડી લાંબો થઇ જમીન ઉપર સૂઇ ગયો. સર્પ વિગેરે જીવ જંતુના દરમાં અને ઉધેરામાં પાણી ભરાઇ જવાથી તે બિચારાં તેમાંથી બહાર નિકળ્યાં, અને આકૂળવ્યાકૂળ થઇને

* પાણી. × હથિયાર.

પોતાનો જીવ બચાવવાને તે ગુહામાં પેઠાં. એ પ્રાણી કદીપણ માણસના પડછાયા તળે ઉભા રહે નહિ, પરંતુ ભારે સંકટ આગળ ન્હાના સંકટને ન ગણકારતાં તેમના સામેજ બેધડક જઇને બેઠાં. મ્હોટી ફીણોવાળા નાગરાજ પોતાની ફીણો સંકેલીને ગુહાના ખુણા ખોચરામાં છાનામાનાં લપાઇ બેઠા. ત્યાંજઇને બેસવાથી તેમને જરા ધીરજ આવ્યા જેવું થયું.

પછી કેટલીક વારે વિજળીના ચમકારા ઓછા થયા, ગડગડાટ પણ રહી રહીને થવા લાગ્યો; તોફાનનું જોર નરમ પડયું; વાદળાં સ્હેજ સ્હેજ વેરાઈ જવા લાગ્યાં; અને વચ્ચે વચ્ચે સ્હેજ સૂર્ય દેખાવા લાગ્યો. વળી કેટલીએક વારે તમામ વાદળાં વરોઇ જઇ, ડુંગર ઉપરનું બધુ આકાશ મંડળ તદન નિર્મળ થવા લાગ્યું. ગુહના ખુણાખોચરામાં જોકે બરાબર દેખાતુ નહોતું, તોપણ તેમાં પહેલાં જેટલો અધકાર રહ્યો નહોતો. બ્હાર આ પ્રમાણે શાન્તિ પ્રસરવા લાગી એટલામાં બિલાડી ઉતાવળેથી મ્યાંવ, મ્યાંવ, કરતી હોય, તેના જેવો શબ્દ ગુહાના એક ખુણા બણીથી સંભળાયો, આ ઠેકાણે બિલાડી કયાંથી આવી, કાંઈ રાની બિલાડી તો નહિ હોય? એમ વિચારી અંધારામાં ફંફોસ્તા, ફંફોસ્તા જોત્યાજી અને પિલાજી આથે ખૂણા સુધી ગયા, અને જે હાથમાં આવ્યું તે તરતજ બગલમાં મારીને ગુહાના મ્હોં આગળ અજવાળું હતું ત્યાં લાવ્યા, અને બગલમાંની ચીજ જુએ છે તો વાઘનાં સુકુમાર બચ્ચાં હતાં ! તેમનાં માબાપ તેમને અહિં મૂકીને બહાર ફરવા ગયાં હોવાં જોઇએ. આપણ એક અરિષ્ટ આવી પડયું, એવી ત્રણેને ધાસ્તી લાગી.

**પિલાજી**—કેમ **જોત્યાજીરાવ**, વિચાર શેનો કરો છો ! હવે આ પળેજ અહિંથી રસ્તે પડવા જેવું બીજુ સુખ નથી. નહિ તો આ બચ્ચાંનાં માબાપનો જો ભેટો થયો તો છુટવાની આશાજ રાખશો નહિ. વર્ષાદ થંભ્યો છે. તેથી તે અહિં આવવા માટે નિકળ્યાં હશે.

**સંભાજીરાવ**—વાહરે ડરકુ ભાઈ! વાઘથી આટલો બિયે છે, તો પછી તું શિકાર કેવો કરીશ? શા શિકાર કરવાના ઢંગ! આપ વાઘનો શિકાર કરશો કે, તમે ઉલટા વાઘને કહેશો કે, તું અમારો શિકાર કર; (પછી ક્ષણભર વિચાર કરીને ) પણ આપણી બધી તૈયારી થયા પછી તે આપણા ભણી આવે તો સારૂ. આ ઠેકાણે આમ બેશી રહીશું, તો આપણો ખોરકુટો થઈ જશે. આડો અવળો હાથ કરવાની જગા જોઇએ. આપણે

અહિં છિયે, એટલામાં જો વાઘ અંદર આવશે તો પછી જીવ ઉપર આવી પડી એમ સમજજો.

**એસાજી**—મહારાજ, આ વખતે મ્હને એક મજેની યુક્તિ સૂઝી છે કે, પેલી પાસ એક પીંપરતું ઝાડ છે, તેના ઉપર હું આગળ જઇને ચઢી બેસું છું. ત્યાંથી ડુંગરની ચારે બાજુ મ્હારા જોવામાં આવશે. કાંઇ વાત્ર બાઘ તમારા ભણી આવતો મ્હારી નજરે પડશે કે, હું તમને ઇશારત કરીશ. પછી પેલી તરફ એક ઉંચો ખટક દેખાય છે, તેના ઉપર ચઢી જવાને તમને વખત પણ ઘણો મળશે. તે ઉંચાણ ઉપર ઊભા રહીને નિશાન મારશો તો વાઘની શી તાકાત છે? જો જોતામાં આપ તેનો સંહાર કરી શકશો.

**જોત્યાજી**—છટ, છટ, **એસાજી**, આ તમારી સલ્હા તદ્દન બાઇલી છે. એનાથી બચાવ તો થવાનોજ નહિ, પણ ઉલટા અમે જાસ્તી સંકટમાં આવી પડીએ. આગળથીજ આ જગામાંથી નિકળવું જોઇએ. પછી વાઘ આપણા ભણી ચાલી આવશે તો મેદાનની વાત જુદી છે. તેના ઉપર બે હાથ કરવાને પણ ત્યાં સારી સવડ મળે. વાઘે જે ઠેકાણે પોતાનાં બચ્ચાં રાખેલાં હોય છે, તેને કોઇ ઉપદ્રવ કરે તો તે ઘણા ચિડાય છે. માટે આપણે હવે ઘણીજ હોશીયારી રાખવી જોઇએ.

**સંભાજીરાવ**—**જોત્યાજી**, તારૂં કહેવું મ્હને જરા ઠીક લાગે છે. વાઘ જેટલો ચિડાયેલો હશે તેટલું સારૂં છે, આપણને તે છંછેડાએલોજ જોઇએ છિયે. ચાલ તેના આવતાં પહેલાં આપણે અહિંથી નીકળી ને તેના સામે જઇએ.

આવો ઠરાવ થતાંજ બધા પોત પોતાનાં હથિયારો ઉચકી લેવાની તૈયારી કરવા લાગ્યા.

ત્યાર બાદ વાઘ વાઘણ સાથે વિકટ પ્રસંગે કેવી રીતે મુલાકાત લીધી, તે વિષેની સવિસ્તર કથા આગલા ભાગમાં કહેવામાં આવશે.



## પ્રકરણ ૪ થુ.

### " क्रियासिद्धिः सत्वे भवति महतां नोपकरणे. "

**અર્થ**—કામ કરવાથી પરિણામ આવે છે, પણ એકલાં સાધનો એકઠાં કરવાથી પરિણામ આવતું નથી—



વખતે રાજપુત્ર અને **જોત્યાજી કેસકરે** પોત પોતનાં તીર કામઠાં અને ભાથા ખભેથી ઉતારીને જમીન ઉપર મૂકયાં હતાં. તે નિકળતી વખતે **જોત્યાજી** પોતાનું તીર કામઠું લેવા ગયો તો વાઘનાં બચ્ચાં તે તીર સાથે રમતાં હતાં, તેથી તેમણે ભાથામાંના બધાં તીર દાંતવતે કરડીને વેરણ છેરણ કરી નાંખ્યાં હતાં, તેમાંના માત્ર બેજ તીર આખાં જડી આવ્યાં. કેવો વિચિત્ર પ્રસંગ! કેવી કમનશિબની વાત! બીન હથિયારે બાયોડિયાં મારીને વાઘની સામા થવાનો પ્રસંગ આવી પડ્યો! આપણે બીન હથિયારી છતાં તેને આપણા ઉપર આવવા દેવો એ પણ એક જાતનું ગાંડપણ છે. માટે જલદી ડુંગર ઉતરીને આજ તો પાછા ફરવું. અને કાલે તીર વિગેરે શિકારનો ભરપૂર સામાન લઇને પાછા આ ઠેકાણે આવવું, એવો સર્વાનુમતે ઠરાવ થયો. આ બધાની આવી દશા જોઇને, **એસાજી** પોતાના મનમાં ઘણોજ ખુશી થતો થતો તેમને કહ્યા વગર પોબારા ગણી ગયો, અને તેણે પ્રથમ ધારેલી યોજના મુજબ ઝાડ ઉપર ચઢી બેઠો. અહિં **સંભાજીરાવ** અને તેના બંને સોબતી ગુફામાંથી નિકળવાની તૈયારી કરતા હતા, એટલામાં તેજ ગુફાની સામે એક મ્હોટો અગડબંબ વાઘ પૂછડી હલાવતો હલાવતો ધીમે ધીમે ડોલતો ડોલતો આવતો હતો, તે જોવામાં આવ્યો.

**સંભાજીરાવ**—મિત્રો, પકડાઇ ગયા હવે આ પશુની સાથે હથિયાર વગર લઢવાનો પ્રસંગ આવ્યો છે. છૂટકો નથી,–શત્રુએ આપણને એકદમ પકડયા છે. હવે આપણી પાસે ભાગ્યો તૂટયો જે સામાન બાકી રહ્યા હોય, તેનાથીજ થાય તેટલો આપણે બચાવ કરવો જોઇએ. પણ, બચ્ચાજી, અમારા ઉપર એકદમ ધસી આવવામાં કાંઇ કાંદા કાઢશો નહિ, **સંભાજી** રાવ જોડે પ્રસંગ છે, એવું પ્રથમ સલામની વખતેજ સ્હેજ ચબરખું કરીને તને દેખાડું છું-

એમ કહીને તેણે કમાનમાં એક તીર ચઢાવીને, બરાબર તાકીને વાઘના ઉપર ઠોક્યો. તીરછૂટતાની સાથેજ બરાબર વાઘની ગરદનમાં પેસી ગયો. અને તીરનું પોલાદી પાનું તેના હાડરૂપી જમીનમાં રોપાની પેઠે રોપાઈ ગયું. જખમ વાગતાની સાથે વાઘે એક મ્હોટી ચીસપાડી, અને શરીરમાં પેશી ગયેલું બાણ તેણે પોતાના પંઝાવતે ખેંચી કાઢયું. ફરીને તેણે મ્હોટી ગર્જના કરી, અને તીર જે બાજુ તરફથી આવ્યું હતું. તે ભણી તેણે પોતાનો ધસારો કર્યો. તેની ભયંકર ગર્જનાથી આસપાસના ન્હાના મ્હોટા પહાડ ધ્રુજી ગયા. ગુહાના અંદરના ભાગમાં એક મ્હોટો ભારે પથ્થર પડયો હતો, તે ત્રણે જણે ધકેલી ધકેલીને ગુહાના મ્હો આગળ મૂકી દીધો. અને વાઘને અંદર આવવાનો રસ્તો તેમણે બંધ કરી દીધો. વાઘભાઇ ગુહાની મુલાકાત લેતાંજ તેના મ્હો આગળ પથ્થર જોઇને ક્ષણવાર સ્તબ્ધ ઉભો રહ્યો. ફરીને ગર્જના કરીને પથ્થર સાથે ટક્કર લેવા લાગ્યો, તેથી પથ્થર આમ તેમ ડોલવા લાગ્યો. પરંતુ **સંભાજીરાવ** પણ ભારે બળવાન હતો. તે અંદરની બાજુએ પથ્થરને બરડો દઇને બેઠો, તેથી વાઘ અંદર આવી શકયો નહિ. ગુહાનું મ્હોઢું બરાબર ઢંકાઇ રહેલું નહોતું, કારણકે પથ્થર જરા ટુંકો પડયો હતો, તેથી તેના ઉપલા ભાગ આગળ થોડીસેક જગા ઢંકાયા વગરની રહી હતી. ત્યાંથી વાઘે પથ્થર ઉપર પગ મૂકીને ગુહાની અંદર જોયું. તે વખતે તેની ખાત્રી થઇકે પોતાનાં બચ્ચાં શત્રુના હાથમાં ગયેલાં છે. એવું જોઇને ક્રોધથી આંખો ફેરવીને પોતાને અંદર જવાનો માર્ગ મળે, માટે પથ્થરને ખુબ ધક્કા મારવા લાગ્યો. તોપણ તેનું કાંઇ ચાલ્યું નહિ. તેથી તે હોઠ પીસીને ત્યાંજ ઉભો થઈ રહ્યો. તેના મ્હોઢે ક્રોધને લીધે બધું ફીણુ ફીણુ થઈ ગયું હતું. તે વખતે **સંભાજીરાવે** **જોત્યાજીને** કહ્યું, " **જોત્યાજી,** કમાન ઉચકીને એક તીર રહ્યો છે, તે તાકીને તેની આંખોમાં માર. તું છેક નજદીક છે, તેથી તું નિશાન ચૂકીશ નહિ. તીર જરા ખેંચીને છોડ. તે નિશાન લાગવાથી વાઘ મર્યાયા વગર આપણો અહિંથી છૂટકો થવાનો નથી ".

**જોત્યાજીએ** તે પ્રમાણે કમાન હાથમાં લઈ તીર તાકયું, તે વખતે તેનો હાથ થર થર કંપવા લાગ્યો. હાથ વાઘની બીકથી કમ્પ્યો, એમ કાંઇ નહોતું. પણ, તીર એકજ બાકી રહ્યા હતો તે જો ધાર્યા પ્રમાણે વાગે નહિ ને નિષ્ફળ જાય તો ઘણીજ બારીક વખત આવી પડયો હતો, તે

ચીજ તેના હાથ ધ્રુજી ગયા. વાઘની નજર **જોત્યાજી**ના હાથ ઉપર પ-ડતાંજ તેના ડોળા ફરી ગયા, અને આંખો રાતી પીળી કરીને ક્રોધા વે-ગથી તેના તરફ જોવા લાગ્યો. તેજ વખતે **જોત્યાજી**એ તાકીને તીર છો-ડયું, પરંતુ તીર છુટતાની સાથેજ વાઘે પણ પોતાનું માથું જરા ઉંચુ કરી લીધું, તેથી તીર આંખોમાં ન વાગતાં જીભમાં પેશી ગયું. જીભે જખમ થ-તાંજ તે ક્ષણ વાર આમ તેમ આંટા મારી ને પછી જમીન ઉપર આળો-ટવા મંડયો. તીર પોતાના પંઝા વડે જીભમાંથી તેણે કાઢી નાંખ્યું, તો પણ તેનું પાનું જીભમાં પેશી રહ્યું અને નિકળ્યું નહિ, માટે તે ત્રાસ પા-મીને ફરીથી તેની તેજ જગાએ પાછો આવીને ઉભો રહ્યો. જીભ બ્હાર લટ-કતી હતી, તેમાંથી રકત ધારો મ્હોઢામાં વહેતી હતી, તેથી મ્હોઢામાંનું ફીણ અને જીભનું લોહી એકઠુ મળીને જમીન ઉપર ખાબોચિયાં ભરાવા લાગ્યાં.

અહિ ત્રણેની દશા ગુહામાં પ્રત્યેકક્ષણે વધારે વિકટ થતી ગઇ. ગુહાનું નાકુ આંતરી વાઘ ઉભેલો તે આમ કે તેમ જરા પણ ખસે નહિ. ત્યાં આંગા નાંખીનેજ બેઠો, ગમે તે થાઓ, પણ ત્યાંથી તે હાલવાનોજ નથી, એવો નિશ્ચયાત્મક જણાયો. જો કદાચ **પથ્થરને** એક કોરે ખસેડીને તેને અંદર આવવા દઇએ તો ત્રણે જણાનાં સોએ વર્ષ તેજ ઘડીએ પૂરાં થઇ જાય, એવો જોગ હતો. છેવટે **સંભાજીરાવે** નિશ્ચય કર્યો કે, પથ્થરને એક કોરે કરીને આ ખીજવાયેલા પશુની સાથે બે હાથ કરીએ પછી જે થવાનું હોય તે થાઓ. ત્રણેના હાથમાં તલવારો તો હતીજ, પણ ડોળા ફાડીને જૂએ તોપણ કાંઈ દેખાય નહિ, એવું તે વખતે અંદર અંધારૂં હતુ. અને વળી તે જગા પણ ઘણી નીચી હતી. તેથી ત્યાં તલવારનો હાથ બરોબર રીતે કરી શકાય તેમ નહોતું. માટે બહાર નિકળીશું તો ત્રણમાંથી પાર પડતાં પડતાં છેવટે એક જણતો બચશે ખરો.

**એસાજી ફર્જંદ** પ્રથમથીજ દૂર જઈ ઝાડ ઉપર ચઢી બેસીને ત્યાંથી ગુહાપાસેનો તમાશો જોતો હતો. તેના ત્રણે સોબતી અંદર અંતરાઈ પડયા છે, અને વાઘ બહારથી તેમને હરાન કરે છે, તેવામાં તે છાનો માનો ધારે રહીને ઝાડ ઉપરથી ઉતરીને ડુંગર ઉતરી પડયો. ડુંગરાની તળેટીમાં પહોંચ્યા પછી તેનો ઘોડો ઝાડે બાંધેલો હતો, તે ઉપર સ્વાર થઇને બાકીના બીજા આસામીઓ પાછળ રહ્યા હતા, તેમનો શોધ કરતો કરતો તે ચાલ્યો. તેણે એવો નિશ્ચય કર્યો હતો કે, આ ત્રણ જણા વાઘભાઈના સપાટામાંથી બચવાના નથી, જો તેમ થશે તો અમારા બન્નેના મનનો જે હેતુ છે, તે

સહજ રીતે પાર પડશે. એવું તે મનોરાજ્ય ચલાવતો ચલાવતો રસ્તો માપતો હતો.

અહિં ગુહાના મ્હોઢા આગળ જે પથ્થરો અડાવી રાખ્યો હતો, તે **સંભાજીરાવ** કાઢી નાંખવાની તૈયારી કરતો હતો, તે વખતે **જોત્યાજીરાવે** કહ્યું કે, "મહારાજ, મ્હને એક યુક્તિ સૂઝી છે. મ્હારી પાસે એક બારીક રેશમી દોરી છે. તેનો ગાળો કરીને તે વાઘના ગળા ઉપર ધીરે રહીને નાંખી જોઉં. તેથી ગળે ફાંસો લાગીને કદાચિત વાઘ મરશે પણ ખરો. ફાંસો નાંખવાનું કામ મ્હને આવડે છે. ઘણી વખતે એવી રીતે મેં ઘણા સાવજો મારી પાડયા છે. આ એક ઉપાય છે, તે કરી જોઇએ. સધાશે તો ખરો.

**સંભાજીરાવ**—છટ, છટ, આ વાતતો મ્હને જરા પણ પસંદ નથી. વાઘ પણ બધા જનાવરોનો રાજા છે, તેનો આવા કપટથી ઘાત કરવો તદ્દન નામર્દ અને અધમતાનું કામ છે. મ્હોટાએ મ્હોટાને મ્હોટા ઉપાયથીજ હણુવો, તેને મારવા માટે આવી કપટ ભરેલી યુક્તિઓ નીચ હોય તેજ વાપરે. અમારા સરખાએ એવી નીચ યુક્તિઓ વાપરવી શોભતી નથી. વળી, એ વાત બનવી એપણ અશક્ય છે. વાઘના ગળામાં બરાબર ફાંસો નાંખવાનું તારાથી શી રીતે બની શકશે ?

**જોત્યાજીરાવ**—મહારાજ, આપના જેવા મ્હોટા લોકોએ તેમ કરવું છાજે નહિ. પણ હું એક આપના જોડા ઉચકનાર હલકો માણુસ છું, તેથી મ્હને આ માટે કોઇ ખોટું કહેનાર નથી, આપનો જરા હુકમ થાય તો એ કામ એક વખત હું કરી જોઉં. " ગાજરની પીપુડી વાગી તો વાગી, નહિ તો કરડી ખાધી." કોળને પાંજરામાં ઘાલવામાં આવે છે, તેજ પ્રમાણે અબઘડી વાઘને ગળે ફાંસો ઘાલી દેખાડું છું, જુઓ.

વાઘ આ જંગલનો રાજા છે, તેને આવા નીચ ઉપાયથી મારવાનો યત્ન કરવો, એ અતિ નિંદ્ય કર્મ છે; એવા ઉંચ વિચારો પ્રથમ **સંભાજીરાવ**ના મ્હોં આગળ મૂર્તિમંત ખડા થયા, પણ **જોત્યાજી**ની વિનવણી આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. તેથી નાઇલાજે કચવાતા મનથી તેણે પરવાનગી આપી. તે મળતાની સાથેજ ગુહાના ઉપલા ભાગમાં પથ્થરની અને ગુહાની વચ્ચે જે જગા હતી, તેમાં થઇને દોરી બહાર નાંખી, વાઘના ગળામાં ફાંસો નાંખવાનો ઇલાજ કર્યો. તે દોરી બહાર આવતાંજ વાઘે એક મોટી ગર્જના કરી અને બહાર આવેલી દોરી દાઢમાં ઘાલીને એક છલંગ મારીને બીજી બાજુ પડયો. એક આચકો મારતાની સાથેજ **જોત્યા**-

**જીના** હાથમાંની બધી દોરી બહાર ખેંચાઇ ગઇ. આ પ્રમાણે કોઇક વખત બચાવના કામમાં ઉપયોગી થઇ પડવા જેવું **જોત્યાજી** પાસે એક સાધન હતું તેપણ નષ્ટ થયું !

**સંભાજીરાવ**—બસ થયું હવે, આપણે મારવું, મરવું એજ બાકી રહ્યું. એકતો તેણે બહાર પેરો ભરતાં ભરતાં ભૂખે તરસે મરી જવું, અને આપણે અંદરના અંદર ભૂખે મરવું. અને બીજું, તેને અંદર આવવા ન દેતાં આપણા શરીરમાં જેટલું જોર હોય તેટલું તેને દેખાડવું. આ બીજી યોજના કરવામાં એટલુ સારૂં છે કે, તે એકલો છે, અને આપણ ત્રણ જણ છીયે.

**બંન્ને ચાકરો**—પણ તેને અંદર આવવા દેવામાં અમને બે વાતો અનિષ્ટ લાગે છે. એક અંધારૂં અને બીજું કે, જગા ઘણી નીચી છે. આપણા સામાવાળાને અંદરની આ બન્ને વાતો ફાવતી આવવા જેવી છે.

**સંભાજીરાવ**—ત્યારે પછી આપણે બહાર નિકળીને મેદાનમાં જઇને દંડ ઠોકીને તેના સામા થવું, એ મ્હેનેતો ઠીક લાગે છે.

**બંન્ને ચાકરો**— ત્યારે તો ઠીક. આ કાળના પાંજરામાંથી બ્હાર નિકળ્યાં ન નિકળ્યા એટલામાંજ તે છલંગ મારીને અમારી ગળચી પકડી ચઢી બેસશે. તેના પંજાની એકેકીજ થપ્પડથી અમે પાણી માગવા પણ રહીશું નહિ. તરતજ અમારે સ્વર્ગનો પંથ પકડવો પડશે.

વળી પાછી **જોત્યાજી**એ બીજી એક યુક્તિ કાઢી. વાઘનાં બન્ને બચ્ચાં અંદર છે. તેને ગળે ફાંસો ઘાલીને મારી નાંખી વાઘના મ્હો આગળ નાંખવાથી તે બચ્ચાં તેના હાથમાં આવશે, એટલે પછી વગડામાં ગમે ત્યાં જતો રહેશે. આ એક છેવટનો ઉપાય છે. એ કરવું તો સહેજજ છે. પછી રાજપુત્રની સંમતિ મળ્યા બાદ **જોત્યાજી**એ પોતાની પાઘડી ઉકેલી ને તેને ખૂબ આંબળો ચઢાવી વણીને તેણે તેની એક મજબૂત દોરી બનાવી વાઘના બન્ને બચ્ચાં એક ખૂણામાં ઉંઘી ગયાં હતાં, તે ઘણાં ન્હાંનાં, તથાપિ ગમે તેવાં તો પણ વાઘનાં બચ્ચાં હતાં. તે જાગતાં હોય તો એકદમ હાથ અડકાડવાદે તેવાં નહોતાં, પછી ગળે ફાંસો ઘાલવા દેવાની તો વાતજ શી કરવી ! ધક્કા મુક્કી કરીને વાઘ જરા પથ્થરા આગળથી ખસ્યો એટલે અંદરની બાજુએ પથ્થરાને બરડાનું જોર દઇને એકલો **સંભાજીરાવ** ઉભો રહ્યો. અને **જોત્યાજી** તથા **પિલાજી** તે બચ્ચાંઓને સ્વધામ પહોંચાડવાની તજવીજ કરવા લાગ્યા, આંબળેલી પાઘડીના વચ્ચોવચ્ચ એક મા-

જો કર્યો હતો, તે એક બચ્ચાના ગળામાં નાંખીને બે તરફ બે જણા ઉભા રહીને આંબળવા લાગ્યા તેથી તેના ગળાને ફાંસો લાગી તે બચ્ચું તરફડીને મરી ગયું, તેજ પ્રમાણે તેમણે બીજા બચ્ચાને પણ યમપૂરીમાં મોકલી દીધું. અને પછી તે મરી ગયેલાં બચ્ચાને પથ્થરની ઉપરના બાખોરામાંથી તેના બાપની આગળ નાંખ્યાં. બચ્ચાંને જોતાંજ વાઘ ગુહાના મ્હોં આગળ બેઠેલો હતો, ત્યાંથી ઉઠીને તે જરા આઘે જઇને બચ્ચાને પોતાના પાસામાં લઇને બેઠો. બાપનુંજ અંતઃકરણ ! બચ્ચાને જોઇને તેની તબીયત ખુશ થઇ. આનંદાવેશથી ખોંખારીને ઘણીજ મમતાથી તેના માથાં કેટલીક વાર સુધી ચાટતો બેસી રહ્યો પણ તે જીવતાં છે કે, મરી ગયેલાં છે, તેની તેને હજીસુધી ખબર પડી નહોતી. થોડી વાર સુધી તો તે કાંઈ હાલ્યાં ચાલ્યાં નહિ તેથી તેણે પોતાના પંઝાથી તેમને જરા એમ તેમ કરી જોયાં. તો પણ તેમણે ચૂંકે ચાં કાંઇ કર્યું નહિ. તેથી થોડી વાર સુધી તે તેના સામે જોઇને બેસી રહ્યો, ત્યારે તેના સમજવામાં આવ્યું કે, આ બચ્ચાં જીવતા નથી, પણ મરી ગયેલાં છે પછી ઉંચે આકાશ તરફ જોઇને તેણે રૂદન સ્વરે એક મ્હોટી ચીસ પાડી. જડબાની બ્હાર જીભ લચક લચક લટકતી હતી, અને તેમાંથી લોહી ટંપકતું હતું. ફરીથી તે નીચુ જોઇને પોતાનાં બચ્ચાં ભણી જોવા લાગ્યો. તે વખતે તેની આંખો આંસુથી ભરાઇ ગઈ હતી.

પછી જેમ જેમ બચ્ચાંના મરણનું દુઃખ ઓછુ થતું ગયું તેમ તેમ ક્રોધ ચઢતો ગયો. તે ક્રોધાવેશમાં ગુહાના મ્હોઢા આગળના પથ્થરામાં ધડાધડ ધડાકા દેવા લાગ્યો. વચ્ચે જરાપણ અચકાયા વગર તેણે એક સરખી ગર્જના કરવી શરૂ કરી. આ વખતે પથ્થરો લેશ માત્ર પણ ચસ્કે નહિ, માટે અંદરની બાજુએ ત્રણે જણ પોતાના બરડા ભીંસ દઇને બેઠા હતા, પછી કેટલીક વારે તે થાકયા જેવો થઇને પથ્થરથી કેટલાએક કદમ દુર જઇને બચ્ચાંના મડદાંની નજદીકમાં જમીનને પેટ અડકાડી બેઠો. પછી ગરીબડું મ્હોઢું કરીને તે આકાશ ભણી જોવા લાગ્યો. તે જાણે પ્રભુને પોતાપર ગુજરેલી આફતની અરજ કરીને, "હે પ્રભુ, જેણે મ્હારાં બચ્ચાંને મારી નાંખ્યા હોય, તેમનું તું સત્યાનાશ કર," એમ કહેતો હોય તેમ જણાવા લાગ્યું. તેની અરજ રૂપ કિકિયારીના પ્રતિધ્વનીથી તે બધો પ્રદેશ ધ્રૂજી ઉઠયો. પછી તેણે પૂછડી હલાવતાં હલાવતાં તડુકા કરવા બંધ કર્યા. અને તે જે તરફ જોવા લાગ્યો તેજ તરફ સં-

ભાજીરાવની પણ નજર ગઇ, તો બીજો એક વાઘ ગુહા ભણી ધસમસ્યો આવતો હતો, એવું તેના જોવામાં આવ્યું

**જોત્યાજી**—મહારાજ, એ આવે છે તે આ બચ્ચાંની ખચીત માજ હોવી જોઇએ. વાઘ કરતાં વાઘેણનો ક્રોધ ઘણો ભારે હોય છે, એ હવે શું કરશે, તે કોણ જાણે. એ બન્ને પાછાં જાય ત્યાંસુધી આપણે અહીં છાનામાના ભજન કરતાં બેસી રહેવું જોઇએ. બીજો કાંઇ ઇલાજ નથી. તે એનાં બચ્ચાં પાસે આવશે અને તેનાં બચ્ચાં મરી ગયેલાં જાણશે, તેથી તેને દુઃખનો ઉભરો ચઢી આવશે. તે શમ્યા પછી ઘણું કરીને પોતાનાં બચ્ચાંને વાઘ વાઘણ દૂર લઇ જશે. પછી આપણને બહાર નિકળવાનો વખત મળશે.

**સંભાજીરાવ**—હું તો આ બંદીખાનાથી છેક કંટાળી ગયો છું. જો પણું થાયતો બીજો એક કલાક આ દુઃખ સાંખી સકીશ તેથી જરા પણ વધારેવાર સહન થવાનું નથી. મ્હારી એમ ઇચ્છા છે કે એક વખત બહાર નીકળીને જ્યાંસુધી મ્હારામાં દમ છે. ત્યાંસુધી યત્ન કરી જોઉં.

**જોત્યાજી**—એ વાઘણ આણીપાસ ધસમસી આવે છે. તે આવી પહોંચ્યા પછી તેનો રંગ રાગ જોઇને આગળ શું કરવું, તેનો વિચાર કરીશું, હવણાજ બહાર નિકળીને તેના ઉપર હલ્લો કરી જવાથીતો આપણ ત્રણે જણ તેના ભોગ થઇ પડીશું.

**સંભાજીરાવ** જોકે, ઉદ્ધત અને ઉતાવળિયો હતો. પરંતુ **જોત્યાજી** કાંઈ સારી સલ્હા આપે તો તે વખત પર સાંભળતો હતો. તે ચાકર ચતુર અન ઇમાની છે, એવી તેની ઘણી વખત ખાત્રી થઇ ચૂકી હતી. **જોત્યાજી**એ ઉપરની વાત તેને કહી, તેથી તે સ્તબ્ધ બેસી રહ્યો.

પોતાના બચ્ચાંને મળવા માટે વાઘણ છલંગ પર છલંગ મારતી ધસમસી આવી બચ્ચાં તેના બાપની નજદીક પડેલાં જોઇને તેને માતૃપ્રેમ ઉત્પન્ન થયો. પણ તેમને હમેશ મુજબ દોડતાં સામા આવીને કાંઇ ગેલ કર્યું નહિ કે, ધાવવા મંડયા નહિ. ત્યારે તેની ખાત્રી થઈ કે, તે જીવતાં નથી, પણ મડદાં થઇને પડયાં છે.

પછી તેના શોક અને સંતાપનું પૂછવું શું ? પાસેજ એક મ્હોટું ઝાડ હતું, તેના ઉપર તેણે એકદમ છલંગ મારીને તેના થડીઆને ધબા ધબ ઠોકીને તેની બધી છાલ તેણે ઉખેડી નાખી. અને વાઘની સાથે તે પણ કરૂણા મય સ્વરથી ઘણીજ બુમો પાડવા લાગી. પછી જે ગુહામાં તેનાં

બચ્ચાં હતાં તેના ભણી તેની નજર ગઈ કે, તરતજ તે બાજુએ તેણે તલપ મારી. તેનું મ્હોડું ફીણ ફીણ થઈ ગયું હતું. ગુહાનો રસ્તો અંદરથી બંધ કરેલો છે, તે જોઇને તે ઘણીજ ખીજવાઈ ગઈ, ને તેના નજદીક આવીને આમ તેમ આંટા મારવા લાગી. વળી એટલામાં એક ઝાડ હતું તેની સાથે કુસ્તી કરીને તેની તમામ છાલ ઉખેડી નાંખી. આ પ્રમાણે સાસુની રીસ વહુના ઉપર કાઢવા જેવું કરીને, ફરીથી ગુહાના મોઢા ઉપર ઢાંકેલો પથ્થર હતો તે સાથે ટક્કરો લેવા લાગી.

આ બાજુએ અહિ એવું ચાલતું હતું, તે વખતે મુએલાં બચ્ચાંની વચ્ચો વચ વાઘ આડો પડયો, અને પોતાના બન્ને આગલા પગ તેણે તેમના ઉપર નાંખ્યા. પછી માથું જમીન ઉપર ટેકાવી ધીમા અવાજે તે વિલાપ કરવા લાગ્યો. જેણે પોતાનાં બચ્ચાંના જીવ લીધા, તેનું વેર પોતાનાથી લેવાતું નથી, એ જોઇને વાઘણ ઘણીજ બેબાકળી બની ગઇ. પછી થોડીકવારે ચિત્ત ઠેકાણે આયા પછી તે ફરીથી વાઘ પાસે ગઈ, અને વળી પોતાનાં બચ્ચાંના મડદાંને આમતેમ ફેરવી જોયાં, તેથી તેને એમ લાગ્યું કે હવે તેની કાંઈ આશા નથી, તે ઉપરથી તેણે તેમાંનું એક પોતાના મ્હોંઢાવતે પકડીને બીજી બાંજુએ એક ઘણું ઘાડું જંગલ હતું. ત્યાં લઈ જવાને નિકળી. પછી બીજું રહ્યું તેને વાઘ પોતાના મ્હોંઢામાં લેઇને વાઘણની પછવાડે તરતજ ચાલતો થયો. ત્યારબાદ કેટલીકવારે દૂર ગર્જના થયેલી ગુહામાં સંભાજીરાવ વિગેરેના સાંભળવામાં આવી. બહાર નિકળવાને આ જોગ સારો છે, એમ ત્રણેજણ વિચાર કરવા લાગ્યા ત્યાર પછી તેમની શી ગતિ થઈ, અને સંભાજીરાવ ઉપર કેવું પ્રાણ સંકટ આવી પડયું, તે વાતનું આગલા ભાગમાં વર્ણન કરવામાં આવશે.

— ❧ —

## પ્રકરણ ૫ મું.

### " अति सर्वत्र वर्जयेत. "

### "ઘણું કરીએ, તે થોડાને માટે"



બન્ને વાઘ વાઘણ પોતાનાં મરેલાં બચ્ચાંને મ્હોંઢામાં ઘાલીને વગડામાં દૂર નિકળી ગયાં. ત્યાં સુધીનું વર્ણન પાછલા ભાગમાં અમે કરી ગયા છીએ. હવે આગળ ઉપર શું બન્યું, તે જુઓ.

**જોત્યાજી**—આપણા ઉપર આવેલું સંકટ આટલેથી પત્યું, એમ સમજશો નહિ. હજી વધારે બીકતો આગળ ખડીજ છે. આ જનાવરો પોતાના મનમાંનો દ્વેષ, કદી વિસરતાં નથી. તેઓના મનમાં ચોક્કસ ઠસી ગયું છે કે, આપણાં બચ્ચાંઓનો પ્રાણ લેનાર લોકો આ ગુહામાંજ ભરાએલા છે. એટલા માટે આ જગા મૂકીને તે ઘણે દૂર જાય એમ લાગતું નથી. તેમની હોંશિયારી આગળ આપણ માનવી જાતની હોંશિયારી કાંઇ પણ કામની નથી. અહિં આવીને તેમને ચીડાવાનું કારણ પહેલું આપણે ઉત્પન્ન કર્યું છે, હવે જે બનવાનું હશે તે બનશે.

**પિલાજી**—પણ, **જોત્યાજીરાવ,** તેમની ગર્જના ઉપરથી તે ઘણે દૂર નિકળી ગયેલાં હોવાં જોઇએ, એવું લાગે છે. તો પછી બહાર નિકળવાને આટલા બધા બીહો છો શું કામ ?

**જોત્યાજી**—ગર્જના ઉપરથી તે દૂર ગયાં છે, એમ લાગે છે ખરૂં, તોપણ તે મનમાં લાવશે તેજ વખતે આ ઠેકાણે ખડાંજ છે, એમ સમજજો. આ ઘાતકી જનાવરોમાં કેવી કેવી ટેવ હોય છે, તેની મને બરાબર ખબર છે. તેઓએ અહિંથી જઇને શું કર્યું હશે, તે સાંભળો. બચ્ચાંને લઇ ગયા પછી તેમને એકાદ બખોલમાં કે ઘાસમાં ઘાલીને તેના ઉપર સૂકાં પાંદડાનો ઢગલો કરી તેમને ઢાંકીને તે ઉભે રસ્તે આપણી તપાસ કરતાં કરતાં આવતાં હશે. તેમને બબ્બે ગાઉ દૂરથી માણસની ગંધ આવે છે. તે ગંધ કેણી પાસથી આવે છે, તે સુમાર ઉપરથી માણસ કઇ બાજુએ

છે, એ વાતનું તે ધોરણ બાંધે છે. તેવા જનાવરોને ભૂલ થાપ ખવરાવી નાશી છુટવાની તો વાતજ સમજશે નહિ.

**સંભાજીરાવ**—(ઉઠી ઉભો થઇને હાથ પગ અકડાઇ ગયા હતા તેને લાંબા ટુંકા કરી ખંખેરી સાફસુફ કરીને) તે આપણા ઉપર ચાલી આવશે તો તલવારની કરામત હું હવણાંને હવણાં તેમને દેખાડી દઇશ આ બંદીખાનામાં હવે બેશી રહેવું કામનું નથી અહિં અજવાળુ નથી, તેમાં લાંબી પહોળી અને ઉંચી જગા પણ જોઇએ તેવી નથી કે, તેની સાથે બે હાથ કરી શકાય. એમને એમ અહીં બેસી રહીશું તો ઝુરી ઝુરીને મરવાનો દહાડો આવ્યો એમ સમજજો. માટે એક વખત બહાર નિકળ્યા કે, ચારે બાજુ જોઇએ તેવું અજવાળુ અને ખરે ખરી ખુલ્લી જગા મળશે, એટલે પછી પુછવું શું? આપણા બ્હાર નિકળવાથી બચાવ માટે સદરહુ બે બાબતો ઘણી ઉપયોગી થઈ પડશે. કેમ **પિલાજી?** ખરૂંકની?

**પિલાજી**—મહારજ, આપ કહો છો તે ખરૂં છે. અહિં બેસી રહેવાથી પરિણામ કાંઇ સારૂં લાગતું નથી બે સંકટ સાથે આવીને ઉભાં રહે તે વખતે જે થોડું લાગતું હોય તેનો સ્વિકાર કરવો, એજ ડહાપણ ભરેલું છે, અત્યારે બંને વાઘ ઘણે છેટે છે. આ જનાવરો ભારે કાવાબાજ હોય છે, એવી તેમની કીર્તિ છે ખરી, તથાપિ આપણાં નશીબમાં હશે તો તેમાંથી પણ તેમને થાપ દઇને આપણે પાર પડી શકીશું. આપણે બહાર નિકળવું એજ સારૂં છે, મહારાજ.

**જોત્યાજી**—ઠીક છે, મ્હારી પણ ના નથી. બહાર નિકળ્યા કે, એકદમ ડુંગર ઉતરીને નીચે જતા રહીશું. પણ જે બાજુએ તે બન્ને ગયાં છે, તે બાજુ છોડીને આપણે બીજી બાજુએ થઇને જવું જોઇએ. નહિતો અનાયાશેજ તેના મ્હોમાં જઇ પડીશું.

**સંભાજીરાવ**—પણ અહિંથી જવાનો માત્ર એકજ રસ્તો છે, અને જો કદાચિત્ બીજો રસ્તો હોય, અને તે રસ્તે આપણે ગયા, તો તુંજ વાઘની હોંશિયારીની વાત કહેતો હતો, તે ખરી હોય તો આપણે ગમેતે રસ્તે જઇશું તોપણ ફળશ્રુતિ એકજ આવવાની.

આ પ્રમાણે વાતચીત થયા પછી ગુહાના મોઢાના આગળ જે પથ્થર મૂક્યો હતો, તે તેમણે એક બાજુએ ધકેલી નાંખ્યો. અને મહા મુસીબતે ગુહાના સાંકડા મ્હોઢામાંથી **સંભાજીરાવ** સૌની આગળ નિકળ્યો. તેના

પછી **જોત્યાજી**, અને **જોત્યાજી**ના પછી **પિલાજી**, એ પ્રમાણે ત્રણેજણ એક પછી એક બહાર નિકળ્યા. બહાર નિકળીને જોયું તો, કોઈ પણ બાજુએ વાઘ વાઘણ નજરે પડયાં નહિં તેમજ થોડી વાર પહેલાં તેમની ગર્જનાઓના પ્રતિધ્વનિ આખા ડુંગરમાં ઘુમતા હતા, તે પણ તે વખતે બંધ પડેલા હતા, પછી જે ઝાડ ઉપર **એસાજી** ચઢી બેઠો હતો તે ઝાડ પાસે **સંભાજીરાવ** આવીને બોલ્યો, "**એસાજી** હવે નીચે ઉતર." પણ **એસાજી** હોય ત્યારે ઉતરે કેની, તે પુન્યશાળી તો પ્રથમથીજ અગિયારા ગણી ગયો હતો. તેથી **સંભાજીરાવ** હસ્તાં હસ્તાં બોલ્યો, "આ ડરકુ સિપાઈ મુઠીઓ વાળીને નાસી ગયેલો જણાય છે. તેને રસ્તામાં વાઘનો ભેટો થયો હશે તો, ઘણું કરીને વાઘે પોતાનું વૈર તેની સાથે ચૂકવી લીધું હશે. અને તેનો તેની સાથે મેળાપ નહિ થયો હોયતો તેનો બદલો આપણે ચૂકવવો પડશે. કાંઇ ચિન્તા નથી. તેમના વૈરનો હિસાબ ચૂકાવવાને આપણી તલવારો બરાબર તૈયાર રાખો, અને મ્હારી પાછળ પાછળ ચાલ્યા આવો."

**જોત્યાજી—એસાજી** જરૂર નાસી ગયેલો છે. તેમાં કાંઇ પણ શક નથી. ગુહાના મ્હોં આગળ આપણે પથ્થર મૂકયો, ત્યાર પછી પહેલો વાઘ આવ્યો ને પથ્થર સાથે ટક્કરો લેવા લાગ્યો, તેજ વખતે તેને ઝાડ ઉપરથી નીચે ઉતરતાં મેં નજરો નજર જોયો છે. તે લુચ્ચો ખરો. એના જેવો બીકણુ અને સમયસૂચકતા વાળો આજ સુધી મેં બીજો કોઈ જોયો નથી.

**સંભાજીરાવ—**( હસ્તો હસ્તો ) વાઘની બુદ્ધિ અને ગુણ કાંઇ એવા હોતા નથી.

**જોત્યાજી**—વાઘમાં એટલું ડહાપણ હોતું નથી. પણ મેંતો ડાહ્યા માણસની બુદ્ધિ અને ચતુરાઈ વિષે કહ્યું.

**સંભાજીરાવ—જોત્યાજી**, તારા આ બોલવા ઉપરથી તારો ધણી મૂર્ખ ઠરે છે. કારણ કે, એકાદ સંકટ આવે તોપણ તેનાથી ડરીને પોતાનો જીવ બચાવવા માટે નાશી જવાની હિકમત તેનામાં નથી.

**જોત્યાજી**—( કાંઈક મનમાં બડબડીને, નીચો નમી સલામ કરીને, હાથ જોડી ઉભો રહે છે, ) પણ મહારાજ, સિપાઇગિરી અને ડહાપણ આ બે વાતો એક બીજાથી તદ્દન જૂદી છે. સિપાઇને સિપાઇગિરી શોભે. તેને ડહાપણ શોભતું નથી.

**સંભાજીરાવ**—તો પછી **જોત્યાજી**, તારા કહેવા પ્રમાણે પોતાનો

જીવ બચાવવા માટે અમારા જેવા ઉદ્ધત સિપાઈ હોય તેમણે વાઘને ખુશીથી મારવો. કાંઈપણ આડું અવળું જોવું નહિ. અને ડાહ્યા લોકોને સિપાઈગીરીની ગરજ નથી, માટે તેમણે મુંગે મ્હોઢે પોતાનું ડોકુ વાઘના મ્હોંમાં આપવું અને તારા આ વેદાન્તમાં કહ્યા પ્રમાણે તેણે પોતાના પ્રાણ છોડવા. એજ તારા કહેવાનો ભાવ છે કે નહિ ?

આ ઉપરથી **જોત્યાજી** જરાક હસીને અદબસર રીત મુજબ મુજરો કરીને ચુપ રહ્યો. તેમાં તેણે એવો ભાવ દેખાડયો કે, તમે કહો છો તેજ ખરૂં છે. આપના આગળ બોલવાની મારી શકિત નથી.

પછી જે રસ્તે થઇને તે નિકળ્યા તે રસ્તો છેક સાંકડો અને ખડબચડો હતો, બે માણસો જોડે ચાલી શકે તેટલો પણ પહોળો નહોતો; તેથી ત્રણે જણે આંધળાની હારની પેઠે ઠોકરો ખાતાખાતા એકની પાછળ એક એમ ચાલતા હતા. ઘણો મુસ્કેલી ભરેલો ઢાળ થોડાકમાંજ પતી ગયો. ત્યાં સુધી વાઘનું કાંઈ નામ નિશાન નહોતું. ઠીક થયું. આપણે અહિં સુધી તો આવી પહોંચ્યા, હવે આગળની વાત આગળ છે, એવી એક બીજા સાથે વાત કરતા હતા, એટલામાં પાછળથી **પિલાજી**એ જરા જોરથી સિસોટી મારી ઈશારો કર્યો. પ્રથમ **સંભાજીરાવ,** તેની પાછળ **જોત્યાજી,** અને બન્નેની પાછળ થોડેક છેટે **પિલાજી,** એવી રીતે તેઓ ચાલતા હતા. **પિલાજી**ની સિશોટી સાંભળતાંજ બન્ને જણ ખચકાઈ ઉભા રહીને પાછું વાળી જોવા લાગ્યા, તો **પિલાજી**ના ઈશારાનું કારણ તરતજ તેમના જોવામાં આવ્યું. વનરાજ (વાઘ) અને તેમનાં પટરાણી (વાઘણ) ઝડપથી ડુંગરના પાસવાટે થઇને નીચે ઉતરતાં હતાં. તેમણે પોતાના કાન પાછળ રાખ્યા હતા, પૂછડાં ખીલાવેલાં હતાં, અને વચ્ચે વચ્ચે ગર્જના કરતાં હતાં. આ બધી નિશાનીઓ ગુસ્સાની છે, એવું સ્પષ્ટ દેખાતું હતું. પણ કરવું શું ? હજી ખડબચડો રસ્તો પતી રહ્યો નહોતો. તેથી તેમને ભૂલથાપ ખવરાવી બીજે રસ્તે થઇને જવાનો બિલકુલ જોગ નહોતો.

અહિં **સંભાજીરાવે** મ્યાનમાંથી તલવાર ખેંચી. તેણે પોતના બન્ને સોબતીને પાછળ રાખ્યા, અને પોતે બધાની આગળ થઇને બન્ને વાઘ સામે મ્હોટી ધૈર્યતાથી વાટ જોઈ ઉભો રહ્યો. વનરાજ થોડાસેક કદમ આગળ હતો, અને તેમનાં પટરાણી તેમની પાછળ હતાં. છલંગો મારતો મારતો વાઘ સુમારે પંદરેક હાથ ઉપર એકદમ આવીને ખડો થયો, ત્યાં ક્ષણવાર અચકાઇને ઉભો રહ્યો. પછી નીચે બેઠા જેવું કર્યું, બાદ ચાર પાંચ

હાથ જમીન ઉપર પેટ વડેજ ચાલ્યો, અને ફરીથી બરાબર તાકીને વિજળીના ચમકારાની પેઠે **સંભાજીરાવ** ઉપર તેણે એકદમ તલપ મારી. સામે **સંભાજીરાવ** પણ તૈયારજ હતો. તેણે જોયું કે, આ સ્વારીનો ઝોક ઘણું કરીને આપણા ઉપરજ છે. પછી વીજળીના કડાકાથી માણસ જેમ કિંચિત્ બાજુપર ખસે છે, તેમ ઝટ છલંગ મારીને એક બાજુએ તે ઉભો રહ્યો. તલવાર તો ઉગામેલીજ હતી. વાઘની તલપ નિષ્ફળ જતાંજ, એક જબરો સફાઇદાર ઘા ઘણાજ જોરથી તેણે તેના જડબા ઉપર કર્યો. જે હાથે કેટલીક વખત કેટલાએક મસ્તી પાડાઓની ગર્દનો ઉડાવેલી હતી, તે હાથ તેણે આ વખતે વાઘ ઉપર ઘા કરી દેખાડયો. ઘાથી વાઘનું જડબું કપાઇને ગળે પણ મ્હોટો જખમ થયો. તે વખતે વાઘ ઘાભરો થઇને મ્હોંઢુ ઘસીને પડયો, અને કેટલીક વખત આમ તેમ આળોટી તરફડીયાં મારીને મરણ પામ્યો. વનરાજની પાછળ કેટલાએક અંતર ઉપર તેમનાં પટરાણી બેઠાં હતાં. તેઓ **સંભાજીરાવ**ની અને તેમનાં પ્રિય સ્વામી વનરાજની ઝપાઝપી ચાલતી હતી, તેનું પરિણામ ઘણું માઠું આવ્યું, અને વનરાજ પડયો તે જોઇને તે મ્હોટી ગર્જના કરીને આગળ ધસી આવ્યાં. વાઘ સાથેની લડાઇમાંથી **સંભાજીરાવ** પૂરા પરવાર્યા નથી, તેટલામાં તો તેણે આવીને તેની જોડે ભીડાવ્યાં. **સંભાજીરાવ**ની છાતી પોતાના પંઝાથી દબાવીને તેની ગરદન દાંત વડે જુદી કરવાનો તેનો વિચાર હતો. પણ **સંભાજીરાવે** લાગલુંજ તેનું ગળુ દાબીને તેનો શ્વાસોચ્છ્વાસ બંધ કરી નાંખ્યો. તેણે તેને એક હાથને છેટે રાખી, અને તેના મનનો હેતુ પાર પડવા દીધો નહિ. વાઘણે **સંભાજીરાવ**ની છાતી ઉઝરડી લોહી લુહાણ કરી નાંખી, તોપણ તેનું મ્હોંઢુ તે પોતાના શરીરથી દૂર રાખી રહ્યો હતો. પોતાના માલીક ઉપર આવું સંકટ આવેલું જોતાંજ **જોત્યાજીરાવે** વાઘણની પીડપર પોતાની તલવારનો ઘણા જોરથી એક લાંબો ચરકે જેવો ઘા કર્યો. તેની તલવાર મૂળેજ પાણીદાર, તેમાં તે તરતની ઉતરાવેલી, અને તેમાં વળી આપણા **જોત્યાજી** સરખા ખરેખરા જોરાવર માણસનો કસાએલો હાથ! પછી પૂછવું શું? 'ચમડા જાને કુત્તા જાને.' એવી વાઘણની દશા થઇ **સંભાજીરાવ**ને મૂકી દઇને ઘા કરનાર તરફ તે ક્રોધથી વળવા લાગી, પણ પીઠના ઘાથી તેનાથી વળી સકાયું નહિ. આ ઘાથી બરડાના મંકોડાજ કપાઈ ગયા હતા, તેથી પાછા વળીને ધસારો કરવાની તેનામાં તાકાતજ રહી નહોતી, ફરીથી તરતજ તેના માથા ઉપર

**જોત્યાજીએ** બીજો એક ઘા કર્યો. ઉપર પિલાજીએ બીજો ઘા કર્યો. એવા એક પછી એક ઘા પડતાંજ તે ઘબરાઈ જઈને નીચે પડી તેના શરીરના બીજા ભાગો ઉપર બીજા કેટલાએક ઘા કરીને તેમણે તેને ઠાર કરી. પણ આણીપાસ **સંભાજીરાવની** પણ વાઘણે બરાબર ખબર લીધી હતી. તેની છાતી અને હાથમાંથી લોહીની ધારાઓ વહેતી હતી. તોપણ તે મરેલા વાઘના જોડાને જોતો ઉભો હતો. **સંભાજીરાવને** થયેલા જખમો ઘણા ભયંકર હતા. તેમાંથી બશેર ત્રણશેર લોહી ગયું હશે. આ ઝખમોથી **સંભાજીરાવ** બચશે કે નહિ, એવી તેના ચાકરોને ધાસ્તી પેશી ગઇ હતી.

પહાડમાં રહેનારા માવાળાંઓને વનકડીના ઔષધોની સારી માહિતી હોય છે. જરા આમતેમ રખડીને **જોત્યાજીએ** એચાર જાતની **વનસ્પતિ** ઉઝરડી આણી તેને એક નીચે પડેલા પથ્થર ઉપર બારીક વાટી, અને તેનો તેણે તમામ જખમો ઉપર લેપ કર્યો તેથી લોહી વહેતું હતું તે તૂર્તજ બંધ થઈ ગયું. પીડા થતી હતી અને લાહ્ય બળતી હતી, તે કાંઈક ભાગે ઓછી થઈ, પછી તેને તડકો ન લાગે માટે તેને ઓઢાડવા સારૂ એક મ્હોટી છત્રી તૈયાર કરી. તે એવી રીતે કે તેમણે એક વાઘનું ચામડું ઉકેલીને જંગલમાંથી ચાર સોટા કાપી આણી વેલાથી બાંધીને તે ચામડું ઉપર ઢાંક્યું, અને તે છત્રી જેવું કરીને તેના ઉપર ધરી. પછી બે બાજુ તરફ બે જણના **ટેકાના આશ્રયથી** જેમ તેમ કરીને તેઓ ડુંગર ઉતરી નીચે આવ્યા.

ડુંગરની તળેટીમાં જઈ પહોંચ્યા પછી ઘોડા જે ઠેકાણે બાંધ્યા હતા સાંજ ઉભા હતા, તે ઘોડા ઉપર બેસીને જવાની **સંભાજીરાવનામાં** શક્તિ નહોતી, માટે જતી વખતે પાછળ મૂકી ગયેલા લોકોની શોધ કાઢતો **પિલાજી** ઘોડા ઉપર બેસીને આગળ નિકળ્યો. એક બે ગાઉ ઉપર તે શિકાર કરતા હતા. ત્યાં તેમનો **પિલાજીને** મેળાપ થયો. તે ટોળામાં **એસાજી ફર્જંદ** પણ હતો. તેણે ડુંગર ઉપર આપણા સોબતી ભારે સંકટમાં આવી પડયા છે, એ વાત બીજાઓને બિલકુલ કહી નહોતી. તે વાત તેણે તદન છાની રાખી હતી. **પિલાજીએ** બધી મંડળીને **સંભાજીરાવની** અવસ્થા કહી. તે વખતે **એશાજીને** તદન હર્ષ વાયુ થયો. હવે અમારો હેતુ જલદી પૂર્ણ થશે, એવી તેને આશા પડી. તેનો ચહેરો આનંદથી તેજદાર દીસવા લાગ્યો, અને છાતી ફુલી ગઈ. પણ તેટલામાં

તો પોતે સાવધ થઇને પેટમાં હર્ષના ઉભરા આવતા હતા, તે તેણે જેમ તેમ કરી દબાવી દીધા. અને પછી **સંભાજીરાવ** માટે થોડીસેક દિલગીરી બતાવવા જેવું કરીને તે બીજા સોબતીઓની સાથે તેમની તરફ જવા નિકળ્યો, ત્યાં તાજા વ્યાઘ્રચર્મ ઉપર રાજપુત્રની સ્વારી ઉહકારા મારતી પડી હતી. તોપણ **એશાજી** નજરે પડતાં જરાક હસ્યા સરખું કરીને,

**સંભાજીરાવ—એસાજી,** આ મ્હારા શરીર ઉપર ઉઝરડા કેવા પડયા છે, જોયું કે ? તું મ્હારા કરતાં અક્કલ બાજ ખરો. તારી પેઠે હું પણ એકાદ ઝાડના ઉપર ચઢી બેઠો હોતતો મ્હારા ઉપર આજે જે ગુજરી છે, તે પ્રસંગ આવત નહિ. હવે આ જખમો સારા થવાને કાંઇ નહિતો મહિનો પંદર દહાડા તો જોઇએજ. ત્યાં સુધી આપણો શિકાર બંધ પડયો. તોપણ તેનાથી કાંઈ એટલું બધુ મને ખોટું લાગતું નથી પરંતુ તારી બહેનને મળવામાં તેટલા વખતનો અંતરાય પડશે, તેથી મ્હને બહુ ખોટું લાગે છે. પણ હું મળ્યા સિવાય કેમ રહ્યો છું. તેનું કારણ તેના જાણવામાં આવશે, તેથી તે મ્હારા ઉપર રીસે ભરાશે નહિ, એવી મ્હારી ખાત્રી છે.

**એશાજી**—મહારાજ, જ્યાં સુખ છે ત્યાં દુઃખ પણ છે. આપની આવી અવસ્થા થયેલી જાણીને આપમાં જે ખરાં હિતસ્વી માણુસો હશે, તેને ખોટું લાગ્યા સિવાય કેમ રહેશે?

**સંભાજીરાવ**—તો પછી તે માણુસો મહા મૂર્ખ છે, એમ હું સમજીશ. શિકારના કામમાં આવાં વિઘ્નો આવવાનાંજ. પણ તેમાંથી હું બચ્યો, એજ વાત તમારે સારી માનવી જોઇએ. તે મટશે એટલે હું પાછો શિકારની વાતથી ડરી જઇને પાછો હઠું, એમ સમજશો નહિ. ફરીથી કમ્મર કરીને શિકાર કરવા જવાને મ્હારી તૈયારીજ છે, એમ સમજજો.

પછી ત્યાંને ત્યાં એક ડોળી જેવું વાહન તૈયાર કર્યું, તેમાં **સંભાજીરાવને** સુવાડીને તે ડોળી ઉચકીને ધીરે ધીરે તેના બાપની પાસે પુને લઇ ગયા. તેનો વિશ્વાસુ હજુરી **જોત્યાજી કેસકર** ડોળી સાથે ચાલતો હતો. પોતાના માલીકને તરસ લાગે કે, મ્હોં આગળ પાણી ધરે, ભૂખ લાગે કે, ખાવાનું ધરે, એવી રીતે તેણે તેની વાટમાં ઘરના માણુસ કરતાં પણ જાસ્તી બરદાસ્ત કરી હતી. ઇમાની ચાકર પોતાના માલીકનું કેટલી ખબી કાળજીથી રક્ષણ કરે છે, એ બાબતનો **જોત્યાજી** એક દાખલો છે. ઝાડ

પાલાના ઔષધથી **સંભાજીરાવ**ને થોડો ઘણો આરામ થયો હતો ખરો, તથાપિ જખમોમાંથી રક્તસ્રાવ ઘણો થયેલો હતો, તેથી મુકામે આવી પહોંચ્યા ત્યારે તે તદ્દન થાકી ગયા જેવો થયો હતો. અને આઠ દશ દહાડા તો ઘડીમાં તોલા અને ઘડીમાં માસા, એવી તેની લથડી ગયેલી તબિયત ચાલતી હતી. તેથી બધા લોક ચિન્તા ગ્રસ્ત હતા. પરંતુ આગળ ઉપર ધીમે ધીમે દુઃખનું જોર કમી થઈને તેની પ્રકૃતિ દૂરસ્ત થતી ગઈ. છેવટે તેને સારી પેઠે આરામ થયો.

આની આગળના આખ્યાનને સુરમા રૂપ ગણીને કામના વિકારથી આંધળાં થયેલાં મનુષ્યો અજંન કરીને પોતાનું અંધત્વ દૂર કરશે તો પછી બીજું શું જોઈએ ?



## પ્રકરણ ૬ ઠું

### "अधरेष्वमृतं हि योषितां हृदि हालाहलमेव केवलम्."

**અર્થઃ—**સ્ત્રીઓના અધરમાં અમૃત છે, પરંતુ તેના હૃદયમાં તો હળાહળ વિષજ છે. ( પેટમાં પાળી ને મ્હોંઢે સાકર. )




**સંભાજીરાવ** ખાટલામાંથી ઉઠયા પછી ફરીને પહેલાંની પેઠેજ **એસાજી**ને ઘેર તેની બહેનને માટે ધક્કા ખાવા લાગ્યો. તેની મૂર્તિ તેના મનમાં ક્ષણે ક્ષણે તાદ્રશ્યમાન થવા લાગી. ક્યારે વશ થશે, તેનો તેને પૂર્ણ નાદ લાગ્યો. તેને જોઈશ ક્યારે, તેની સાથે બોલીશ ક્યારે, તેની સાથે હસીસ ક્યારે, અને તેને એકાંતમાં મળીશ ક્યારે, એવા એવા અનેક કુતર્કો તેના હૃદયમાં રાત્ર દિવસ ઘોળાવા લાગ્યા.

**તુળશીબાઇ સંભાજીરાવ**ના જતાં પહેલાં તેને વચન આપી ચૂકી હતી કે, તમે જઇ આવશો, ત્યાર બાદ જરૂર તમારી મનોવાંચ્છના પૂર્ણ કરીશ. આ વચન પૂર્ણ કરાવ્યા સિવાય **સંભાજી** રહેશે નહિ, એવી તેને ચોક્કસ ખાત્રી હતી. અને ઘાટ પણ તેવોજ જણાવા લાગ્યો. આપેલું વચન પૂરૂં કરવાને હવે વાર લગાડીશું, તો તેને દગો લાગશે. એવું વિચારીને તેણે મન સાથે નક્કી કર્યું કે, હવે એ વાત ઝાઝા દહાડા ઘાલી ના મૂકતાં

તેનો નિકાલ સ્તવર આણવો. પોતાને વશ કરવા માટે **સંભાજીરાવે** જે જે પ્રયત્ન કર્યા, તેમાં તે ઉત્તેજન આપતી ગઈ. **તુળશીનાં** આ આચરણ પોતાની **મનોવાંચ્છના** પૂર્ણ થવાના હેતુ રૂપજ **સંભાજીરાવને** લાગ્યાં. પરંતુ જેણે મ્હારા બાપને માર્યા છે, તેમજ જે મ્હને વરવાનો હતો, તેનું પણ જેણે ખુન કર્યું છે, તેવા ચંડાળના દેહનો અંત લાવીને પ્રાયશ્ચિત ધોવા- અલું મ્હારી આંખે કયારે જોઇશ, એતો **તુળશીને** ઉત્કટ ઇચ્છા થઈ હતી. તે તેણે કદિ છોડી નહોતી. જે વ્રતમાટે આવી સ્ત્રીઓ પોતાનો પ્રાણ પણ આપવાને તૈયાર થાયછે, તે વ્રત ઉપર પાણી મૂકવાને તે તૈયાર થઇ હતી, તે શા માટે, એ વિષે સંભાજીના સમજવામાં કાંઇ પણ આવ્યુ નહોતું.

**દોલતરાવ શિરકેનો** અને **તુળશાનો** ઘણા દિવસથી ખરેખરો પ્રેમ બંધાયો હતો. તે પ્રીતિના કારણથી **સંભાજીરાવ** ઉપર દ્વેષ લાવીને **દોલતરાવે** પોતાનો જીવ જોખમમાં નાંખ્યો હતો. **સંભાજીરાવના** બાહુ બળની અને શૌર્યની ખ્યાતિ આખા રાજ્યમાં પ્રસરેલી હતી. બાહુબળમાં તેના જેવો તે એકજ છે, એવું થઈ પડ્યું હતું. તે વખતે **દોલતરાવના** મનમાં પણ **સંભાજીરાવની** શકિત માટે છેક હલકો વિચાર નહોતો, તેથી તે તેને છેડત નહિ, પરંતુ **તુળશીના** પ્રેમની ખાતર તેણે પોતાનો જીવ જોખમમાં નાંખ્યો હતો. તેને પણ **સંભાજીરાવે** બરોબર કરી નાંખ્યો. **સંભાજીરાવે** **તુળશાને** તેના પિતા રૂપ જે જખમ કર્યો હતો, તેનો ઘા તો હજી રૂઝાયો નહોતો, તેના ઉપર તેના પતિરૂપ બીજો જખમ કર્યો, તેનો દ્વેષાગ્નિ અધિકાધિક ધીકતો ચાલ્યો. લોકોમાં આબરૂ જશે તો ચિન્તા નથી. **સંભાજીરાવની** મ્હારા પ્રત્યે કામવાસના ઉત્પન્ન થઇ છે, એ તેની ઇચ્છા પૂર્ણ કરીને, તેજ રસ્તે બાઇનો અને મ્હારો ઘણા દિવસનો વેરભાવ છે, તે પૂર્ણ કરીશ. એ હેતું પાર પાડવા માટે ગમે તેટલું નુકશાન થશે, તોપણ હરકત નથી એવો તેનો નિશ્ચય થયો. ત્યાર બાદ તેનો અને તેના ભાઇનો મેળાપ થયો, તે વખતે તે બન્ને ભાઈ બ્હેનને નીચે લખેલો વાદવિવાદ થયો હતો.

**તુળશી**—ભાઇ, ભાઈ, આપણા દુશ્મનના હાથે કે ગળામાં કોઇએ મંત્રેલો દોરો કે તાવીત તો નથી બાંધ્યું કની? તેના ઉપર નથી તલવાર ચાલતી, કે નથી વાઘનું જોર ચાલતું. તેના ઉપર ઘણાજ ઘાતકી પ્રસગો

આવ્યા, તોપણ તે પ્રસંગો એની મેજેજ નષ્ટ થઈ ગયા અને પ્રલ્હાદ-જીની પેઠે તેના ઉપર કોઇનો કાંઈ ઈલાજ ચાલતો નથી હવે શું કરવું?

**એસાજી**—બ્હેન, એટલી બધી ઉતાવળી થઈશ નહિ. સર્વનો વખત આવે છે. તેમ તેનો પણ કોઈ વખત આવશે. ચિંન્તા કરીશ નહિ.

**તુળશીબાઇ**—આ તારો એનોએ પાડો કેટલાંએ વર્ષથી ચાલુ છે. પણ તેનો વાળ સરખો પણ વાંકો થતો નથી. ઉલટા બધા લોકો તેને નમતાજ ચાલે છે. હવે આ રાક્ષસને મારવાનો ઉપાય પણ શો કરવો ? પરભાર્યો કાટ નિકળી જાય તો ઠીક, એ માટે મેં કેટલાક દેવ દેવસ્થાનની બાધા આખડીઓ કરી. પણ હજી એક પણ દેવ ફળ્યા નહિ. આ કલિયુગમાં દેવમાંથી દેવપણું પણ નષ્ટ થયું છે.

**એસાજી**—બ્હેન ઉતાવળે એવાં કામ થતાં નથી. આકાશમાં ડોકિયાં કરી રહેલો પહાડ હોય તેના ઉપર પાણીનું દરરોજ એકેકુ ટીંપુ પડતું રહે તો તેપણ કાળે કરીને ઘસાઈ જાય છે, અને તે જગાએ કેટલેક દિવસે ખાડો જોવામાં આવે છે. તો પછી આતો માંસ અને હાડકાનો ભારો છે. એને મશળી નાંખવાને કેટલી વાર લાગશે ?

**તુળશીબાઇ**—પણ ભાઈ, આપણે હવે માંખો મારતાં કેટલા દિવસ બેસી રહેવું ? આ ચંડાળનો જલદી નિકાલ કરવા જેવો કાંઈ ઉપાય બતાવતો ઠીક. હું તો એ ચંડાળને હતો નહોતોજ જોવાને ઈચ્છુ છું.

**એસાજી**—મ્હને એક ઉપાય સુઝે છે. બ્હેન, તારા ઉપર તેની ખરાબ નજર છે, તું તેને ઘણી પ્રિય–(આ બોલવું પૂરૂ થવા ન દેતાં વચમાંજ )

**તુળશીબાઇ**—માટેજ તેને હતો નહોતો થઈ ગયેલો જોવાની મ્હારી ઈચ્છા છે કની ?

**એસાજી**—એમ એ સાધારણ રીતે મરવાનો નથી. પણ તેને મારવામાં ખૂબી એક રહેલી છે. તને તે જરા પણ પંસદ નથી, તોપણ બહારથી તું તેની સાથે મૈત્રી રાખ. તારો તેના ઉપર, ઉપર ચોટિયો પ્રેમ, અને તેની તારા ઉપરની ખરી પ્રિતિ, એમાંજ આપણું કામ ફત્તેહથનાર છે. કેમ સમજી? પણ આ કામ માટે તારે પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર થવું પડશે. એ વાત તારે કબૂલ હોયતો આ કામમાં હાથ ઘાલ. નહિતો ફરીને એનું નામ પણ લઈશ નહિ. અને હું પણ મ્હારે રસ્તે ચાલતો થઈશ.

**તુળશીબાઇ**—ભાઈ હું મ્હારા મનથી જોઇએ તેટલો તિરસ્કાર કરૂં,

પણ મ્હારા એકલાના નમાલા દ્વેષથી તેનું શું થનાર છે? હું માત્ર જન્મારા સુધી મ્હારે મ્હોઢે મેસ ચોપડયા જેવું કરીશ, તે ડાઘ પછી ભુંસાશે નહિ.

**એસાજી**—એમ કેમ? તું નમાલો કહેછે, પણ તેજ દ્વેષ છાતીમાં જમેયો ખોશી ઘાલવાને હાથમાં જોઇએ તેટલું જોર લાવશે. એ શું તે દ્વેષનો થોડો પ્રાતાપ છે?

**તુળશીબાઈ**—ત્યારે શું, તારા વિચારમાં એમજ આવે છે. ચોખ્ખું કહેને કે, મારે બધી વાતે તેને વશ થઇને તેની કામવાસના પણ તૃપ્ત કરવી. પણ ભાઈ, તુંજ કહેકે, લોકલાજ અને મનની મરજાદનો એક બાજુ પર રહી, પરંતુ આવું વ્યભિચારનું પાપ કર્મ કરવાને મ્હારી છાતી કેમ ચાલશે?

**એસાજી**—બ્હેન, આ શું બોલી? આ અંડાળને હતો નહોતો કરવાને જોઇએ તેટલો ઉદ્યોગ કરવો જોઇએ. એ કામ માટે આબરૂનું, પૈસાનું, જીવનું, કે પછી ગમે તેનું પણ નુકશાન થાય, તે આપણે શોષવુંજ જોઇએ. મ્હારી લાખો કે કરોડો રૂપિઆની આબરૂ હશે, પણ જેણે આપણા બાપનો અંત આણ્યો છે, અને તારા પ્રિય ભરથારને જેણે મારી નાંખ્યો છે, તે દુષ્ટનો ધડોલાડવો કરવા માટે મ્હારી બધી આબરૂ ઉપર પાણી ફેરવવાને આજ હું તૈયાર છું તું **હિરોજીની** ખરી પુત્રી હોઇશ તો તું પણ આ વખતે પાછી હઠીશ નહિ.

**તુળશીબાઈ**—ભાઈ, ત્યારે પછી મ્હારા નામનો દેશડંકો થશે, તે તને કબૂલ છે, એમ કહે છે? વાતમાં વચ્ચે પડદો શું કરવા રાખે છે?

**એસાજી**—આબરૂ કિંવા બે આબરૂ એ જેની તેની સમજની વાત છે. એકાદ જણ પાસે ઘણું દ્રવ્ય હોય, તે ગમે તેવી રીતે સ્વછંદે વર્તતો હોય તોપણ તેને ચાર લોકમાં સારી રીતે માન મળે છે? અને જે માત્ર શાસ્ત્રાધારે ચાલે છે, તેને કોઈ આવો એમ પણ કહેતું નથી। અને તેને લુચ્ચા લફંગાઓ કરતાં પણ લોક હલકો ગણે છે। અને વળી તેને કોઈ એક ચપટી સરખી પણ આપતું નથી। આવીજ રીતે સ્ત્રીઓના સંબંધમાં પણ જોવામાં આવે છે. આવી આબરૂ મનમાં લાવવાથી આપણું કામ કેવી રીતે સરશે? જેના પેટે આપણે જન્મ લીધો, તેનો આત્મા ત્યાં હમેશાં તરફડતો હશે. તેટલા માટે આપણે મંડીશું તો જન્મનું સાર્થક પણ કરીશું. જેણે આપણા બાપનો વિના કારણ પ્રાણ લીધો, તેનું તારે હાથે

ખેદાન મેદાન થશે તો તું બાપના ઋણમાંથી તો મુક્ત થઇશ, અને તેથી તારી અખંડ કીર્તિ રહેશે. એ આબરૂ શું કાંઈ ઓછી છે ?

**તુળશીબાઈ**—ઠીક છે, ભાઇ. આ કામ માટે મ્હારૂં સર્વસ્વ દાન કરવાને મેં મ્હારા મનનો નિશ્ચય કર્યો. હવે માત્ર નિકાલ ઝટ થવો જોઇએ. પણ, ભાઈ, જે માણુસ ઉપર આપણો ખરો પ્રેમ નથી, તેના ઉપર પ્રીતિ છે, એવું દેખાડવા માટે જીવ પર આવશે. એવો માણુસ ગળે હાથ નાંખશે, તે પણ શી રીતે સહન થશે ?

**એસાજી**—એકાદો અસાધ્ય રોગ થયો હોય તો તે મટાડવાને માટે આપણે કડવાં ઝેર અને દુર્ગંધી ઔષધો પીએ છિયે; તેજ પ્રમાણે આ જાલીમ ઉપાય કામે લગાડીને આપણા મનનો રોગ મઠાડી શું તો પછી આપણે બીજી વાતની શી જરૂર ?

**તુળશીબાઇ**—પણ ભાઈ, રસ્તામાં ધિક ધિકતા અંગારા પાથરીને તેના ઉપર એક જણને સ્વર્ગનું સુખ દેખાડવા માટે ચાલવાને કહેવું, તેના જેવુંજ આ કામ પણ મુશ્કેલ છે.

**એસાજી**—પણ, આ બળતામાંથી પાર પડીને એક વખત સ્વર્ગનું સુખ હાથ લાગી ગયું તો પછી આગળ ઉપર બધી ભાવટ ભાગી જવાની. ત્યાં આનંદ સિવાય બીજી કાંઈ વાતજ નથી માટે તેનાથી વધારે શું જોઇએ ?

**તુળશીબાઈ**—ઠીક છે, એ બધું રહેવાદે. હવે આપણે જે ખેલ ભજવવાનાં છિયે, તેમાં તું કિયા પાત્રનો ભાગ લઇશ, તે કહે ?

**એસાજી**—( મુંછ ઉપર હાથ નાંખીને ) બ્હેન, તેવો મજેદાર પ્રસંગ માત્ર તું આણી આપ. એટલે તેના કાળજામાં જમઇયો ખોસવાનું કામ મ્હારૂં છે. પણ એક કાનની વાત બીજે કાને જાય નહિ, એવે ગુપ્ત ઠેકાણે એ કામ થવું જોઇએ.

**તુળશીબાઈ**—કબૂલ, તે કામ મ્હારી તરફ આવ્યું. આ ચંડાળનું આપણે વૈર લઇએ છિયે કે નહિ, એ જોવાને આપણા પિતા ઉપર ઉભા રહ્યા છે. તેમની વાસના પૂર્ણ થયા વગર તેમની ત્યાં ગતિ થશે નહિ. તેમનો ઉદ્ધાર કરતાં મ્હારી આબરૂ શી બિસાતમાં છે ? આજ સુધી જે આબરૂ જીવના કરતાં પણ વધારે સાચવી છે, તેના ઉપર મ્હારા બાપને માટે મેં આજ પાણી મૂક્યું, એમ સમજ.

આ પ્રમાણે **એસાજી** અને **તુળશીબાઇ**નો ઠરાવ થયો. તેમના દુષ્ટ

કાવતરામાં બે મુસલમાન અધિકારીઓ આવ્યા. તેમની કથા પ્રથમ અત્રે ટુંકામાં કહી જઇશું, તેથી આગળના કથા ભાગનો સંબંધ બરાબર સમજાશે.

દિલ્હીના બાદશાહ **ઔરંગજેબે** **શિવાજીરાવનો** અને તેમના રાજ્યનો નાશ કરવાનો ઘણી મુદ્દતથી ઉદ્યોગ ચલાવેલો હતો. પરંતુ તે કામમાં તેને આજ સુધી યશ મળ્યો નહોતો. તેણે તેના ઉપર જે જે સરદાર મોકલેલા તે બધા હાર ખાઇને રોદણાં રોતા તેના ભણી પાછા ગયેલા હતા. **શિવારાવ** દિનપ્રતિ દિન બળવાન થતો ગયો, તેથી **ઔરંગજેબને** ભારે ચિન્તા થવા લાગી. તે ઉપરથી **શિવાજીરાવના** રાજ્યમાં અંદરખાને કાંઈ તોફાન કે ફંદ ફિતુર થાય તો ઠીક, એવો તેણે વિચાર કર્યો. બાદ તેની પાસે **તકરીબખાન** કરીને એક પહાણુ સરદાર હતો. તેને બોલાવીને તે કામની તેણે તેને સુપરત કરી. અને **શિવાજીરાવના** રાજ્યમાં, દરબારમાં, તથા કુટુંબમાં તેમનાં જે કાંઈ ગૃહછિદ્રો હોય તે શોધી કાઢવાં; તેના દુશ્મન હોય તેને મેળવી લેવા; અને ત્યાં ને ત્યાં તેના કુટુંબનો નાશ કરવો, અગર જો બને તો તેના કુટુંબમાંથી જે માણસ હાથ લાગે તેને ત્યાંથી જીવતું પકડી લાવવું. આ કામ માટે જે ખર્ચ થશે તે દિલ્હી સરકારમાંથી મળશે, પણ યશ લઇનેજ પાછા આવવું, કામ ફત્તે થવાથી તમને વંશપરંપરાની એક જહાગીર આપીશું, એવું આશ્વાસન દઇને મ્હોટી મ્હોટી આશાઓ દેખાડીને તેણે દક્ષિણ તરફ **ખાનને** રવાના કર્યો. **તકરીબખાને** પોતાની સાથે કેટલાક હોંશીયાર માણસો લઈ લીધા હતા. તેનો છોકરો **ઇખવાસખાન** નામનો હતો, તેને પણ તેણે પોતાની સાથે લીધો હતો. પછી વેષ બદલીને તે બન્ને પિતાપુત્ર **શિવાજીરાવના** રાજ્યમાં ફરતા હતા. આમ ફરતાં ફરતાં ઘણાં વર્ષ વહી ગયાં, તોપણ તેઓ જે કામનું બિડું ઝડપીને આવ્યા હતા, તે કામનો કાંઈ પણ ઘાટ બેઠો નહોતો. **શિવાજીરાવના** રાજ્યમાં ઉત્તમ પ્રકારનો બંદોબસ્ત હતો. તેની રૈયતમાં ઐક્યપણું ઘણુંજ જોવામાં આવતું હતું. તેના લશ્કરી સરદારો અને સિપાઈઓ ઘણાજ ઈમાની અને શૂરા હતા. તેના રાજ્યમાં રૈયતને કોઈ પણ પ્રકારનો યત્કિંચિત પણ ત્રાસ નહોતો. ન્યાય, મુલકી, ફોજદારી અને ખાસ હજુરના મસલતી વિગેરે ખાતાં ઘણાજ ઉત્તમ પ્રકારે ચાલતાં હતાં. દરેક ખાતાના કામદારો પોત પોતાના કામમાં દક્ષ અને હોશીયાર હતા. બધી વાતે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા હોવાને લીધે તેની તમામ રૈયતને, આપણે **રામરાજ્યમાં** વસીએ છિએ, એમ લાગતું હતું. આવા **રામરાજ્યમાં**

શત્રુની આંચ શી રીતે બોળાય? **તકરીબખાન** અને તેના સાથીઓ અનેક પ્રકારના વેષ લઇને ભટકતા હતા. પરંતુ તેમનો કોઈ પણ વાતે પત્તો ખાધો નહોતો. બિફુ ઝડપ્યા જેવું કાંઈ પણ કામ થવું જોઇએ નહિતો બાદશાહની કડા નજર થશે, માટે **તકરીબખાને શિવાજીરાવ** ના કુટુંબમાં કાંઇ પણ ગૃહચ્છિદ્રો પાડવાનો ઉદ્યોગ ચલાવ્યો. **સંભાજીરાવ**ની મનસ્વી રહેણી કરણીને લીધે તે ઉદ્યોગમાં તેને કાંઇ પણ યશ મળશે, એમ લાગ્યું. તથાપિ **શિવાજીરાવ** જીવ્યા ત્યાં સુધી તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ. એવું હવે પછીની હકિકત ઉપરથી અમારા વાંચક વૃંદની ધ્યાનમાં આવશે.

**એસાજી સંભાજીરાવ**નો હિતશત્રૂ છે. તેથી તેના ઉપર અંદર ખાનેથી દ્વેષ રાખે છે, એવી **તકરીબખાન**ને બાતમી મળી, ત્યારથી **એસાજી** સાથે તેણે પરિચય કરવા માંડયો. બન્નેનો ભવિષ્યનો હેતુ એક હોવાને લીધે તે ઉભયતામાં ઘણી ઝડપથી મૈત્રી બંધાઈ ગઈ. ગમે તેવો પ્રસંગ આવી પડે તોપણ એકબીજાથી છૂટવું નહિ, એવાં તેમના વચ્ચે સમસગરાં થયાં. અને છેવટે **સંભાજીરાવ**ને મારી નાંખવાનો **એસાજી** અને **તુળશી**નો નિશ્ચય થયો હતો, તેમાં તેઓ પણ સામીલ થયા. એક જણના બે વૈરી હોય, અને તે બન્નેની ન્યાત જાત કે ભાત જૂદી જૂદી હોય તો પણ તેઓ સહેજમાં મિત્ર થઈ જાયં છે, એવો જગતનો નિયમ છે. તેને અનુસરીને આ પ્રસગે દાઢી અને ચોટલી વાળાને સજ્જડ મિત્રાતા બંધાઈ.

આણીતરફ પોતનો ઘાટ ઘડાવાનો અંદરખાનેથી દગો રમાય છે, એ વાતની **સંભાજીરાવ**ને જરા પણ ભ્રાન્તિ નહોતી. તે હમેશાં બધાની સાથે નિષ્કપટપણે ચાલતો હતો. તેને ખાટલામાંથી ઉઠયા પછી સ્વારીમાં ચઢવાનું કે શિકાર કરવા જવાનું કાંઈ નહોતું, તેથી તેનું મન પાછું **તુળશીબાઇ** તરફ વળ્યું. જેવો મ્હારો પ્રેમ તેના ઉપર છે, તેવીજ તેની પણ મ્હારા ઉપર ખરી પ્રીતિ છે, એવી સમજથી તેણે તેના ઘેર જવું આવવું જારી રાખ્યું. પછી તે પોતાનો ઘણો ખરો વખત તેનેજ ઘેર ગાળવા લાગ્યો. તેના વગર તેને ક્ષણવાર ચેન પડે નહિ, એવું થયું. **તુળશી**એ તેને ખૂબ દારૂ પીતો કરી નાંખ્યો. તે દારૂના ઘેનમાં ઉલ્લુ થઇને હમેશાં તેનેજ ત્યાં પડી રહેવા લાગ્યો. અને તેના મનમાં **તુળશી**એ એમ ઠસાવ્યું કે, તમે મ્હારા કાળજાની કોર અને હૈયાના હાર છો. હું તમને જેટલા ચાહુ છું, તેટલા પરમેશ્વરને પણ ચ્હાતી નથી. આવી રીતે તેણે પોતાનાં

મોહબાણવડે કરીને શત્રુને અને શત્રુના ઘણા ખરા હજુરીઆઓને તદ્દન મારી પાડયા હતા. તે લાગ લગટ ચચ્ચાર, આઠ આઠ દિવસ **તુળશીને** ત્યાં પડી રહેવા લાગ્યો. તેણે પોતાના વ્હાલાં માતપિતાને અને પોતાની ધર્મ પત્નીને પણ વિસારી દીધાં.

પણ **તુળશીનુ** બધું તરકટ **જોત્યાજીના** સમજવામાં સારીપેઠે આવી ગયું હતું. એ **સંભાજીરાવ** ઉપર જે પ્રીતિ રાખે છે, તે ખરી નથી, પરંતુ લુચાઇગિરીની છે, એવો તેના પેટમાં બરાબર વ્હેમ આવી ચુકયો હતો. પરંતુ હજીસુધી આ ધાટ **સંભાજીરાવનો** ઘાત કરવાનોજ છે, એવું ખાત્રી લાયક તે નક્કી કરી શકયો નહોતો, તથાપિ તે તેને હમેશાં જાગૃત કરતો, અને કહેતો કે, "મહારાજ, એ ઘણી ખરાબ ચાલનીસ્ત્રી છે, એની સોબત આપ મૂકી દ્યો. એના પ્રપંચી પ્રેમે આપના ઉપર ભૂરકી નાંખી છે. પરંતુ આગળ ઉપર આપને પસ્તાવો કરવો પડશે. આપ જરૂર ફસાઇજ પડયા છો, એવી મ્હારી ધારણા છે. આ મ્હારૂં કહેવું નકામું છે, એમ સમજીને તરછોડી કાઢશો નહિ. હોંશિયારીથી રહેજો." આ પ્રમાણે તેના ઇમાની ચાકરનું કહેવું તેને કડવું ઝેર જેવું લાગ્યું. તેના આવા કહેવાને કાંઇપણ બિસાતનું નાં ગણતાં ઉલટું પોતાના મનથી તુચ્છકારી કાઢયું. તોપણ **જોત્યાજીની** સ્વામિનિષ્ઠા એક તિલ માત્ર પણ ડગી નહિ. તે એટલુંજ સમજયો હતો કે, આ કાવાદાવાની સેપટીએ આ ભોળા અટબંગને પાકો મંત્રી લીધો છે. તેથી તે પોતાના ધણીનું અતિશય રક્ષણ કરવા લાગ્યો. તે એટલે દરજજે કે, પોતાના ધણીનો અને પોતાનો જીવ એકજ ગણતો, માત્ર કાયાજ જૂદી છે, એમ તે માનતો. આનું નામ ખરી સ્વામિ નિષ્ઠા! નહિતો, "ચીઠ્ઠુના ચાકર" પણું બજાવનારની દુનિયામાં ખોટ નથી, તેવા નોકરોના કામ તપાસવા કરતાં નિમકહલાલી **જોત્યાજી** જેવાનાં કામનું અવલોકન કરીશું તો તેમાંથી આપણે અનેક તરેહની શીખામણો લઇશું. તે આપણને આગળ ઉપર જોવાને મળશે, પણ હાલતો આપણે આ આશક માશુક તરફ જરા નજર કરીએ તેઓ હમેશ મુજબ એક દિવસ પોતાના ક્રિડા મંદિરમાં રતિ સંગ્રામમાં મચેલાં હતાં, તે વખતે **સંભાજીરાવે** **તુળશીને** પૂછયું.

**સંભાજીરાવ**—( ગળે હાથ નાંખી હડપચી પકડી ) પ્યારી, તને આજ એક બારીક વાત પૂછવાની છે. ગુસ્સો કરીશ નહિ. તારી મ્હારા

ઉપર ખરી પ્રીતિ છે, એવું જે મ્હારા મનમાં છે, તે ખરૂં છે કે, ખોટું ? એટલોજ મને જવાબ દે.

**તુળશીબાઇ**—આશો બાઈ ચમત્કાર ! આજ સુધી તો મને કદિ આવું આડું અવળું પૂછ્યાનું સાંભરતું નથી. ને, આજજ મને એવી શંકાલાવીને કેમ પૂછો છો ? તેની ગનેજ આગળથી કાંઈ શંકા લાગે છે.

**સંભાજીરાવ**—બસ હવે, આ પૂછેલા પ્રશ્નનો કાંઈ સરળ જવાબ દીધો કહેવાય નહિ. ખરૂં કે ખોટું, એ બેમાંથી એકજ વાતનો ઉત્તર મ્હારે જોઇએ છિયે.

**તુળશીબાઇ**—(થોડીસેક ક્રોધ યુક્ત મુદ્રા કરીને) પણ મ્હારી પ્રીતિની આપના મનમાં શંકા કેમ આવી તે મ્હારે પણ જાણવું જરૂરનું છે, ખરૂંજ પૂછું છું તમને મ્હારા નામાના સોગન છે. એવો વહેમ લાવવાનું મ્હારાથી એવું શું આડું અવળું થયું છે, એ મ્હને ખુલ્લા દિલથી કહેવું જોઇએ.

**સંભાજીરાવ**—હેં એં એં, ના ના ના, તેવું કાંઈ નથી, એતો મ્હારા મનમાં સહેજજ પૂછવાનું આવ્યું, તેથી પૂછેલું. બાજુ કાંઇજ કારણ બારણ નથી.

**તુળશીબાઇ**—(ફરાથી ક્રોધના વેશનો ડોળ કરીને) તો પછી અમસ્તો અમસ્તો મનમાં વહેમ લાવીને, પુરૂષે સ્ત્રીને હલકી પાડવી એ સારૂં દેખાય છે કે ? જરૂર કોઇએ પણ મ્હારા ઉપર દુસ્મનાવટ વાટી છે. તે પિટયાથી આપણી બન્નેની પ્રીતિ જોઇશકાઈ નહિ હોય, માટેજ તેણે આપણા બન્નેમાં વિઘ્ન પાડવાની આ ખટપટ કરી છે. એવો રોયો કોનો ચંડાળ છે, તેનું નામ મ્હારે જાણવું જોઇએ. ને જો નહિ કહો તો હવણાંને હવણાં હું જીવ આપીશ.

**સંભાજીરાવ**—(છાતી સરસી દબાવીને) પ્રિયા એ શું વારૂ ? આવી નકામી જીદ લે છે, તેનું તને શું કહેવું ? તારો દુસ્મન થનાર કોણ છે ? તારે માટે મને કોઈ કહેતો, તે હું ખરૂં માનુ, એમ શું તને લાગેછે ?

**તુળશીબાઇ**—(આંખમાં આસુ લાવી ડુસકાં ખાતે ખાતે) "બિલાડાનું હસવું, અને ઊંદરનો જીવ જાય". એવું અમારૂં સ્ત્રીઓનું બળ્યું નિર્લજ જિવવું. સ્ત્રીઓ પુરૂષોમાટે પોતાની આબરૂ, ન્યાતજાત, અને જીવની પણ દરકાર નકરે, ને પુરૂષોને મન એક નમાલા વસ્ત્ર જેટલો પણ તેનો હિસાબ નહિ. એવા જીવવા કરતાં, **પરમેશ્વર**, મરણ આપે તોપણ સારૂ. જેને માટે મેં ચાર લોકોમાં ખોટું કહેવરાવ્યું, દુનિયાની કાળાટીલી લીધી, અને પોતાના કુળને કલંક લગાડ્યું, તેનીજ તરફથી જ્યારે આવા હલકા

પડવાનું થાય, ત્યારે જગતમાં જીવીનેય શું સુખ ભોગવવાનું છે? કુમળુ ફુલ ઉનાળાના તાપથી કરમાઇ જાય છે, પછી તે, વા અને વર્ષાદના સહેજ લાગવાથી ગરી પણ પડે છે, એવીજ પ્રીતિની વાત છે. તે કુડા ભાવથી કમી થાય છે. અને મનમાં સંશય ખાતાં ખાતાં તેની મેળે તે કરમાઈ જાય છે. જ્યાં બન્નેનું મન એક હોય, અને અરસ્પરસ એક બીજાનો એક બીજા ઉપર પૂરો ભરોંસો હોય ત્યાંજ તે સારી નિવડીને બન્નેને સુખ દાતા થઈ પડે છે.

એવી તેણે ઘણુજ મન માનતી રીતે ટીકા કરીનેકહ્યું, ત્યારે મ્હારા ઉપર એની ખરી પ્રીતિ છે, એવી તેની ખાત્રી થઈ. તેના મનમાં તેની પ્રીતિ માટે સહેજ કાંઇ આવ્યું હતું, તે દૂર થયું. અને પછી તે બન્નેને પહેલાંની પેઠે ખરેખરી જામેલી ચાલી તે એટલે સુધી કે, તેની સોબતથી તે ઘણોજ નિર્માલ્ય થતો ગયો.

વાંચક, આપણા **સંભાજીરાવ**ને ખરાબ કરનાર બીજુ એક પાત્ર હવણાં રંગ ભૂમિપર આવનાર છે, તે.તરફ આપની દ્રષ્ટિ ફેરવવાની હવે જરા તસ્દિ લેશો.

---

## પ્રકરણ ૭ મું.

" अनुकूलेऽपि कलत्रे नीच : परदारलंपटो भवति."

**અર્થ,**—( સંસારમાં ) સ્ત્રી વિગેરે અનુકૂળ છતાં નીચ પુરૂષ પરદારામાં લંપટ થાય છે. ( જેમ સરોવર વિગેરે જળાશયો ભરેલા છતાં કાગડો સ્ત્રીઓના ઘડાના પાણી બોટે છે તેમ )



પુનામાં ગોકુળ મથુરાં તરફનો એક કનોજિયો સર્વ દુર્ગુણ સંપન્ન બ્રાહ્મણ આવી રહ્યો હતો, તેનું નામ **કલુષા** કરીને હતું, તે શાક્ત એટલે શક્તિનો ઉપાસક હતો. મેલી મંત્ર શાસ્ત્ર વિદ્યા મને આવડે છે, તેના સામર્થ્યથી હું જોઇએ તે કરામત કરી શકું છું. એવો તેણે **પુનામાં** ઢોંગ મચાવ્યો હતો. તેની સ્ત્રી હતી, તે પણ લોકોનાં મન રાખવાના કામમાં ઘણી ચતુર હતી. તેને ઘેર મદ્યમાંસનો યથેચ્છ આહાર વિહાર ચાલતો હતો. વશીકરણ, યશ:પ્રાપ્તિ, રાજ્યવૃદ્ધિ, વિપુલસંપત્તિ વિગેરે સુખ **કલુષા** પોતાના મંત્રના જોરથી કરી આપે છે, એવી ગપ **સંભાજીરાવને** કાને આવી. રાવ તે રાવજ ! પછી પૂછવું શું ? 'મરકટને વળી મદિરા પિયે' તેના જેવી અવસ્થા તેમની થઈ. **સંભાજીરાવ** તેના નાદમાં ચઢયો. ***કબજીના** ઘેર રોજ મદ્ય માંસના હવનો થતા હતા. ન્હાના ન્હાના પાડાઓને મારીને તેના લીલાને લીલા ચામડા ઉપર બેસીને તે અનુષ્ટાનો કરતો હતો. તેને ઘેર ખૂબ મદ્યપાન કરીને છાકટો બનીને **સંભાજીરાવ તુળશીબાઇને** ઘેર જઇ પડતો. જો કોઇ તેને કાંઇ હિતની શિખામણ દેવા જાય તો તે તેને મારવા ધાતો. છેવટે સારા માણસોએ તેને કહેવાનું પણ છોડી દીધું.

**સંભાજીરાવની** ધર્મ પત્ની **યેસુબાઈ** કરીને હતી. તેનું અને **સંભાજીરાવનું** ભાગ્યેજ અને ભોગ જોગે સહેજ કોઈ દહાડો મળવું થતું તો તે તેને નાહક દુ:ખ દેતો હતો. તે તેની સાથે કોઈ દહાડો મોકળા મનથી બોલ્યો નથી, એટલુંજ નહિ પણ તે ગાળો દેતો, અને તેના ઉપર હમેશાં હરફેડા તરફેડા કરતો હતો. તે તેને કોઈ કાંઈ ડહાપણની કે યુક્તિ-

* એ કાન કુબ્જ જાતનો બ્રાહ્મણ હતો, તે ઉપરથી તેને ટુંકામાં કુબજી અથવા એટલી જાતનું નામ પણ કહેતા હતા.

ની વાત કરતી તો તેનો ઉલટો અર્થ કરીને તેના ઉપર ગમે તેવો આરોપ મૂકતો હતો, તેથી તે બિચારી સાધ્વી હમેશાં મનમાંને મનમાં બળીને રહેતી હતી. **સંભાજીરાવ** તેની સાથે એવી રીતે વર્તતો તેનું કારણુ એટલુંજ હતું કે, **તુળશીનું** જેવું શુદ્ધ આચરણ નથી, તેવું તેનું આચરણ પણ અંદરખાનેથી શુદ્ધ નહિ હોય, અને એ ગુપ્ત રીતે બીજા તરફ પાપ દૃષ્ટિથી જોતી હશે, એવુ **તુળશી** જેવી ખરાબ વર્તણૂક વાળી સ્ત્રીના નિરન્તરના સંસર્ગથી તેનું મન સંશયવાળુજ થઈ ગયું હતું; તેથી તે પોતાનો પગ ક્ષણવાર પણ ઘરમાં ટકાવતો નહોતો, અને જે વખતે જૂઓ તે વખતે **તુળશી**ની હજુરમાં હાજર ને હાજર, તેજ વાત તેના નિરન્તરના હક્કને નુકશાન કારક થઈ પડી હતી, તે આપણે આગળ જોઇશું.

પ્રિય પાઠક, અન્ય સ્ત્રી પુરૂષોની વાત ગમે તેમ હો, પરંતુ લગ્નની ગાંઠથી ગુંથાએલાં દંપતિમાં નિષ્કપટ પ્રેમ, ઐક્યભાવ, સૌજન્ય વિગેરે સદ્‌ગુણો અવશ્ય નિરન્તરનો વાસો કરીને રહેલા હોવા જોઇએ. આ બન્નેનો પરસ્પર એક બીજાનો સંબંધ સુખની વૃદ્ધિમાં અને દુઃખની નિવૃત્તિમાં સાહ્યભૂત થાય છે. એકનું સુખ દુઃખ બીજાના સુખ દુઃખના ઉપર આધાર રાખે છે. એટલા માટે સંસારમાં પરણેલાં સ્ત્રી પુરૂષે એક બીજા જોડે શુદ્ધ ભાવથી હળીમળીને મીઠાસથી રહેવું જોઇએ. પરંતુ તેવો બનાવ ઘણે ઠેકાણે જોવામાં આવતો નથી. 'વ્યક્તિ તેટલી પ્રકૃત્તિ' આ કહેવત મુજબ બધાંના સ્વભાવ એક સરખા હોતા નથી, તેથી આ જગતમાં અનેક તફાંઓ અને અનેક દાખલાઓ જોવામાં આવે છે. બન્નેના સ્વભાવ એક બીજા સાથે મળતા આવતા નથી—તેથી તેવા જોડામાં ઉંદર બિલાડી જેવો મેળ હોય છે. ઘણા ખરા કુટુંબમાં સ્ત્રી પુરૂષો મારકુટ, કજીયા કંકાસ, અને હાડહુડ કરતાં જોવામાં આવે છે. તેમાં હમેશાં એક જણનોજ વાંક હોય અને બીજાનો ન હોય એમ કાંઈ કહી શકાતું નથી. પરંતુ ધણી ધણીઆણીની લડાઇનો મૂળ પાયો ઘણોજ નિર્જિવ હોય છે. ફલાણી વાતમાં ધણીએ મ્હને પૂછ્યું નહિ, અને ફલાણે વખતે તે મ્હારા સામું બોલી, એવા એવા નજીવા વાંધા રૂપ ટીપાઓ ધીમે ધીમે એકઠાં થઇને વૈરભાવનું એક મ્હોટું સરોવર બંધાઇને સુખને બદલે સળી કરી મૂકે છે. એ વાત નિર્વિવાદ છે. પરંતુ એક સંસ્કૃત વિદ્વાન કહે છે કે, **'न भार्यायाः परं सुखं'** એટલે ભાર્યા સમાન બીજુ સુખ નથી. ખરેખરી રીતે જોતાં, પરમેશ્વરે જેને સુઘડ, કરકસરીવણુ એને ખુશ મીજાજી પત્ની આપી હોય

છે, તેનો સંસાર સલ્હા સુખ અને શાન્તિના ધામ રૂપ થઈ પડે છે. પરંતુ કેટલાએક પુરૂષોને સુખ આપે એવું સ્ત્રી રત્ન મળેલું હોય છે, તથાપિ બીજી કેટલીએક કુલટાઓનાં સાહસ અને પાપાચરણ જોઇને તેને પોતાની ધર્મપત્નીને માટે પણ અંદેશો ઉત્પન્ન થાય છે. અને ભર યુવાવસ્થામાં સ્ત્રીઓ ગમે તેવાં નઠારાં કામ કરે છે, તેની કાંઈ હદ રહેતી નથી, એવા એવા અનેક તરેહના વહેમના વમળમાં તણાઇને આખરે કંકાસરૂપી કાળા સમુદ્રમાં જઇને તે પડે છે. પછી જો કે, તે બિચારીનાં આચરણ ગમે તેટલાં શુદ્ધ અને સરળ હોય છે, તેમ છતાં પણ તે તેને વિનાકરણ કનડે છે. તે પોતાના મનથી વિનાકરણ દુઃખ વ્હોરી લે છે. જે સ્ત્રીને પરમ સુખ છે, એવું કહેવાય છે, તેજ સ્ત્રી દુઃખમાં ડુબેલી હોય છે. કારણ કે, તે સ્ત્રી દેખાવમા જેવી સુન્દર, સુશીલ, સુઘડ અને નિર્દોષ છે, તેવીજ અંદરખાનેથી હશે કે, નહિ ? એ પ્રશ્નના જવાબ માટે તેનો ભરથાર મનમાંને મનમાં હમેશાં ભમણાજ કરતો હોય છે. તેની આવી મૂર્ખાઇને માટે આપણે તેનેજ કેવા પ્રકારનાં શેલાં પાઘડીનો સિરપાવ કરવો ? ડાહી, મર્યાદશીલ, સમજદાર, અને પાપાચરણથી ડરનારી સ્ત્રી હોવી જોઇએ, એટલે બસ છે. આથી વધારે સારી, તે કેવી સ્ત્રીઓ હશે ? હીરાની પરીક્ષા તેજદાર, વજનદાર, અને કઠણ હોય, એટલું જોવાથી નથી થતી કે ? તેની ખરી પરીક્ષા એરણ ઉપર મૂકી હથોડી ઠોક્યા વગર નહિ થવાની કે ? આવી હંદપારની અને મૂર્ખતા ભરેલી પરીક્ષામાંથી હિરો આખો બચી ગયો એમ ધારો તોપણ તેથી તેની કિમ્મતમાં કાંઈ વધારો થતો નથી, પરંતુ તે ગમે તેવો આખો રહે એમ માનો તોપણ તેના ઉપરના પ્રત્યાઘાતને લીધે તેની કાંઈ પણ સહેજ કિમ્મત ઘટવાનીજ. તેમ કરતાં જો કદાપિ તેના કટકા થઇ ગયા તો એકલા તેના માલીકનીજ કિમ્મત રહેવાની. તેનીજ પેઠે સ્ત્રીને નકામી હેરાન કરવાથી તેની ખરી કસોટી નિકળતી નથી, પરંતુ કદાચિત્ હેરાન ગતિના કંટાળાંથી તેની ઓછી સમજને લીધે તેના પતિવ્રતથી તે ભ્રષ્ટ થઇતો કંટાળો આપનાર પુરૂષો પોતાના હાથમાંનો કુહાડો પોતાના પગમાં મારી લીધા જેવુંજ થાય છે. તેને પછી આ જગતમાં બહાર મ્હોડું કાઢીને બોલવા સરખું પણ રહેતું નથી. માટે સ્ત્રીની લૈકિક વર્તણુંક સારી હોય તો દુરાગ્રહ વડે પુરૂષે તેના વિષે નકામો વિપરીત કલ્પનાઓ શા માટે કરવી જોઇએ ? અને પોતે પોતાના હાથે શા વાસ્તે ઘર ભંગા થવું જોઇએ ?

પરણેલાં સ્ત્રી પુરૂષનો એવો કાંઈ સંબંધ છે કે, એમાંથી એકને સ-હેજ કાંઈ માનસિક કે શારીરિક સુખ દુઃખ થાય તો, તેની અસર બીજાને થવીજ જોઇએ. બન્નેના દેહ જૂદા છે, તોપણ તેમનાં સુખ દુઃખનાં સૂત્રો એક બીજા સાથે ગુંથાએલાં હોય છે. કોઈ માણસના પગના તળિયામાં કાંટો વાગે છે, ત્યાંથી સાડાત્રણ હાથ તેનું માથુ ઉંચું છે, તોપણ કાંટાના બોકની અસર તરતજ માંથામાં વિજળીના તારની પેઠે જઈ પહોંચી સ્ટે-શનના ઘંટની પેઠે તેના મુખમાંથી "અરે" નો ઉદ્દગાર એકદમ ઠોકાવે છે. તેમ દંપતિ પૈકી એકના દુષ્કર્મથી બીજાના દેહમાં વ્યથા થાય છે; અને થવી પણ જોઇએ. એકનું મન ખુશીમાં હશે, તો બીજાને આનંદ અને સુખ થાય છે, એ વાત મનમાં રાખીને પોતાના જીંદગી પર્યન્તના સાથીને પોતાની દુષ્કૃતીથી દુઃખ ન થાય, એવું પોતાનું શુદ્ધ આચરણ રાખવું, એ બન્નેનું કર્તવ્ય કર્મ છે, સંસારમાં એકનાથી અવિચારનું કાંઇ પગલું ભરાયું તો તેનાં ફળ બન્નેને સરખાં ભોગવવાં પડે છે. જ્યાં સ્ત્રી પુરૂષ એક બીજા ઉપર વિશ્વાસ રાખીને એક બીજાને પૂછી ગાછીને ચાલે છે, ત્યાં પરસ્પરના સહવાસથી સારાં કામ કરવાને ઉત્તેજન મળે છે, ખોટાં કામ કરવાને તેનું મનજ શર્મિંદું થઈ તેને તે કામ કરતાં પાછા ધકેલે છે, દુઃખ ઘણે દૂર ના-શી જાય છે, સુખ આભુષણ રૂપ થઈ પડે છે, અને એકંદરમાં કાંઈ પણ સહસા અહિત થતું નથી એટલા માટે દેહ જૂદા હોય છે, તથાપિ મન એકજ રાખવા જોઇએ. એકના પગમાં કાંટો બોકાય તો બીજાની આંખ ઝળઝળિયાંથી ભરાવી જોઇએ. જેટલું પોતાના શરીર માટે ન થાય તેટલું પોતાના ધર્મની ગાંઠથી બંધાએલ સાથી માટે થવું જોઇએ. એવી જે કુ-ટુંબની સ્થિતિ અને રચના હશે, તેના ગૃહસ્થાશ્રમની ધન્યતાનાં જેટલાં વ-ખાણ કરીએ તેટલાં થોડાં છે.

**સંભાજીરાવનાં** નઠારાં વર્તન **શિવાજીરાજ** અને તેમનાં પત્ની **સઈબાઈ** ( **સંભાજી**ની જનક માતા ) ની દષ્ટીએ વારંવાર પડવા લાગ્યાં તેથી તેમણે ધીરજ છોડી અને સમજ્યાં કે, **સંભાજી** તદન બગડી ગયો. અને ચાર લોકમાં તેની ગણના લુચ્ચા લફંગા ખાતે થઈ ગઈ. તે પોતા-ની પાછળ રાજ્ય ચલાવવાને યોગ્ય નથી, એવી **શિવાજીરાવની** ખાત્રી થઇ તેથી તેમના મનને ઘણોજ ખેદ થયો. છોકરાની ફિકરમાંને ફિકરમાં **સઈબાઈનું** શરીર બગડતું ગયું, અને પ્રતિદિન ખોરાક ઘટતો ગયો. તે દ-હાડે દહાડે ગળતી ગઈ. શરીર અને મનનો નિકટ સંબંધ છે, એકને ઈ-

..જો થઈ કે તરતજ તેની અસર બીજાને થાય છે. તે નિયમાનુસાર સઈબાઈના શરીર ઉપરથી ઉઘાડું જણાઈ આવતું. ઘણે ભાગે પુરૂષો કરતાં સ્ત્રીઓનું અંતઃકરણ ઘણું કોમળ હોય છે. તેણે સંભાજીને ઘણી વખત ધમકી બતાવી જોઇ, બાપા બચોલાં કરી જોયાં, તોપણ તેની વર્તણુકમાં લેશ માત્ર પણ ફેર પડયો નહિ. હવે આ છોકરો કેવી રીતે સુધરે, એ ચિન્તામાં તે પડી. તેનું ચિત્ત અહર્નિશ ઉદાસ રહેવા લાગ્યું. તેથી તેણે ઉંઘ અને ભુખ તજ્યાં. પોતાનો વિસ્તાર સારો નિકળે, તેમની લોકોમાં સદ્કિર્તિ વધે, અને તેમનું સારૂં થાય, એવી માબાપની પોતાનાં છોકરાંઓ માટે સ્વભાવિક ઉત્કંઠા હોય છે. તેમ છતાં ઇશ્વરેચ્છાથી કોઈ છોકરૂં ખરાબ ચાલનું નિકળ્યું તો તેનું દુઃખ તેના માત પિતાને કેટલું થાય છે, તે બીજાને પૂછવા કરતાં તેમનેજ પૂછવું. બીજા લોકોની પ્રીતિ અને શ્રદ્ધા સકામ હોયછે. એટલે તેમાં કાંઈ પણ હેતુ સાધી લેવાની તેની મતલબ હોય છે. પરંતુ માત પિતાની પોતાનાં છોકરાં પ્રત્યેની મમતા ઘણે ભાગે નિષ્કામ હોય છે. છોકરો માબાપને કાંઈ પણ ના આપે તોપણ તેની ચિન્તા નહિ, પરંતુ લોકોમાં તેની વાહ વાહ કહેવાય, અને લોકો તેને સારો કહે, તે મ્હોટો પૈસાદાર થાય, તે બારે વસ્તારી થાય, અને તે અખોવણી રીતે સુખ શાંન્તિમાં પોતાના દહાડા નિરગમન કરે, એવી રીતે જોવાને તેમની નિર્મળ ઇચ્છા હોય છે. પણ તે ઇચ્છાની તૃપ્તી કરાવનાર જગતમાં માઇના પુત થોડા કજ નિકળે છે. સંભાજીરાવ જેવો નઠારી ચાલનો છોકરો ઉઠવાથી તેની માનો જીવ કેટલો કલ્પાય છે, એ વાત તેવો નઠારો છોકરો ઉઠેલાની માનેજ પૂછવી જોઇએ. કારણ કે સ્મશાન વૈરાગમાં અને અનુભવજન્ય વૈરાગમાં મહદંતર હોય છે.

સંભાજીરાવને ઠેકાણે લાવવા માટે તે સમયની તેમની સમજ પ્રમાણે સઈબાઈએ ઘણાક ઉપાય કર્યા. તેણે ગામો ગામના વૈદ્ય, જોશી, જતિ, ભુઆ, અને દોરા ચીઠ્ઠીયો કરનારાને બોલાવ્યા. તેઓ પોત પોતાના ધંધાના પક્ષની વાતો કહેવા લાગ્યા. વૈદ્ય કહે એમને ઉન્માદ વાયુ થયો છે માટે એમને બ્રમીનું ઘી માત્રા સાથે આપવું જોઇએ. જોશી કહે એમને ગ્રહ નડે છે, માટે અનુષ્ઠાન બેસાડવું જોઇએ. ભુઆ કહે એમને કાંઇ આવી લાગેલું ભમાવે છે માટે લીંબુ નાળીયર, ભાત વિગેરે કરી ઉતાર મૂકવો જોઇએ. જતિ કહે એમના ઉપર કોઇએ વશીકરણ કર્યું છે, માટે એમને કાળા દોરામાં મંત્રેલું તાવીત બાંધવું જોઇએ. સૌ સૌના ધંધાની મહતા વધારી

અનેક તરેહના ઉપચાર બતાવવા લાગ્યા, અને તે પ્રમાણે બધા ઉપાય કરી પણ જોયા, તોપણ કુંવરજી કાંઇ ઠેકાણે આવ્યા નહિ. સઈબાઈ ઘણી ધૈર્યવાન અને સહન શિલતા વાળી સ્રી હતી, તોપણ પુત્રની ચિન્તામાંને ચિન્તામાં દહાડે દહાડે ક્ષીણુ થતી થતી આખરે મહાપિતાની હજુરમાં જઈ શાન્તિ ધામમાં નિવાસ કરી રહી.

સંભાજીરાવની વર્તણૂંક જરા પણ સુધરતી નથી, એ જોઇને શિવાજીરાવને ઘણુંજ ખોટું લાગ્યું. વ્યભિચાર અને મદ્યપાન, આ બે મ્હોટા દુર્ગુણે પોતાની સંપૂર્ણ સત્તાનો અમલ સંભાજીરાવ ઉપર બરાબર રીતે બેસાડયો હતો. શિવાજીરાવે તેને પાસે બેસાડીને ઘણી વખત સમજાવ્યો. મોરોપંત, નિલોપંત, હંબિરરાવ મોહિત વિગેરે મ્હોટા મ્હોટા ખાનગી મુત્સદીઓએ તેને ઘણું ઘણું સમજાવ્યો, પરંતુ તેથી પણ કુંવરરાજ સુધરે એવું કાંઈ ફળ જણાયું નહિ. સામ, દામથી કાંઈ વળ્યું નહિ, ત્યારે આખરે છેવટનો ઉપાય દંડ, તે પણ તેના ઉપર અજમાવી જોવો, એવું સર્વની ધ્યાનમાં આવવાથી તેને આશરે ૭ મહિના સુધી રાયગઢ ઉપર રાજવાડાથી કેટલેક દૂર એક ઉંચી ટેકરી ઉપર કિલ્લાબંધી હવેલી હતી, તેમાં તેને પ્રતિબંધમાં રાખ્યો. અને તેના ઉપર સારો જાપ્તા બંધી એક પેરો રાખ્યો. ખુદ શિવાજી મહારાજના હુકમ સિવાય તેને કદિ બહાર કાઢવો નહિ એવો સખ્ત બંદોબસ્ત કર્યો હતો. વિઠુલ ત્રિંબક મહાડકર દેશપાંડેની તેના ઉપર દેખરેખ રાખી. તેના ઉપર ખાવા પિવાનો બંદોસ્ત રાખવાનુ તેમજ કોઇ કોઈ વખત અંદર જઇને બોધ કરવાનું કામ પણ આ દેશપાંડને જે સોંપ્યું હતું. આ ૭ મહિનામાં બહારના લોકો સાથેનો સંબંધ તદ્દન તેને છોડાવી દીધો હતો.

પછી શિવાજીરાવ સંધીવાની પિડાથી આશરે પંદરેક દિવસ સુધી ખાટલે રહ્યા, આ મંદવાડમાંથી હું ઉઠીશ, એવી તેની ખાત્રી નહોતી. આણી પાસથી ઔરંગજેબ માથા ઉપર ઝંઝુની રહ્યો છે. અને રાજકુંવરમાં ગાદી સંભાળવાના ઢંગ જણાતા નથી, તોપછી મ્હારી પાછળ આ રાજ્યનું શું થશે, તેની ફિકરમાં તે પડયો. છેવટે આઠે પ્રધાનના વિચારમાં એમ આવ્યું કે, સંભાજીરાવને પોતાની સમક્ષ બોલાવીને મહારાજાએ શિખામણના બે બોલ કહેવા જોઇએ. પછી તે સારી રીતે ચાલશે, એવું સર્વની ધ્યાનમાં આવશે તો ઠીકજ છે, નહિતો રાજ્યનો ઘટતો બંદોબસ્ત

મ્હારાજાએ પોતાના છતાં કરવો એ સારી વાત છે. આ સલ્હા **શિવાજી-રાવને** પણ ઠીક લાગી. તેમણે **પેશવાને** કહ્યું, "**મોરોપંત** મ્હારી પાછળ રાજ્યની મને સલામતિ લાગતી નથી. તેમ છતાં તમે કહ્યું તે ઉપરથી તમારી રૂબરૂ તેને બે બોલ સમજુતીના અને બે બોલ ધમકીના કહી છૂટું. તેથી તે સુધરશે તો તેમાં તેનું હિત થશે, અને રાજ્યનું પણ કલ્યાણ થશે. તે સુધરશે નહિ, એવું ઘણે ભાગે ધ્યાનમાં આવશે તો, તે જોકે મ્હારો વડીલ પુત્ર છે, તોપણ મ્હારી પાછળ તેને રાજ્યાધિકાર મળે નહિ, એવો પાકો બંદોબસ્ત મ્હારા છતાં હું કરી જવાનો." એવું કહીને તેમણે **સંભાજી-રાવને** બોલાવી મંગાવી, તેની સાથે નીચે પ્રમાણે વાતચીત કરી.

**શિવાજીરાવ**—શંભૂ, અહિં મ્હારી પાસે આવીને બેસ. તને મેં બોલાવ્યો છે, તે તું જાણેછે? ગમે તેવા નાદે લાગીને તું મ્હારૂં નામ બોળવા બેઠો છે. તેં તારા શરીરની કેવી ખરાબી કરી લીધી છે, તે જો. જેને પેટે તેં જન્મ લીધો, તેને તેં એક દિવસ પણ સુખ આપ્યું નહિ, તેથી તે તારી ચિન્તામાંને ચિન્તામાં ઝુરી ઝુરીને મરી ગઇ. હવે તારી ખરી દાઝ જાણનાર હું એકલોજ રહ્યો છું. હું પણ આ મંદવાડમાંથી ઉઠીશ, એવો મ્હને ભરોંસો નથી. તેથી તને હવે છેવટના બે બોલ કહી જોવા અહિં બોલાવ્યો છે. મ્હારો અને તારો ઇશ્વરના ઘેરથીજ એવો નાતો જોડાયલો છે કે હું તને કંઈ કહું અને તું તે મુંગે મ્હોઢે સાંભળે. પણ "માનીશ તો દેવ નહિ તો પથ્થર" પછી તને જે સારૂં લાગે તે તું કરજે. મા બાપે તો જન્મ આપ્યો, પરંતુ તે તારા કર્મના સંગી નથી.

**શંભૂ**, આજ સુધી તું જે સ્વછંદ પણે વર્ત્યો, તે બધું હવે તું છોડી દે. અને ઠેકાણા પર આવ. આટલું કહેવા ઉપરથી તારી આંખો નહિ ઉઘડે તો હું તને રાજ્યનો માલીક કરનાર નથી. આ વાત હું તને અમસ્તી બીક દેખાડવાનેજ કહું છું, એમ સમજીશ નહિ. હું મારા બોલ્યા પ્રમાણેજ કરવાનો એમાં જરા પણ ભૂલ પડશે નહિ. તને કદાપિ લાગતું હશે કે, હું વડીલ પુત્ર છું, તેથી મ્હારા સિવાય બીજા કોને રાજ્ય મળનાર છે? પણ, બાઇ, એ ભ્રમણામાં તું રહીશ નહિ. અરે, જે **શિવાજી**એ પોતાની રૈયત માટે અને પોતાના દેશ માટે કોઈ કોઈ વખત પોતાના જીવ સામે પણ જોયું નથી, તે **શિવાજી** તારા જેવા ઉદ્ધત્ત છોકરાના હાથમાં રાજ્યની લગામ આપશે કે? મ્હારૂં રાજ્ય અને મ્હારી રૈયત તારા જેવા અપ્રયોજક છોકરાના હાથમાં ન સોંપતાં રસ્તે જતાં કોઇ ભલા હિંદુને સ્વાધિન કરીશ.

પછી તે આપણા કુટુંબનો નહિ હોય, અને તદ્દન તિરાહિત હશે તોપણ હરકત નથી. એ સારી પેઠે ધ્યાનમાં રાખજે. મુસલમાન ગમે તેટલા પોતાના થતા આવે તોપણ આખરે પારકાતે પારકા. અરે, તે મ્હારા મરણની રાહ જોતા બેસી રહ્યા છે, તેમના ઉપર તારો ખરેખરો ભરોંસો છે. જો તારા હાથમાં રાજ્ય આવ્યું, તો તે અવળા પાટા બંધાવી, તારી બુદ્ધિ ફેરવી નાંખી, છેવટે તને પદભ્રષ્ટ કરીને પોતે રાજ્ય પચાવી પડશે. અરે, જેના પેટે તું જનમ્યો તેને છોડીને એક વખત તું દુષ્મનને મળી ગયો હતો, અને અમારી સાથે લઢવાને પણ તૈયાર થયો હતો. એ તારા ડહાપણ વિષે શું કહેવું? મને મદદ કરે, એ વાતતો એક બાજુ ઉપર રહી, પરંતુ ઉલટો હું આપણા લોકો માટે જે જે કરૂંછું, તેનો તું તિરસ્કાર કરે છે. અને મ્હારી નિંદા કરે છે. આ ઉપરથીજ જણાય છે કે, તને રાજ્યાધિકાર મળતાની સાથેજ આજ સુધીમાં મેં જે જે કર્યું છે, તેનો તું વિધ્વંસ કરી નાંખીશ. હજી પણ ઠેકાણે આવ, અને તારી રહેણી કરણી સુધારીને મ્હારી પાછળ રાજ્ય ચલાવવા જેવો થા. તેમ કરવા તારી ઇચ્છા ન થતી હોયતો, લંગોટીવાળ, શરીરે રાખોડી ચોળ, અને વૈરાગી બનીને એક વખત તારૂં કાળું કર. ફરીથી મ્હારી નજરે ચઢીશ નહિ.

એવો **શિવાજીરાવે** નરમ અને ગરમ, બંને પ્રકારનો તેને ઉપદેશ કર્યો. પણ તેનું પરિણામ 'ધુળ ઉપર લીંપણ' ના જેવું આવ્યું. **સંભાજીરાવને** તેનાથી લેશ માત્ર પણ અસર થઈ નહિ. તેણે છેવટ પોતાના પિતાને બે ધડક જવાબ દિધો કે, "જો આપના મનમાં એમ છે કે, હું રાજ્યને લાયક નથી, તો લંગોટીવાળી, રાખચોળી વૈરાગી થઇને દેશાંતરમાં ઉતરી પડવાની મ્હારી મરજી છે. મને આટલા બંધીખાનામાંથી છોડો,એજ મ્હારી માગણી છે." આવો જવાબ સાંભળીને **શિવાજીરાવના** જીવને ખુબ સંતાપ થયો. અને તેમણે કપાળે હાથ દીધા—આટલું થયા છતાં ક્રોધાવેશ સમાવીને તે ફરીને કહેવા લાગ્યા કે, બાઇરે, "વૈરાગી થઇશ" કહેવું ઘણું સેહલું છે, પણ ખરેખરો વૈરાગ પાળવાનું કામ ઘણું કઠિન છે. ગાંજાની ચલમો ફુંકીને ભટકતા ફરતા વૈરાગી ઘણા છે. તેવા વૈરાગી કરતાં સંસારમાં રહેનારા ઘણા સારા છે. હું દિલ્લીથી છુટીને આવ્યો તે વખતે વૈરાગીના વેશના સુખદુ:ખનો મને બરાબર અનુભવ થઈ ચૂકયો છે. એવી નકામી હઠ લઇશ નહિ. તેવી નકામી હઠથી તારૂં શ્રેય થનાર નથી. હજી પણ બરાબર વિચાર કર. પછી તારો શું નિશ્ચય થાય છે, તે મને કહેજે.

ત્યારબાદ તારા નશીબમાં લખ્યું હશે, તેમ થશે." એટલું કહીને તેને પાછો કારાગૃહમાં લઇ જવાનો હુકુમ આપ્યો.

**સંભાજીરાવને** લઈ ગયા પછી પાસે બેઠેલા મુત્સદીઓ પ્રત્યે **શિવાજીરાવે** કહ્યું:—

**શિવાજીરાવ**—કારભારીઓ, **સંભાજી** શું કહી ગયો, તે તમે સાંભળ્યું કે ! આ દુષ્ટના 'એક ઘાથી બેકટકા' કરીએ એવો સંતાપ થાય છે. એનામાં એકપણ ગુણ વસેલો નથી. જેટલા દુર્ગુણ જગતમાં કહેવાય તેટલા તેનામાં ભર્યા છે. પરંતુ ગમે તેવો પણ પેટનો ગોળો. તેથી ફરી ફરીને મમતા ઉત્પન્ન થાય છે. હવે તે ઠેકાણે આવે એવી મનેતો આશાજ નથી. આ કામમાં હું હવે મ્હારો છેવટનો અભિપ્રાય તમને કહું છું. મ્હારી પાછળ તે રાજ્યનો માલક થાય, એવી મ્હારી ઇચ્છા નથી. સંપાદન કરવાને કાળના કાળ જતા રહે છે, પણ ખોવાને જરા પણ વાર લાગતી નથી. જો આ રાજ્ય તેના હાથમાં જાય, તો આપણે બધાએ મ્હેનત કરીને જે યશ પ્રાપ્ત કર્યો છે, તે એક દિવસમાં ગુમાવી મારે. આ રાજ્ય કાંઈ વડિલો પારજીત નથી. એતો મ્હારૂં પોતાનું સંપાદન કરેલું છે. તેના ઉપર હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે છોકરાનો વારસો પહોંચતો નથી. સ્વસંપાદિત મિલ્કત ગમેતે છોકરાને આપી દેવાને બાપ મુખ્ત્યાર છે. માટે હું એવો ઠરાવ કરૂં છું કે, મ્હારી પાછળ મ્હારી ગાદી ઉપર મ્હારા બીજા પુત્ર **રાજારામને** બેસાડવો. આ રાજ્યમાંથી **સંભાજીરાવને** કાંઇપણ ભાગ મળે નહિ. જીવતાસુધી તેને આવી રીતે પ્રતિબંધમાં રાખવો.

આ ઠરાવ અમલમાં લાવવામાટે તેમણે ચિટણિસ પાસે એક દસ્તાવેજ લખાવ્યો. અને તેના ઉપર સહી સિક્કો કરીને મુખ્ય પ્રધાન **મોરોતિરમળ પિંગળેના** હાથમાં આપ્યો. આ બધો બનાવ **શિવાજીરાવનાં** નવાં રાણી સાહેબ **સોયરાબાઈના** દેખતાં બન્યો. આ રાણી સાહેબને **રાજારામ** કરીને એક કુંવર હતો.

વાંચક વૃન્દ, આ **સંભાજીરાવ શિવાજી**મહારાજનો ઓરસ અને વડિલ પુત્ર હતો. તેની સાથે બાપ કઠોરપણે વર્ત્યો, એવું કેટલાકના મનમાં આવશે, એમાં શક નથી. પણ શું કરે ! એવા મ્હોટા માણસને પણ એક બાજુએ ભીત અને એક બાજુએ ભાલો એવી મુશીબત આવી પડી હતી. કોઇયાવધિ પ્રજાના સુખ ઉપર પાણી ફેરવી પુત્ર લોભના મોહ પાસમાં પડીને તેને ગાદીનો વારસ બનાવવો, કે રાજ્ય ધર્મને અનુસરીને પુત્રને

નુકશાન કરીને પ્રજાના હિત તરફ ધ્યાન આપવું. આ બે કરતાં ત્રીજો માર્ગ રહ્યો નહોતો. પુત્રને રાજ્ય આપીને પ્રજાનું અહિત કરવું, આ એક વાત; અથવા પ્રજાનું હિત ચાહીને રાજ્ય કોઈ ડાહ્યા અને ચતુર માણસને સ્વાધિન કરીને **સંભાજીરાવને** વારસામાંથી બાતલ કરવો, એ બીજી. આ બન્ને વાતોએ તેના અંતઃકરણમાં જબરી ખેંચતાણ કરવા માંડી. સ્વપુત્ર પ્રીતિ અને સ્વદેશ પ્રીતિનું તેના મગજમાં તુમૂલ યુદ્ધ ચાલી રહ્યું. છેવટે એકના સારા માટે હજારો જણને નુકશાન કરવાનું તેના ગળે ઉતર્યું નહિ. સારાંશ કે, સ્વદેશપ્રીતિએ સ્વપુત્રપ્રીતિનો પરાભવ કરીને જય મેળવ્યો. આ વાત **શિવાજી**મહારાજ તરફથી સોનાના અક્ષરે ઇતિહાસમાં લખીરાખવા જેવી થઈ. એ તેમને ભૂષણપ્રદ છે, એવું સૌ કોઈ એક અવાજે કહ્યા વગર રહે નહિ.

અહિંસુધી આ ભાગની મર્યાદા આવી રહી. હવે ક્ષણવાર પડદો પડશે. તેટલા વખતમા જરા વિશ્રાન્તિ લઇને **સંભાજીરાવે** આગળ ઉપર મહા દારૂણ કૃત્યો કરવાનો આરંભ કર્યો, તે સાંભળવાને વજ્જર જેવું કાળજુ કરીને તૈયાર થાઓ.



## પ્રકરણ ૮ મું.

**“उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये.”**

**અર્થઃ**–ઉપદેશ કરવાથી મૂર્ખ માણસ શાંન્ત થતો નથી, પણ ઉલટો કોપાયમાન થાય છે.



**પા**છલા ભાગમાં કહ્યા પ્રમાણે **રાજારામને** પોતાની ગાદીને વારસ કર્યા પછી **શિવાજીરાવે** થોડાજ વખતમાં **રાયગડ** મુકામે સ્વર્ગનિવાસ કર્યો. તેથી સર્વ હજુરી માણસોમાં શોક પ્રસરી રહ્યો, એટલુંજ નહિ પણ આખા રાજ્યમ ન્હાના મ્હોટા સૌ કોઇના ઉપર શોકની છાયા છવાઈ રહી. અને સર્વ રૈયતના મ્હોંમાંથી એજ ઉદ્દગાર નિકળવા લાગ્યા કે,

આજ સુધીમાં એના જેવો કોઇપિણ ધણી થયો નથી અને થશે પણ નહિ. **શિવાજીરાવના** ગુરૂશ્રી **રામદાસસ્વામી** તે વખતે **સર્જનગઢમાં** હતા. **શિવબા** કૈલાસવાસી થયાના વર્તમાન સાંભળીને તેમને પણ ઘણું માઠું લાગ્યું. તે તરતજ ઉઠીને મઠની અંદરની ઓરડીમાં એકાંત જગામાં જઇને બેઠા.

**શિવાજીરાવ** કૈલાસવાસી થતાની સાથે **સંભાજીરાવ** બંધન મુક્ત થયો. **શિવાજીરાવે** જે વ્યવસ્થા કરી હતી, તે એક બાજુપરજ રહી. અને તરતજ **કલુષાકબજી**ની સલ્હાથી તેના બાપે જેમને સામેલ રાખીને પોતાને ગાદી ન મળવાનો ઠરાવ કર્યો હતો, તે બધા ઉપર તેણે ખરેખરો **નૃસિંહાવતાર** ધારણ કર્યો. **કબજી**ને સાથે રાખીને તેણે એકદમ યમરાજાના દરબારની શરૂઆત કરી. **કબજી** તેને ખેલાડીના પુતળાની માફક હાથમાં નચાવવા લાગ્યો. ખુબ પાણીથી ભરેલા, ફુવારા ઉપર થોડીકવાર હાથ રાખીને પછી લઈ લઇએ ને જેમ બમણા જોરથી પાણી ઉંચે ઉડે છે, તેમ **સંભાજીરાવ**ની અવસ્થા થઈ. તે કારાગૃહમાં હતો ત્યાં સુધી તેના તમામ જાતના દુર્વ્યસન ઉપર દાબ બેઠા જેવું થયું હતું. પરંતુ બંધીખાનામાંથી છુટતાની સાથેજ તેણે પોતાંના તમામ દુર્વ્યસન ઉપર બમણો મારો ચલાવ્યો. તે મધપાન ઘણુંજ કરવા લાગ્યો. બાપની વખતના જુના, વિશ્વાસુ અને હોંશિયાર કામદારો હતા તેમના ઉપર તેણે પ્રથમજ ગદાઓ ફેંકવા માંડી. **સોમાજી** નાયક અને **સુર્યાજીકંક**ના શિરચ્છેદ કર્યા. **જનાર્દનપંત**ના પગમાં બેડી ઠોકી ઘાલી. **સોમાજી** નાયકના છોકરાને કેદ કર્યો. **માલસાંવત** વિગેરે દસ બાર માણસોને ટપોટપ મારી નાંખ્યા. **બાપુજી ભાઉરાવ** અને **સુર્યાજીકાળે**ની ગર્દનો ઉડાવી મારી. **મોરોપંત પિંગળે**, મુખ્ય પ્રધાન, **અણ્ણાજી દત્તો** અને **સચીવ**ના વાડા લુટી લઇને તેમને કેદ કર્યા. ન્હાના ભાઈ **રાજારામ**ને કારાગૃહમાં મોકલી દીધો. પોતાની ઓરમાન મા **સોયરાબાઇને** ભર કચેરીમાં ઘસડી લાવી તેને મનસ્વી ગાળો ભાંડી, અને છેવટે તેને ભીંતમાં ચણીને ઠાર મારી. આવી રીતે મ્હોટા મ્હોટા આશરે ૨૦૦ માણસોનું તેણે કાસળ કાઢયું. પછી **બાલાજી** ચિટણીસના છોકરા **આવજીબા**ને મારી નાંખવાનો હુકમ કર્યો ત્યારે ચિટણિસે હાથ જોડીને વિનંતિ કરી કે, 'મહારાજ, પ્રથમ મને મારીને પછી મ્હારા છોકરાને મારો, એ કામ રીત પ્રમાણે થશે.' એવો

તેણે આગ્રહ કર્યો, ત્યારે તે બન્ને બાપ દિકરાને પણ મારી નાંખવાનો હુકૂમ કર્યો. ને બન્ને બાપ દિકરાને એકદમ હાથીને પગે બાંધીને ચીરી નંખાવ્યા. **અણ્ણાજી દત્તો** અને **સચીવ**ને ચુનાની ભઠ્ઠીમાં નંખાવીને બાળી મુકાવ્યા, આ પ્રમાણે ઠાઉકા ઠાઉકા લોકોની કતલ ઉડાવ્યા પછી તેણે કોઠી, પાયગા, જામદારખાના વિગેરે અઢાર કારખાના ઉપર જૂદા જૂદા માણસોની નિમણુંક કરી, તે વખતે ભારે સંપત્તીનો ઠાઠ જોઇને તે પોતાને કૃત્ય કૃત્ય માનવા લાગ્યો. અને મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે, "બસ, હું છું અને મ્હારૂં રાજ્ય છે, શાબાશ મ્હને," એવું કહીને તેણે પોતાના હાથે પોતાની પીઠ થાબડી. પછી તેણે દાઢી મુછ વગરના ઉમેદવારો રખડતા હતા તેમને મ્હોટા મ્હોટા જોખમ ભરેલા હોદ્દાઓ ઉપર નિમ્યા, અને બાપના વખતના દાઢી મુછો પાકી ગયેલા વૃદ્ધો પૈકી એકને પણ પાસે રાખ્યો નહિ, તેણે પોતાની આસપાસ **ખુશાલચંદ, લંપટદાસ, ઠાંસુદાસ** અને બીજા એવાઓનોજ મેળો ભેગો કર્યો, નદીનાં માછલાં મારવાં અને માણુસનો જીવ લેવો, એ બન્ને કર્મ એના નીતિશાસ્ત્રમાં સરખીજ યોગ્યતાનાં થઈ પડયાં હતાં.

આખા રાજ્યની લગામ તેના હાથમાં આવી. તેને કોઈની આડખીલી રહી નહિ. "પોતાની મરજી એ કાયદો" એવી તેણે આપ ખુદી ચલાવવા માંડી. પૈસાથી ભરચક ભરેલો ખજાનો તેના હાથમાં આવ્યો, જી મહારાજ તથા હાજી હાજી કરનારા પેટ ભરૂઓનો પોતાની પાછળ કિલ્લો બંધાયો, તમામ રૈયત સુખી છે, એવી ખોટી ડફાંસ મારનારા લોકો ચેધ ચેધ કરી રહ્યા હતા. દારૂનો પ્યાલો હાથમાં લઇને **કુલુષા** દિવાનજી તેના આગળ ખડાજ રહેતા હતા, **કબજી**ના હુકૂમ સિવાય રાજ્યમાં કોઈથી તરખલુ તોડીને બે કટકા થતા નહોતા, ખુદ રાજા સાહેબના વખતરૂપી ખજાનામાંથી ભારે ખર્ચતો **તુળસીબાઈ**ના રંગમહેલમાંજ થતો હતો. **તુળસી**નો ભાઈ **એસાજીફર્જંદ** રાજાની મુછનો બાલ થઈ પડયો હતો. તે બન્નેનાં તેને મારવાનાં કારસ્તાન અંદરખાનેથી ચાલુજ હતાં, વચ્ચે વચ્ચે એક પછી એક વિઘ્નો આવી પડવાથી તેમની તે મતલબ મુલતવી રહી હતી. પ્રથમ **સંભાજીરાવ**ને **શિવાજીરાવે** કેટલીક મુદત સુધી કારાગૃહમાં રાખ્યો, તેથી એક બીજાની મુલાકાત થતી બંધ પડી હતી, પછી **શિવાજીરાવે** કૈલાસવાસ કર્યો. ત્યારબાદ કેટલોક વખત **સંભાજીરાવ**નો

મહા પ્રચંડ [1]નરમેધ શરૂ થયો. તે પૂરો થયો ન થયો એટલામાં રાજ્યાભિષેક કરવાનો મુદ્દો ઉઠયો, એવી એક પછી એક ગડબડો ઉત્પન્ન થવાથી ભાઈ બહેનના [2]કૃષ્ણ કારસ્તાન એક બાજુપર ઉંચાં મૂકવામાં આવ્યાં હતાં, તથાપિ તે તદ્દન બંધ પડયા, એમ કાંઈ નહોતું.

રાજ્ય નિષ્કંટક થયું, હવે પોતાના મહારાજને વિધિપૂર્વક રાજ્યાભિષેક કરવો એવું **કલુષાએ** ઠરાવ્યું, જોશીઓએ મુહૂર્ત કાઢી આપ્યું. રાજ્યાભિષેકનો ઉત્સવ કરવાનાં સાહિત્યો ભેગાં કરવાનો હુકમ થયો. **રાયગઢ** ઉપર ઠેક ઠેકાણે મ્હોટા મ્હોટા મંડપો બાંધવામાં આવ્યા. નિમેલા દિવસે વિધિપૂર્વક રાજ્યાભિષેક થયો અને **સંભાજીરાવ** સિંહાસનારૂઢ થયો, કિલ્લા ઉપરથી તોપોની સલામતી થઈ હોમ હવન થયા, સોના, રૂપા, તાંબાં, પિતળ, લોખંડ તથા તેલ, ઘી, કપાસ, મીઠું, સોપારી, નાળિયેર, ગોળ, સાકર તથા અનેક તરેહના કરીઆણા, અને અઢાર પ્રકારના ધાન્યથી મહારાજ *તોળાયા. આઠે પ્રધાનો નવા નિમાયા, તે બધામાં સર્વ ગુણસંપન્ન **કલુષા કબજી** સાહેબ હતા. તેમને મુખ્ય પ્રધાનગરીનો પોષાક આપવામાં આવ્યો, મ્હોટાં મ્હોટાં અને ઉત્તમ પ્રકારના વૃક્ષો કાઢી નાંખતાં બાકી રહેલાં ×એરંડાઓની જેમ મ્હોટાં વૃક્ષોમાં ગણના કરવામાં આવે છે, તેમ **કબજી**ની વાહ વાહ કરીને તેને **'छंदोगामात्यकाविकलश पंडितराव'** એવો એક લાંબો લચરક ભાગોળે પહોંચે તેવડો કિતાબ આપ્યો 'ગોળના ગણપતિ અને ગોળનું નૈવેદ્ય'! હોદ્દો આપનારે પોતે અને લેનારે પોતે! તેને ના કોણ કહેનાર?

આ સમારંભમાં ત્રીશ ચાલીશ હજાર બ્રાહ્મણો ભેગા થયા હતા, તેમને પાંચે પકવાનોનાં લાગલગટ પંદર દિવસ સુધી ઝપાટા ઉડી રહ્યા, તેમને દક્ષણા આપવા માટે એક દહાડો બધાને ભેગા કરી ભારે ધિંગાણું મચાવી મૂકયું. તે ભીડાભીડમાં કેટલાક બ્રાહ્મણો ચગદાઇને મરણને શરણ પણ થયા! વેદશાસ્ત્ર સંપન્ન બ્રાહ્મણો હતા તેમની સંભાવના સારી રીતે

---

૧ નર+મેધ—નરમેધ—નર એટલે પુરૂષ; અને મેધ એટલે યજ્ઞ, જેમ અશ્વમેધમાં ઘોડા મારીને હોમેછે, તેમ પુરૂષોને મારીને પોતાના ક્રોધાગ્નિરૂપિ યજ્ઞમાં **સંભાજીરાવ** હોમવા લાગ્યો.

૨ કાળા કર્મ. * તુલા કરી.

× ઝાડ વિનાના ગામમાં, એરંડા ધ્રુ ગણાય.

જૂદી કરી હતી, રાજ્યાભિષેકના સમારંભના વર્તમાન સાંભળીને મ્હોટા મ્હોટા દેશ દેશાવરના ગુણીજનો પણ કેટલાક આવ્યા હતા. તેમજ કંઈ કંઈ દેશ દેશાવરના ગવૈયા,બજવૈયા, અને કલાવંતિણીયોના નામાંકિત તાયફાઓ આવ્યા હતા. તેમને તેમના ગુણ પ્રમાણે વધારે ઓછી વિદાયગીરી આપવામાં આવી હતી. તેમાં કેટલીકને વસ્ત્રાલંકાર પણ આપવામાં આવ્યા હતા, આ તાયફાઓમાં એક કલાવંતિણી આવી હતી, તે ખાસ લાવણ્યતાની ખાણુરૂપજ હતી. તે પરીને લીધે આપણા રાજાસાહેબે પેલી કાળાકરતુકવાળી **તુળસીબાઇને** કેટલીક મુદત વિસારે નાંખી હતી. તે ખાસ પરીજ હતી, પ્રથમ તો તે સ્ત્રી જાત, તેમાં તે વારાંગના, તેમાં બરાબર સોળ વર્ષની, ભર યુવાવસ્થાના ખીલતા બ્હારમાં, તેમાં તેનું અનુપમ સૌન્દર્ય, તેમાં તેની વસ્ત્રાલંકાર સજવાની ટાપટીપ, તેમાં તેનાં નખરાં અને હાવભાવ, તેમાં તેના કંઠની માધુર્યતા, તેમાં તેની ગાયનકળામાં પ્રવિણ્યતા, તેમાં તેનું મનરંજનકારક અને ચાતુર્યતામય-ભાષણ, તેમાં તેનાં કૃત્રિમ પ્રેમ કટાક્ષરૂપી બાણ મારવાની છટા, અને તેમાં વળી તેની મન આકર્ષણ કરવાની ઉત્તમ શૈલી હતી. એટલે પછી પૂછવું શું? આટલાં બધા મોહક ગુણ જે સ્ત્રીમાં એકત્રં વાસ કરી રહ્યા હોય છે, તે સ્ત્રીને જોઇને તપસીઓ લપસી પડે તો પછી દુર્વ્યસનના તારમાં ચઢેલા કામાંધ **સંભારાવની** તો વાતજ શી કરવી? તેને તો કોઇપણ સ્ત્રીનું માત્ર કેળકીના ગાભા સરખું ગૌરવર્ણજ ભૂલથાપ ખવરાવવાને બસ હતું. તો પછી આ તો ખાસ સૌંદર્યતાની સરિતાજ હતી, અને વળી ગાયન, નૃત્ય અને વાદ્ય, આં ત્રણે કામમાં ઉસ્તાદ હતી. તે હાથમાં તંબુરો લઇને **સંભાજીરાવ** આગળ ગાયન કરવાને બેસતી, તે વખતે તે દારૂના બટ્ટા ચઢાવી દસ્સ થઈ જતો, તે બેઠકમાં પોતાના હોદ્દા ઉપર આવીને બેસતો, વખતે આમ તેમ લડથડીઆં ખાતો હતો, ભવાં ઉંચાં ચઢી જતાં હતાં, આંખો ચનોડીઓ જેવી લાલચોળ થઈ જતી હતી. એક હાથ અંગરખાની બાંહ્યમાં પરોવેલો હોય અને બીજી બાંહ્ય હાથની પાછળ અમસ્થી લટકતી હોય, પાઘડી વિખરાઈ જઇને તેના કેટલાએક આંટા ગળા સુધી ઉતરી પડ્યા હોય, પહેરેલું ધોતિયું જથર વથર થઈ ગયું હોય, અને ગળે કાંટા પડતા હોય, એવી તેમની દુર્વ્યસનને લીધે સ્થિતિ થઈ જતી હતી, તેમ છતાં તે કલાવંતિણી તરફ જોઇને મનમાં ને મનમાં કાંઈક બડબડતો હતો.

વાંચકવૃન્દ, આ પ્રતાપ, રાજાના શરીરમાં દારૂરૂપી ભૂત ભરાવાથી રોમરોમ નિશો વ્યાપિ જતો હતો, તેનો હતો. જેના સામું હાસ્યુ ફાટી હોસેદીન સરખા રાજાસાહેબ જોઇ રહેતા હતા, તે ધ્રૂપદ, ખ્યાલ, ટપ્પા, ઠુમરી, લાવણી, દાદરો, ગજલ વિગેરે અનેક મનોહર ચીજો ગાતી. તેને ખમાચ, ભૈરવ, છાયાનટ, બિહાગ, વાગેશ્રી, મેઘમલ્હાર, કાનડો, ભૂપ, હિંડોલો, પરજ, કાલંગડો, પિલૂ, લલિત, વિગેરે તમામ જાતના રાગ રાગણીનું સારૂં જ્ઞાન હતું. જે જે વખતે જે જે રાગ ગાવો જોઇએ તે તે વખતે તે તે રાગનો આલાપ શરૂ કરતાની સાથેજ શૃંગાર, વીર, કરૂણા વિગેરે નવે રસો તેની આગળ મૂર્તિમંત ખડા થઇ જતા. જે વખતે તે સતાર હાથમાં લઇ બેસતી તે વખતે જાણે ઇંદ્ર લોકની સાક્ષાત્ રંભાજ આ લોકમાં ઉતરી આવી હોય તેમ લાગતું હતું. તેના ઉપર રાજાસાહેબની સોળે સોળ આના નજર ઠરી હતી! તેને એકલાખ રૂપિઆ રોકડા વિદાયગીરીના આપ્યા! તે સિવાય દશ વિશ ઉંચી ઉંચી જાતની સાડીઓ અને દુપટ્ટા આપ્યા તે જૂદા!!

**સંભાજીરાવ**ને રાજ્યાભિષેક થયો તે વખતે **શિવાજીરાવ**ના હિતૈષિ ગુરૂ **રામદાસસ્વામી સર્જનગઢમાં** હતા. તેમને રાજા તરફથી સમારંભમાં આવવાનું આમંત્રણ કરવામાં આવ્યું હતું. પરંતુ રાજા દુરાચરણી નિકળ્યો તેથી તેઓ રાજ્યાભિષેકના ઉત્સવમાં પધાર્યા નહોતા, તોપણ પ્રથમના રીવાજ મુજબ સ્વામીશ્રીને રાજા તરફથી ઘણાજ માન્યપૂર્વક વસ્ત્રો પહોંચાડવામાં આવ્યાં હતાં. તે વખતે સ્વામીશ્રીનો **દાસબોધ** ગ્રંથ પૂરો થવા આવ્યો હતો. **સ્વામીશ્રીના** સાનિધ્ય ભક્તોએ **સ્વામીશ્રીને** વિનંતી કરી કે, "મહારાજ, **સંભાજીરાવ**નામાં દુરાચરણ વધી જવાથી મરાઠી રાજ્ય લય પામવાના રસ્તા ઉપર આવી પડ્યું છે. માટે રાજાને કંઇક બોધ લખી મોકલો." ત્યારે સ્વામીશ્રીએ કહ્યું કે, "**દાસબોધ** ગ્રંથ પુરો થવા આવ્યો છે, તે તેને જોવાને મોકલવાનો મ્હારો વિચાર છે. તેમાં બધી જાતના બોધનો સમાવેશ કરવામાં આવ્યો છે. તથાપિ તમારા બધાનો આગ્રહ છે તો એક પત્ર લખી આપું છું." એવું કહીને તેમણે એક ઉપદેશ પત્રિકા આવેલા કારકુનને લખી આપી. તે, તે કારકુને લઇ જઇને **સંભાજીરાવના** હાથમાં મૂકી. તે ફોડીને તેણે પાસેના તમામ હજુરી કામદારોના દેખતાં વાંચવાનું કારકુનને કહ્યું. તેથી કારકુને નીચે લખેલી મતલબનો પત્ર બધા સાંભળે તેમ વાંચ્યો.

॥ શ્રી રામ ॥

શ્રીમંત છત્રપતિ **સંભાજી.**

અનેક શુભ આશિરવાદ સહ લખવાનું કે, શિષ્ય મંડળના અતિ
આગ્રહથી, તારા તરફ એક પત્ર લખી મોકલું છું. પત્ર સ્વસ્થ અંતઃકરણ-
થી વાંચીને તેનો યોગ્ય ઉપયોગ કરવાથી મને અને મારા શિષ્યમંડળને
અતિ આનંદ થશે.

રાજાએ હમેશ સાવધ રહેવું જોઇએ, અને કોઇ દિવસ દુશ્ચિત અંતઃકરણ
રાખવું ન જોઇએ. રાજ્ય કારભારમાં પૂર્ણ લક્ષ આપી, એકાંત સ્થળે તેનો
વિચાર કરવો. કરેલા અપરાધની ક્ષમા આપી, કારભારીઓને પોતાના કરી
લઈ તેમને સુખી કરવા અને તેઓ પોતાનું કાર્ય ઉમંગથી કરે તેમ કરવું.
વડિલે જે દ્રવ્ય પ્રાપ્ત કર્યું છે તેને માટે લડાઇ ટંટા કરવાથી ત્રીજો કોઇ
ફાવી જાય છે. માટે તેવું વર્ત્તન ન રાખતા, એની લડાઈમાં ત્રીજો ફાવી
જાય નહીં, તે બાબતપર પૂર્ણ લક્ષ આપવું જોઇએ. કોઇપણ કાર્ય આ-
રંભતાની પહેલા ભય રાખવાથી, કાર્યમાં યશ પ્રાપ્તિ થતી નથી. માટે
ડાહ્યા પુરૂષોના વિચારે સર્વ કાર્યો કરવા જોઇએ. જગતને રાજી રાખવાથી,
યશ પ્રાપ્તિ થવાને વાર લાગતી નથી, માટે તે પ્રમાણે વર્ત્તી સદા સમા-
ધાન રાખવું. દરબારમાં સર્વ લોકોને એકત્ર કરી, દુરાચારિને હાંકી કાઢવા.
આ પ્રમાણે કરવાથી જગતમાં અખંડ કિર્ત્તી પ્રસરી રહેશે. સર્વત્ર પોતા-
નો પરાક્રમ ગજાવી, સર્વ ભૂમંડળપર પરાક્રમનો પ્રતિધ્વનિ પહોંચાડવો
જોઇએ. આ પ્રમાણે જે રાજા કરતો નથી તેના રાજ્યને આ સમયમાં ભય
રહે છે. સમય પ્રસંગને ઓળખી ક્રોધનો ત્યાગ કરવો જોઇએ. કદાપિ ક્રોધ
ચઢે તોપણ બીજાઓના સમજવામાં આવવા દેવો નહીં. ઘણા પુરૂષો એ-
કઠા કરી, સર્વના વિચારે, ઘણા કષ્ટથી મ્લેંછ રાજ્યનો પરાભવ કરવો.
પોતાની પાસે જે દ્રવ્ય છે તેનું જતન કરી, વધારે પ્રાપ્ત કરવું, અને પો-
તાનું રાજ્ય જ્યાં ત્યાં "**મહારાજ્ય**" તરીકે પ્રસિદ્ધ કરવું. હાથમાં સમશેર
ઝાલી, હિમંત રાખવાથી, દિનપ્રતિ દિન ચઢતી થશે. ગૌ બ્રાહ્મણ પતિપલાક
શ્રીમંત **શિવાજી મહારાજાનું** સ્મરણ કરી, જીવિતને તૃણ સમાન કરી,
આ લોકમાં અને પરલોકમાં કીર્ત્તી રૂપથી તરી જવું જોઇએ. **કૈલાસવાસી**
**શ્રી શિવાજી** મહારાજના સ્વરૂપનું સ્મરણકર, તેમના પ્રૌઢ પ્રતાપનું ચિંતન
કર, જગતમાં તેમની અખંડ પ્રસરી રહેલી કીર્ત્તી તરફ નજર કર, તેમનું

વર્તન, તેમનું બોલવું ચાલવું, તેમના પ્રૌઢ વિચાર ઇત્યાદિ કેવા હતા તેનું સ્મરણ કર. રાજ્ય કારભાર કરી, છેવટે, સકળ સુખનો ત્યાગ કરી, યોગ સાધન કરનારને ધન્ય છે. આથી પણ તું વિશેષ કર. અને તેવું કરનારનેજ "મનુષ્ય" કહેવો. આથી વિશેષ શું લખવું ?

"રામદાસ"

પત્ર વંચાઈ રહ્યા બાદ બધા હજુરીઆઓ ખી, ખી, ખી કરી હસી પડયા. કચેરીના બધા સભાસદો એક માળાના મણકા હતા, અને તે માળાનો મેરૂ **ફાંકડોજીરાવ** હતો. પછી આ બધી મંડળીના અક્કલના ખજાનામાંથી એક પછી એક નમુના નિકળવા લાગ્યા.

**પહેલો કહે છે**—આ બુઢ્ઢાને હવે અમસ્તી ધડભાંગ શું કરવા જોઇએ ? છેક આખર મજલે પ્હોંચ્યો છે તેમ છતાં આવી ખટપટ કયાં સુધી કરશે ? આજ સુધી રાજ કાજમાં જે ખટપટ કરી તેટલીજ બસ છે. હવે તો એમણે માળા લઇને નિરાંતે ઇશ્વર ભજન કરી દહાડા કાઢવા જોઇએ.

**બીજો કહે છે**—સ્વામીને અવસ્થા થઇ, તોપણ હજી તેમની ચિત્તવૃત્તિ શાન્ત કયાં થઈ છે ? તેમના મનમાં હશે કે, મ્હોટા મહારાજા ઉપર આપણી જાદુ વિદ્યા જેવી ચલાવી હતી તેવી આ માહારાજા ઉપર પણ ચલાવવી. પણ તે દિવસ તેમણે હવે વિસરી જવા જોઇએ છિયે. એવા ઢોંગ ધૂતારા વેદાતો અજ્ઞાન છોકરાં આગળ, ભોળી સ્ત્રીઓ આગળ, અને તેમના જેવાજ બિચારા ભ્રમમય ભૂતના ભયંકર અંધકારમાં ગોથાં ખાનારા પુરૂષો આગળ ચાલે. અમારા આગળ ચાલશે નહિ. આપણા મ્હોટા મહારાજા બિચારા ભોળિયા હતા, માટે તે સ્વામીની જાળમાં ફસાયા હતા. પણ આપણે તો પ્હોંચેલા છિયે, તે હવે કંઈ ફસાવાના નથી. ઉપદેશ બીજાને માટે તે ઉપદેશ પ્રમાણે પોતાને વર્તવાનું નહિ. 'કહેવાના જૂદા, ને ચાવવાના જૂદા' તેના જેવો સ્વામીજીનો ઉપદેશ છે. જો એમની એક વાત કહેવા બેસીએ તો પૂરવર્ષ વહી જાય, ને લખવા બેસીએ તો આખો ભારત જેવડો ગ્રંથ લખાય.

**સંભાજી**—(**કલુષા** તરફ વળીને) અરે, પ્રધાનજી, મ્હને ભલી યાદ-દસ્ત આવી. તમને પૂછવાનું કર કર ને વળી ભૂલી જઉં, **સ્વામીજી** માટે એવું કહેવામાં આવે છે કે, તેમણે પોતાના સામર્થ્યથી મરેલી સમળી ઉડાડી હતી. એક વખત એક સ્ત્રીનો ધણી જીવતો કર્યો હતો. એક વખત

રામમંદિરમાં એક પથ્થર નીચેથી દશ હજાર માણસો જમી શકે એટલી સામગ્રી કાઢી હતી, કેટલીક વખત તે એક ઠેકાણે અલોપ થઈ જાય, ને બીજે ઠેકાણે પ્રકટ થાય, હજારો ગાઉ ઉપર શો બનાવ બને છે તે કહી આપે, એવા એવા તેમના વિષે અદ્‌ભૂત ચમત્કાર સાંભળવામાં આવ્યા છે, તે શું ખરા હશે? તમને કેમ લાગે છે?

**કલુષા**—મહારાજ, તેમાં તમને શી નવાઇ લાગે છે? જેને મંત્રવિદ્યા સાધ્ય હોય છે, તે એના કરતાં પણ ભારે નજરબંધીના ચમત્કાર કરી દેખાડે છે. તે વિદ્યાના જોરથી જારણ, મારણ, મોહન, ઉચાટન, વિગેરે અનેક પ્રકારની ક્રિયા કરી દેખાડે છે, તેની હજુરમાં ઋદ્ધિ સિદ્ધિ હાથ જોડીને ઉભી રહે છે, મેં પોતે પણ એ વિદ્યાનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો. પરંતુ જે નિયમો મંત્ર વિદ્યાવાળાએ પાળવા જોઇએ, તે નિયમો મ્હારાથી પળાયા નહિ. તેથી ધાર્યા પ્રમાણે તે કામ કરી શકતા નથી. આ મંત્રવિદ્યાથી ધાર્યું કામ થઈ શકે છે. કિમીઓ પણ થાય છે. વશીકરણથી ગમે તેવી સ્ત્રી હોય તે એક પળવારમાં વશ થાય છે. અને વાંઝણીને છોકરાં થાય છે. માટીની સાકર બને છે, અને સાકરનું મીઠું થઈ જાય છે. રોડાનો ગોળ બને છે, ધંતુરાના ફીંડવાનું માટું કાલંગડું બની જાય છે. મુઠ મારવાથી એકદમ પેટમાં ચુંક આવીને લોહી ઓકતો ઓકતો માણસ મરી જાય છે. માણસનો ઘોડો, ગધેડો, કે વાછરડો બની જાય છે. ગર્ભવતી સ્ત્રીને છોકરો આવશે કે છોડી આવશે તે કહી શકાય છે. મરેલાં માણસો અને જનાવરો ઉઠાડી શકાય છે. પુરૂષની સ્ત્રી અને સ્ત્રીનો પુરૂષ કરી શકાય છે, ઉંડા પાણીમાં પણોહી મારી આરપાર તરીને નિકળી શકાય છે. સામાના મનમાં શું છે, તે ક્યાં કેવી રીતે કામ કરે છે, તે કહી શકાય છે. એક જગાએ અલોપ થઈ જઈ બીજી જગાએ પ્રકટ થઈ શકાય છે. પીંછાનું કબુતર કરીને નચાવી શકાય છે, રેતની ધાણી થઈ જાય છે, એક પ્રકારનું નેત્રમાં અંજન કર્યું હોય તો, આપણે બીજાને જોઈ શકીએ, પણ બીજા લોકો આપણને જોઈ શકે નહિ. મંત્ર વિદ્યાથી એવા એવા હજારો હુન્નર અને કરામત કરી શકાય છે. તે પ્રમાણે **રામદાસ** સ્વામીએ કર્યું હશે, તેથી આપના તીર્થરૂપ એમને આધિન થઈ ગયા હશે બીજું એમાં કાંઈ નથી, સાધુપણાનો તો નકામો ડોળ છે. સાધુને મઠ, શિષ્યો, શિષ્યિણીઓ, મંદીરો, કથા કીર્તનો, અનુગ્રહ, રાજ્ય ખટપટ, એ બધી કડાકૂટ શું કરવા જોઇએ?

**ત્રીજો કહેછે**—આગળ ગમે તે થઇ ગયું તેની આપણે શી પંચાત છે, સ્વામીના કાવત્રાના વખત હવે વહી ગયા જેવું થયું છે. તેમણે મુએલાંને સજીવન કર્યાનું હાલમાં કોઇને મોઢેથી સાંભળવામાં આવતું નથી. આપણા મ્હોટા મહારાજા તડાકા દેતા હતા, ને તેઓ તેમના દાસાનુદાસ થઈ ગયા હતા. તે એટલે સુધી કે, સ્વામીએ એમ કહ્યું કે, '**શિવબા**, હવેથી કોઇએ કોઇને જુહાર કરવો નહિ, 'રામ રામ કરવા,' તો મહારાજાએ રામ રામ કરવાનો હુકમ ફેરવી વાળ્યો.વળી સ્વામીએ આજ્ઞા કરી કે, '**શિવબા** તારા ઝંડા ઉપર અમારી લંગોટી ચઢાવ,' તો મહારાજાએ પોતાના ઝંડા ઉપર લાગલી ભગવી લંગોટી ફડફડાવી. ત્યારબાદ કોઇ બીજે વખતે **સ્વામીએ** કહ્યું કે, '**શિવબા** આજ બગલમાં ઝોળી ભરવી તું અમારી સાથે દશ ઘેર ભિક્ષા માગ.' કે તુર્તજ મહારાજાએ ઘેર ઘેર ભીખ માગી. એવી તે જોગટા ઉપર મહારાજાની અપૂર્વ શ્રદ્ધા બેઠી હતી. પરંતુ **સ્વામીએ** સ્વામીના વેષમાં પોતાની યુવાવસ્થામાં મનગમતી મઝા મઠમાં ભોગવી લીધી છે. ને વળી લોકને એનો ડોળ દેખાડેકે, અમે તો બાળ બ્રહ્મચારી છિયે. પરંતુ **આકાબાઈ, વેણુંબાઈ, સતીબાઈ** વિગેરે પાંચસાત બાળ વિધવા તથા છાંડેલી અને સ્વછંદી સુવાશિનીઓ બ્રહ્મચર્યવૃત્તવાળા **સ્વામીશ્રીના** ઉશીકે ને પાંગથે રાત્ર દિવસ બેઠેલી ને બેઠેલી હોવીજ જોઇએ. રોજ ભાવતા મિષ્ટાન્નનાં ભોજન થઇ રહે કે, **સ્વામીજીને આકબાઈના** હાથનાં મસાલેદાર બેચાર ગોકુળબીડાં જોઇએ. સુવાને છત્રપલંગ. તેના ઉપર એક હાથ ઉંચી મશરૂની તળાઇ, તેના ઉપર બરફના જેવી સફેત ચાદર, ગાલમશુરિયાં, અને ઉશીકાં પણ તેવાંજ ઠાઠબંધ આવી રહ્યાં હોય. વચલી વખતે ગોવા તરફની ઉત્તમ પ્રકારની ફેરીઓ જોઇએ. ગળામાં અને હાથમાં સુગંધી પુષ્પના હાર ગજરા પહેરેલા હોય, **સજ્જનગઢમાં** હમેશાં એવા ઠાઠમાઠ સાથે રહેવાને અને ખાવા પિવાને રાજ્ય તરફથી બંદોબસ્ત ચાલુ રહેલો હતો. આટલું બધું છતાં લોક એને સાધુ સાધુ કહે છે. એવા ગાડરીઆ પ્રવાહના જેવી લૌકિક રીતિને આપણે શું કહેવું? ન્હાનપણમાં તેના માબાપ સારા ઠાઠમાઠથી લગ્ન કરવાને તૈયાર થયાં હતાં. તે વખતે મ્હારે પરણવું નથી એમ કહીને તોરણે ગયેલા નાશી ગયા હતા. તે વખતે તેઓ છેક ન્હાના હતા. તેથી સ્ત્રીના સુખની કેદહાડે માહિતી હતી? પણ પછી મકરધ્વજનો પવન શરીરમાં પેસતાંજ સ્ત્રી શરીરે, શરીર અડકાડીને પાસે બેસે છે તોપણ હરકત આવતી નથી. બ્રહ્મચર્યવૃત્તથી રહેવાનું ઘણું કઠિન કામ છે.

**ચોથો કહે છે—સ્વામીનામાં** સ્વામીપણાનો એકપણ ગુણ નથી. પોતાના ડહાપણનો ઠોક બેસાડવા માટે તો એમણે એક દાસબોધ, કે ઠાંસબોધનો ગ્રંથ કર્યો છે. તેમાં સંસ્કૃતનું તો નામજ નથી. તે તદ્દન પ્રાકૃતજ છે. તે પુસ્તક એવું તો અશુદ્ધ છે કે, તે બરાબર વાંચી પણ શકાતું નથી, તેમ તેનો અર્થ પણ કાંઇ સમજાતો નથી. તેતો લાંબુ લચરક દોરડું ગુંચવ્યા જેવું કરી મૂક્યું છે. તેમાં દેવ આવા છે, સંસાર આવી રીતે માંડવો, અક્ષર આમ વાળવા, રાજાએ આવી રીતે વર્તવું, કિલ્લો આવી રીતે બાંધવો, ક્ષત્રિએ તલવાર આમ મારવી, એવાં એવાં ચિંથરાં જોઇએ તેટલાં ફાડયાં છે, પણ તેમાંની એકે બાબત પૂરી અને બરાબર નથી. આ જોગટાએ ક્યારે અને કોની સાથે સંસાર માંડ્યો હતો? ક્યારે અને કિયા રાજાના લશ્કરમાં તલવાર બહાદૂરીનું કામ કર્યું હતું? ક્યારે અને કિયા કિલ્લા બાંધ્યા હતા? કિયાં રાજ્યો ચલાવ્યાં હતાં? એમ બેઠે બેઠે ગપ્પાં મારવાં હોય તો જોઇએ તેટલાં મારી શકાય. મારા જેવો ઠોઠ હશે તે પણ આમ તેમ ગોથાં મારી એવાં થોથાં લખી કાઢશે. આવાં ગ્રંથો વાંચીને કે રચીને રાજ્ય મેળવાય કે ચલાવાય તો પછી શું જોઇએ? આ ખાઉધર **સ્વામીને** એક વખત ખીર જીભે લાગી,તે ખાખાજ કરી, પછી પેટમાં અંબળાવાથી હોહો કરી તમામ ખીર છઠ્ઠીના ધાવણસાથે કાઢી નાખી. આ ગંદા માણસનું શું કહેવું? કોઇએ પૂછ્યું કે, આમ કેમ કર્યું? ત્યારે તેણે જવાબ દિધો કે, જિભને ખિર ખાવાની વાસના થઇ હતી. તે તેની ખોડ ભૂલાવવાને મેં આવું કર્યું. આવા ગંદવાડથી વાસનાનો ક્ષય થાય છે, કે શું!

ફરી **ત્રીજો કહે છે**—તમને પણ સાંભળેલું યાદ હશે કે, આ **સ્વામીએ** એક વખત ચોરી પણ કરી હતી. રસ્તે જતાં જતાં એક વખત એક શેલડીના ખેતરની વાડ ભાંગીને તેમાં પેસી કેટલાક શેલડીનાં સાંઠા ઉપાડી ખાતા હતા, તેટલામાં ખેતરના ધણીની નજર તેમના ઉપર પડી જવાથી પોતાના ઉપાડેલા સાંઠાથીજ **સ્વામીજીની** ખૂબ પૂજા કરી, તેથી બરડામાં ખરેખરા સોળ ઉઠી લોહીની ટસરો ફુટી હતી. આવું થયું તેથી દુનિયામાં ખોટું ન દેખાય અને સાધુપણાનો બરાબર ડોળ જણાય માટે તેણે મ્હોટા મહારાજા પાસેથી તે ખેડુતને તેના ખેતરની વંશપરંપરાની સણંદ કરાવી આપી. **સ્વામીએ** માર ખાધો તેમાં ગરીબ ખેડુતનું કામ થઇ ગયું. **સ્વામીએ** ઠેક ઠેકાણે રામદાસી મઠ સ્થાપ્યા છે.

શિષ્ય શાખાની ખરેખરી વૃદ્ધિ કરી છે. **હનુમાનજીની** સ્થાપનાઓ કરી છે. એવી રીતે એક બાજુથી સાધુપણાનો ખૂબ ઢોંગ લગાવ્યો છે ! અને બીજી બાજુથી જોઇશું તો તેમને ડફ અને તનતનીઓ સાથે મજેનું ગાતાં આવડતું હતું. એક વખત કલગી તોરાવાળા **શાયર** લોકોમાં અંદર અંદર 'તું હોંશિયાર કે હું હોંશિયાર' એવો ઝઘડો ઉઠયો હતો. તે વખતે **સ્વામીએ** પોતે ડફ ઉપર થાપ મારીને કેટલીક વખત સુધી ગાયન ગાઇને બન્ને પક્ષવાળાઓ આગળ પોતાની હોંશિયારી દેખાડી ! કોઇ કોઈ વખતતો **સ્વામી** માંકડાના જેવાજ ચેન ચાળા કરે છે. માંકડામાં અને તેમનામાં તફાવત શો છે ? માંકડાને પૂંછડી હોય છે, તેવી તેમને પણ પાછળ વેંતેકની પુંછડી છે, એવું લોકો કહે છે. પછી ખરૂં ખોટું તો ઇશ્વર જાણે. આ રામાવતારમાંના કોઇ વાંદરાએ તો જન્મ નહિ લીધો હોય ? કારણ કે એ **હનુમાનને** બહુ માને છે. તેમ સઘળી કૃતિ પણ તેના જેવીજ છે.

**સંભાજીરાવ—સ્વામી** પહેલાં ગમે તેવા હશે તોપણ હવે તો આ કાગળ ઉપરથી જણાય છે કે, તેમને ઘરડપણનાજ ચાળા થયા છે. બીજુ કાંઇજ નથી. 'સાઠી બુદ્ધિનાઠી' ના જેવુંજ થયું છે. કાંઇ નહિતો તેમને સીતરેક વર્ષ થયાં હશે. તે ઉમ્મરમાં ખચીત બુદ્ધિનો ભ્રંશ થાય છે. હશે, તે હવે ગમે તેવા હોય તોપણ મોટા મહારાજાના ગુરૂ છે. તેટલા માટે તેમને આપણે નમવા જોગ છિયે. તેમના ઉપદેશ તરફ ધ્યાન ના આપતાં પત્ર આવ્યો તેવો રાખી મૂકવો, એટલે થયું. અમસ્તી નકામી ટિકા શું કામ કરવી જોઇએ ? એવું કહીને પત્ર **કલુષાના** હાથમાં આપ્યો, આ પ્રમાણે તે **તડાકીદાસોએ** ઘડી એક વાર સુધી મ્હેંનો સ્વાદ લઇ લીધો. મૂર્ખ માણસ સૂર્યને ધૂળ નાખે તેથી સૂર્ય ઢંકાતો નથી. પરંતુ ઉલટી તે ધૂળ પોતાના ઉપર પડે છે. તેના જેવી આ **તડાકીદાસોએ** કૃતિ કરી લીધી. જે સત્પુરૂષ **શિવાજીરાવને** રાજ્ય સંપાદન કરવાના કામમાં ઉપયોગી થઇ પડેલા, જેમણે પોતાના દેશનું અને પોતાના લોકનું કલ્યાણ કરવા માટે પોતાનો દેહ અર્પણ કરેલો, જેમણે લોકના કલ્યાણ માટે સારા સારા પ્રાકૃત ગ્રંથો લખેલા, જેમની નિસ્પૃહતાને માટે આખા મહારાષ્ટ દેશમાં વાખવાખી ચાલી રહેલી, જેમની સાધુના પંચમાં અગ્રેસર તરીકે ગણના થતી, જેમને **શિવાજીરાવ** અને બીજા સુજ્ઞ લોકો **વશિષ્ટ** ઋષીના જેટલું માન આપતા, જેઓ કહેતા હતા કે, "અમો **ગોસાંઈ** લોકની દોલત શી ? અમારી

દોલત એજ કે, અંગે રાખ ચોળવી અને ભૂખ્યા તરસ્યાની સેવા કરવી." આવા વૈરાગ્ય સંપન્ન **સ્વામીજીની** યોગ્યતા ક્યાં ? અને આ વચળેલા વંઠેલા અને બ્હેકી ગયેલા જુવાનીઆઓની યોગ્યતા ક્યાં ? જે વસ્તુનું જેને જ્ઞાન નથી, તે તેની કિમ્મત શું સમજે ? કૂત્રાને કસ્તુરીના વાસની, ગધેડાને ગોળના ગળપણની અને ખિસકોલીને સાકરના સ્વાદની શી ખબર ?



## પ્રકરણ ૯ મુ.

### " दुर्मंत्री राज्यनाशाय. "

"જેના વજીર *જોગી હોય, તે આખરે તુંબડાં ઝલાવે."



રાજ્યાભિષેકનો સમારંભ થઈ રહ્યા પછી **સંભાજીરાવના** એશઆરામમાં દિન પ્રતિદિન વૃદ્ધિ થતી ગઈ. તેમ બીજી બાજુએ તેના અંદરખાનાનાં જે પ્રીતિ પાત્ર હતાં તેમની તેને મારી નાંખવાની યોજના ચાલી રહી હતી. રાજ્યાભિષેકના ઉત્સવની ધાલમેલમાં તે યોજનાને માત્ર ઢીલપણુજ આવ્યું હતું, પરંતુ કાંઇ બંધ પડી ગઈ નહોતી. **તુળશીબાઈ** પ્રીત્યર્થ **સંભાજીરાવનો** ખજાનો અર્ધો ઉપર ખાલી થઈ ગયો હતો. ઘરેણા ગાંઠાની, લુગડાં લતાની, અને ખાવા પીવાની તે ખરેખરી શોખીન હતી. તેના જેવી સંભાવના ખુદ તેની રાણી **યેસુબાઇની** પણ **સંભાજીરાવ** રાખતો નહોતો. **જોત્યાજી** હજુરીઓ વચ્ચે વચ્ચે તેને ચેતવણી આપતો કે, "મહારાજ, એ **તુળશી** ગળકટ્ટી છે. એના ઉપર આપ વધારે ભરોસો રાખશો નહિ. એનો નાદ છોડી દો. એ આપના ઉપર જે પ્રીતિ રાખે છે, તે બધી ઉપર ચાટિયા અને ખોટી છે. એ બલા કેઇ વખતે આપના જીવને દગો દેશે. તેનો કાંઇ નિયમ નથી." એવી રીતે ઘણી વખત આ ગરીબ બિચારા નિમકહલાલ ચાકરે વિનવણી કર્યા છતાં **સંભાજીરાવે** બિલકુલ લક્ષ આપ્યું નહિ. તેનું કહેવું તે સાંભળ્યું ન સાંભળ્યું કરતો હતો, તોપણ તેણે પોતાનું કર્તવ્ય કરવાને મૂકી દીધું નહિ.

* જોગી એટલે રાવળિયા જ્ઞાતિના લોક.

તે વારંવાર રાજાની આગળ **તુળશી** વિષેનો બડબડાટ કર્યાંજ કરતો હતો.

**એસાજી**ના કાવાદાવાની પ્રતિદિન વૃદ્ધિ થતી ગઈ. રાજાનો હું એક હિતચિન્તક છું, એવું તે બહારથી દેખાડતો હતો. તે **સંભાજીરાવને** ખરૂં પણ લાગતું. પરંતુ **જોત્યાજીએ** **એસાજીરાવનું** ખરૂં સ્વરૂપ ઓળખી લીધું હતું. રાજાના હિત માટે જેમ જેમ **એસાજી** અતિશય કાળજી દેખાડતો તેમ તેમ તેની દગલબાજીની **જોત્યાજીને** વધારે વધારે બીક લાગતી હતી. એક દિવસ **એસાજી** અને **તુળશી** એક ઓરડીમાં ભરાઇને મસલત કરતાં બેઠાં હતાં તેમની વાત ચીતના કટલાએક તુટક તુટક શબ્દો તેના કાને આવ્યા. તે ઉપરથી તેની વિશેષ ખાત્રી થઇ કે, આ દગાખોરોના હાથથી આપણા ધણીના જીવની એક દિવસ ખુવારી છે. ગયે ફેરે **સંભાજીરાવે** તેને ખડખડાવીને તાકિદ કરી હતી કે, "ફરીથી તે બન્નેની વાત મ્હારી આગળ બોલીશ તો ખબડદાર, તારૂં નાક કાપી નાંખીશ." તોપણ તેનાથી ફરીને બોલ્યા વગર રહેવાયું નહિ. મ્હારા એકલાનું નાક જશે તેની ફિકર નહિ, પણ દશનું તો નાક બચશે, એવું મનમાં લાવીને તેણે રાજા આગળ વાત કાઢવાની હિમ્મત ધરી.

**સંભાજીરાવને** મુસલમાનની પેઠે સવારના પ્રહરમાં હુકો પિવાની ટેવ પડેલી હતી. તે એક દિવસ રોજના દસ્તુર મુજબ એકલો હુકો ગડગડાવતો બેઠો હતો. એવો લાગ જોઇને **જોત્યાજી કેસકર** બીતો બીતો તેની આગળ જઇ નમન કરી પાઘડી ઉતારી ઉભો રહીને બોલ્યો કે, "મહારાજ, આ ગરીબ ચાકરની એક વિનંતિ છે. આપ ધણી ઉપર એકાદ સંકટ આવ્યું હોય, અને તે આપને ઝાહેર કરવાથી દૂર થાય તેવું હોય, તેમ છતાં પણ આપને તે વાત નિવેદન કરતાં આપ મ્હારા ઉપર રીસે ભરાઓ, તોપણ આ ઇમાની ચાકરે બ્હીને પાછા હઠવું નહિ, એવી મ્હને આપના માત પિતાની પહેલાંથીજ આજ્ઞા છે માટે"—

**સંભાજીરાવ**—(તેનું બોલવું પૂરૂં ન સાંભળતાં વચ્ચેજ) **જોત્યાજી,** આજ મ્હારા આગળ ફરી શેની ગડબડ લાવ્યો છું ? ચલ ગદ્ધા, અહિંથી ચાલ્યો જા. મને નકામો ત્રાસ આપીશ નહિ. તે બે જણના સંબંધી કાંઇ હશે તો મેં તને પ્રથમથીજ તાકીદ આપી છે કે, તેની બાબતમાં મ્હારા આગળ તું એક અક્ષર પણ કદી ઉચરીશ નહિ, એ વાતની તને યાદ છે કે નહિ ?

**જોત્યાજી**—સરકારની તાકીદ થયેલી હું વિસરી ગયો નથી. પણ, ધણી સાહેબ, આપ અમારૂં ભરણ પોષણ કરનાર માબાપ છો, તેથી આપના ઉપર અમારી સંપૂર્ણ આસ્તા હોય, એમાં કાંઈ નવાઈ નથી. માટે જો આપના પગ આગળ મ્હોટો નાગ આપને કરડવાની તૈયારીમાં હોય ને, તે અમારા જોવામાં આવે તો આપને ચેતાવ્યા વિના અમારાથી કેમ બેસી રહેવાય ? તેનો આપ ધણી સાહેબજ વિચાર કરો.

**સંભાજીરાવ—જોત્યાજી**, બસ. આ વખતે મ્હારી તબિયત ઠીક નથી. નકામો પથારો પાથરીને બેસીશ નહિ. તારે જે કહેવાનું હોય તે ઝટ લઇને ટુંકામાં કહી દે. ખબડદાર જો લાંબુ ટાયલું કુટયું તો.

**જોત્યાજી**—( હાથ જોડીને ) મહારાજ, **એસાજી** અને તેની બ્હેન એકાંતમાં બેસીને હમેશાં આપના માટે કાંઈ કાંઈ મસલત કરતાંજ હોય છે. તેઓ શી વાતચીત કરેછે, તે સાંભળવાને માટે કોઈ કોઇ વખત હું છુપાઈ બેસીને સાંભળું છું. તેમાં એક વખતે એવું સાંભળવામાં આવ્યું કે, 'આપણું વૈર લેવાનું કામ ઘણા દિવસથી પડી રહ્યું છે, પણ હવે તે ફત્તે થવાની વખત પાસે આવતી જાય છે,' એવું **એસાજીએ તુળસીબાઇને** કહ્યું. તેટલા શબ્દો મેં સાંભળ્યા.

**સંભાજીરાવ**—એમની એ વાત મનેજ લાગુ પડે છે, અને બીજા કોઇને લાગુ પડતી નહિ હોય, એવું તું શા ઉપરથી કહેછે ? **એસાજી** ઉપર મ્હારો પાકો ભરોંસો છે, અને **તુળશીની** મ્હારા ઉપર ખરી પ્રીતિ છે. એ વિષે તો મ્હને બિલકુલ શંકાજ નથી. હવે તેમની વાત સિવાય તારે બીજું શું કહેવાનું છે, તે બોલ ?

**જોત્યાજી**—મહારાજના મનની તેવી ખાત્રી હશે ખરી, પણ કોઇના કાળજામાં કોઈ પેશી નિકળ્યું નથી. ઉપરના ડોળપરથી કેટલાંક માણસ સારી વૃત્તિના દેખાય છે, તેઉપરથી અંદરખાનેથી પણ તે તેવીજ વૃત્તિનાં હશે, તેવી નજરચૂક કેટલીક વખત થાય છે પણ ખરી.

**સંભાજીરાવ**—( મંદહાસ્ય કરીને ) **જોત્યાજી**, ત્યારે તો તું છેક ગાંડોજ બની ગયો છું, એવું મ્હને તો લાગે છે. લોકોના મનમાં શું શું છે, એ પારખવાની વિદ્યા તું કોની પાસેથી, ક્યારે અને ક્યાંથી શિખ્યો, તે કહે જોઇએ વારૂ ? બીજા લોકોના અનુમાન જેવાં ખોટાં પડે છે, તેમ તું પણ તેમને માટે બુર અનુમાન કરવાને ભૂલથાપ નથી ખાતો, એમ શું તને નથી લાગતું ?

**જોત્યાજી**—જી સરકાર, આપ કહો છો તે ખરૂં છે. હું ભૂલતો નહિ હોઉં, એમ કાંઈ કહેવાય નહિ. ઉપરની વાત ગમે તેમ હો, તથાપિ જો કે શહેરને ફરતો મજબુત કિલ્લો હોય છે, તેમ છતાં માણસો પોત પોતાતાના ઘરનો તાળાં કુંચીથી બંદોબસ્ત રાખે છે, તેમ આપણે આપણી હોંશિયારીમાં રહેવું, એ રીતની વાતછે એમાં હું ખોટું શું કહું છું? જે ઠેકાણે સર્વત્ર શાન્તિ પ્રસરી રહેલી જોવામાં આવે છે, તેવે ઠેકાણે કોઈ કોઈ વખત એકદમ બળવો ઉઠે છે, એવા પ્રસંગ આપણા જોવામાં ઘણાય આવે છે.

**સંભાજીરાવ—જોત્યાજી**, હું પેટમાં વહેમ ઘાલીને દુઃખી અને મુંજથાઉં અને કદિપણ આનંદમાં રહુંજ નહિ, એવું તારા મનમાં છે કે શું? અરે, એક બીજા ઉપર એક બીજાનો ભરોંસો, એ એક અજબ ચીજ છે. તે જો ન હોય તો તેના જેવું બીજું દુઃખ મનને કાંઈ પણ નથી. તે માણસનું જીવતર ફોકટ સમજવું.

**જોત્યાજી**—તેતો ખરૂં, સરકાર. આપ કોઇના ઉપર કદી ભરોંસો રાખશો નહિ, એમ મ્હારૂં કહેવું નથી. ભરોંસા સિવાય કાંઇ પણ કામ બનતું નથી. પણ મ્હારી અરજ એટલીજ છે કે, કાંઈ પણ ઉતાવળથી થવું જોઇએ નહિ. જે લોક આપની પાસે આવે છે, અને આપની આસપાસ ફરે છે, તેમની ચાલચલગત અને રીતભાતની બરોબર કસોટી કાઢ્યા સિવાય તેમના ઉપર કોઈ પણ બાબતનો ભરોંસો રાખવો નહિ. એવું મ્હારૂં એક વખત નહિ પણ સો વખત આપને કહેવું છે.

**સંભાજીરાવ**—કેમ હું કાંઈ ચોકશી કરતોજ નથી કે? હવે તુંજ કહે કે, તારા ઉપર મ્હારો પૂરો ભરોંસો છે, એવું તને લાગે છે કે નહિ! જ્યારે છે એમ તને લાગેછે, ત્યારે તે ન રાખવા માટે મને કદી પણ ખરાબ લાગે એવું કાંઈ કારણ મળ્યું છે કે?

આનો જવાબ આપતાં **જોત્યાજી** જરા મુંચાયો. મહારાજે વાતમાં ને વાતમાં મને માત કરી લીધો, એવું તેને લાગ્યું. પણ તે છોટે એવો નહોતો. તેનો એકજ સંકલ્પ હતો કે, રાજાને ગાફલપણામાં રહેવા દેવો નહિ. બનતાં સુધી તેને વારંવાર ઢંઢોળીને જાગૃત રાખવો, તે પાછો બોલ્યો, "કોણ કેવો છે, તે તેની કૃતી ઉપરથી ઓળખી શકાય છે. માત્ર એકલું નજરે જોયાથી પરખી શકાતું નથી."

**સંભાજીરાવ**—હવે તું ઠેકાણે આવ્યો, તેથી તું ખરૂં બોલ્યો. **યેશાજીરાવ** ઉપરનો મ્હારો ભરોંસો કમિ થવા જોગી તેની કૃતી જ્યાં સુધી મ્હારા જોવામાં આવી નથી ત્યાં સુધી તેના ઉપરનો ભરોંસો હું શી રીતે કમિ કરૂં?

**જોત્યાજી**—પણ તેના ઉપર સરકારનો એટલો બધો ભરોંસો બેસવા જેવી તેણે સરકારની એવી ભારે કામગિરી કેઈ બજાવેલી છે, એ મ્હને સમજાતું નથી.

**સંભાજીરાવ**—ખરૂં છે, તોપણ એ તો નક્કી છે કે, તેણે ભરોંસો ઉડવા જેવું અત્યારની ઘડી સુધી કાંઈ પણ કૃત્ય કર્યું નથી, તે પણ ખરૂં છે કની?

**જોત્યાજી**—(જરા ગભરાયા જેવો થઇને) મહારાજની સાથે વાદવિવાદ કરવાને મ્હારી શક્તિ નથી. પણ મહારાજ આપ વિચાર કરો કે, કોઇના ઉપર ખોટી આળ ચઢાવવાથી મ્હને શો ફાયદો છે? એ બન્ને જણ એકાંતમાં બેસીને મહારાજ માટે ઘણી વખત મસલત કરતાં મેં મ્હારી નજરે દીઠાં છે. તેમાંથી કોઇ કોઇ વખત તો કેટલાએક એવા શબ્દો મ્હારે કાને પડેલા છે તે ઉપરથી તેમનો આપને દગો દેવાનો ઘાટ ખચીત ચાલે છે, એવી મ્હારા દિલની પક્કી ખાતરી થઇ ચૂકી છે. હું સરકારના પગે હાથ મૂકીને કહું છું કે, આમાં એક અક્ષર ખોટો ઠરે તો, સરકારે મ્હારી કાનપટી આંબળવી. અરે, આ વાત ખોટી પડે તો મને ગરદન મારજો. સરકાર પાસે માફી માગી ફરીને વિનંતિ કરૂં છું કે, બન્નેની અંદર ખાનેથી છુપી મસલત ચાલે છે, તેનો વેળાસર બંદોબસ્ત થવો જોઇએ. નહિ તો સરકારના જીવનું જરૂર જોખમ થશે. જે ધણીનું આજ સુધી મેં નિમક ખાધું છે, તેમને વેળાસર સાવચેત કરવા, એજ આ નિમકહલાલ સેવકનું કામ છે. તે મેં કર્યું છે. પછી સરકારની મરજી.

**જોત્યાજી** ખરો, નિષ્કપટી, પ્રમાણિક અને પ્રાણ પાથરનારો માણસ છે, એવી **સંભાજીરાવ**ની સંપૂર્ણ ખાત્રી હતી. **જોત્યાજી** ઉપર તેનો પાકો વિશ્વાસ હતો, અને રાજા ઉપર **જોત્યાજી**ની પૂર્ણ નિષ્ઠા હતી, તે રાજાને પણ ઘણોજ વ્હાલો હતો. પણ તેને એવું લાગતું કે, **યેસાજી** અને તેની બહેન લુચ્ચાં છે, એવો વ્હેમ **જોત્યાજી**ના મનમાં નકામો કોઇએ ઠસાવી દીધો છે. તેમાં કાંઈ માલ નથી. એવી સમજથી જે સાવધ-

ગિરી તેણે રાખવી જોઇએ, તે તેણે રાખી નહિ. તે વખતે તેના જીવનું જોખમ કરવા માટે બન્નેની જે છુપી મસલત ચાલતી હતી, તે માટે તેણે કાંઇજ ઇલાજ કર્યો નહિ. રાત દહાડો તેને **તુળશીનોજ** નાદ લાગી રહ્યો હતો. તે જે માગે તે તૈયાર. એક કહેતાં એકવીશ હાજર. ખુદ રાજાજ એક નૈષ્ટિક ચાકરના જેટલી તેની સેવા ઉઠાવતો હતો, તો પછી બીજાનું તો પૂછવુંજ શું? રાજાજી સેવા કરતો એ મહાત્મય તેનું નહોતું પણ સુરત રસના કેફની ધુનનું હતું. *કામથી કેવી કેવી વિપરીત અસરો થાય છે, તે વિષે **દુષ્યંત** રાજા કહે છે કે,

* કામ એટલે ઇચ્છારૂપી વિકાર, તેને અલંકારથી સંસ્કૃતમાં દેવ ગણે છે. અને માણસના મન ઉપર જે જે પ્રકારે એ પોતાની સત્તા ચલાવે છે, તે પ્રમાણે તેનાં જૂદાં જૂદાં નામ સંસ્કૃતમાં કવિયોએ આપ્યા છે. જેમકે:—

**मदनो मन्मथो मारः प्रद्युम्नो मीनकेतनः ।**
**कन्दर्पो दर्पकोऽनंगः कामः पंचशरः स्मरः ॥**
**शम्बरारि र्मनसिजः कुसुमेषुरनन्यजः ॥**
**पुष्पधन्वा रतिपति मकरध्वज आत्मभूः ॥**

**मदनः** ( મદ ઉપજાવનાર ), **मन्मथः** ( મનને ડોળી નાંખનાર ), **मारः** ( મારનાર ), **प्रद्युम्नः** ( મનનું મન્થન કરનાર ), **मीनकेतनः** ( જેની ધજામાં માછલી કાઢેલી છે એવો ), **कन्दर्पः** ( ગર્વ ઉપજાવનાર ), **अनंगः** ( શરીર વગરનો ), **कामः** ( ઇચ્છા ), **पंचशरः** ( જેને પાંચ બાણ છે એવો ), **स्मरः** ( સ્મરણથી ઉત્પન્ન થયેલો ), **शम्बरारिः** (શિવનો શત્રૂ), **मनसिजः** ( મનમાંથી ઉત્પન્ન થયેલો ), **कुसुमेषुः** ( જેનું બાણ ફૂલ છે એવો ), **अनन्यजः** ( જેની ઉત્પત્તિ બ્હારથી નથી એવો ), **पुष्पधन्वाः** ( જેનું ધનુષ ફુલ છે એવો ), **रतिपतिः** ( રતિનો વર ), **मकरध्वजः** ( મગર જેની ધજામાં છે એવો ), **आत्मभूः** ( પોતાની મેળે જેની ઉત્પત્તિ છે એવો ).

કામને પાંચ બાણ છે, એવી કલ્પના કવિયોએ કરેલી છે. તેનું ફ-

**માલિની વૃત્ત.**

તુજ શર ફુલ રૂપે ચંદ્રના શીત કીર્ણો,
અઘટિત મુજ જેવામાં કરે છે વિકારો;
મૃદુ ગુણુ તુજમાં છે શીતતા ચંદ્રમામાં,
તદપિ અસર થાયે ભિન્ન કામી જનોમાં. ૧
હિમ કિરણ છતાં આ ચંદ્રમાંથી ઝરેછે,
અગન અગન અંગે વ્યાપ્ત થઇને રહેછે;
મૃદુ કુસુમતણાં છે બાણુ જો કે તમારાં,
તદપિ કઠણુ જાણે વજ્રનાં બાણુ મારયાં. ૨

અ. શ. ના. યાજ્ઞિક કૃત્ય ભાષાન્તર.

એવી રીતે રાજા કામ વિકારથી વ્યાધિગ્રસ્ત થઇ ગયો હતો. તેને **તુળશી** રૂપિ ઔષધી સિવાય જરા પણુ ચેન પડતું નહોતું. તેના આગળ તે ચિત્રામણુના એક પૂતળા જેવો બની ગયો હતો. તે વિષય સુખમાંજ આંધળો થઈ ગયો હતો. રાજ્ય કારભારને તો તેણે તદ્દન વિસારીજ દીધો હતો. તેના રાજ્યની વ્યવસ્થાનાં સર્વ સૂત્રો પોતાના કનોજીયા પ્રધાનજીના હાથમાં સોંપી દીધાં હતાં. આવા રઢા પિટામાં કેટલા એક વર્ષ નિકળી ગયાં. જે રાજ્યમાં પ્રજાના કમ નશીબે રાજા મૂર્ખ હોય, તેવે ઠેકાણે પ્રધાન સુશીલ, નીતિમાન્ અને હોંશિયાર હોયતો, તેથી રાજાની મૂર્ખાઈનાં માઠાં ફળ પ્રજાને ચાખવા વખત આવતો નથી. પરંતુ સારા અને ખોટાનો કદી પણ

---

નુષ શેલડીનું અને ધનુષની દોર અથવા પણુછ મધમાખીની હારની કલ્પી છે. પાંચે બાણુને છેડે પાંચ જાતનાં ફુલનાં પલ્લવ અણી ઉપર લગાડયાં છે. એથી માણુસની પાંચે ઇંદ્રિય ઉપર એ પોતાની સત્તા ચલાવે છે. એ પાંચ ફુલનાં નામઃ—૧ અર્વિન્દ (એટલે કમળ); ૨ અશોકનું ફુલ; ૩ શિરીષનું ફુલ; ૪ આંબામોર; ૫ ઉત્પલ (ભુરૂ કમળ). કેટલાએકના કહેવા પ્રમાણે ચંપો, આંબો, નાગકેશર, કેવડો અને બીલીનું ફુલ એ પણ ગણાય છે. ચંદ્રના ગુણુનું વર્ણુન કરવામાં એના ઠંડા કિરણોનો ગુણુ વિશેષ માનવામાં આવ્યો છે. તે ઉપરથી ચંદ્રનાં **शीतरश्मि, हिमांशु, हिमकर** આદિ નામ છે; પરંતુ કામી પુરૂષ ઉપર એ ઠંડા કિરણુની અસર કેવળ ઉલટી થાય છે, એટલે કે, તેથી એના શરીરમાં ઉલટી અગ્નિ લાગી રહે છે, એવું સંસ્કૃત કવિયોનું વર્ણુન ઘણું જોવામાં આવે છે.

મેળ મળતોજ નથી. સૃષ્ટીની ઉત્પત્તિથીજ એ બન્નેને દુશ્મનાવટ ચાલી આવે છે, તેથી નઠારા ગુણના રાજાને તેના જેવાજ ગુણના પ્રધાન સાથેજ પાટો ગોઠતો આવે છે. જે રાજા મોજ શોખમાં પડી પોતાના રાજ્યના વહીવટથી અજાણ્યો રહે, અથવા જે રાજા મૂર્ખ હોવાથી પોતાનો રાજ્ય વહીવટ સંભાળી શકતો નથી, તેવા રાજાઓના કારભારીને એ પૈસાનો તડાકો ઠીક પડે છે. સોગટાં બાજીની રમતમાં પાસાના જેટલા દાન પડે તેટલાં ઘર ગણીને સોગટી ઉઠાવીને મૂકવાનો, મારવાનો, કે પકવી દેવાનો વ્યવહાર જેમ ચાલે છે, તેજ પ્રમાણે કાયદાના બંધારણ વગરના રાજ્યમાં અંધેર ચાલે છે. એટલે રાજા અને પ્રધાન બન્ને મળીને મરજીમાં આવે તે પ્રમાણે પ્રજાની ધૂળધાણી કરે છે. સોગટાંની બાજી રમવામાં નિર્જીવ પથરાં હોય છે, અને રાજ્યનો કારોબાર ચલાવવામાં સચેતન પથરાં રૂપ માનવી જાત હોય છે, એટલોજ માત્ર તફાવત છે. રાજા મૂર્ખ નિકળે તો પ્રજામાંથી ચાર ડાહ્યા માણસો હોય, તેમણે મૂર્ખ રાજાને પદભ્રષ્ટ કરીને તેની જગાએ કોઇ ડાહ્યા પુરૂષને પસંદ કરીને રાજ્યની લગામ તેના હસ્તગત કરવી એ ઉત્તમ માર્ગ છે. પણ, હિન્દુસ્થાનમાં રાજ્યમાં " **ना विष्णुः पृथिवी पती:** " એ વાક્ય સર્વ માન્ય થઈ પડ્યું હતું, તેથી રાજા ગમે તેવો મૂર્ખનો સરદાર હોય અને તેના તરફથી ગમે તેટલો ત્રાસ પડતો હોય તોપણ સઘળી રૈયત નીચી મુંડી ઘાલી મુંગે મ્હોઢે સહન કરતી. રાજા તરફથી રાજ સૂત્રોના નિયમનું ગમે તેટલું ઉલ્લંઘન થતું તોપણ તેને બરાબર નશિયતે પહોંચાડવાની કોઇની પણ છાતી ચાલતી નહોતી. એટલુંજ નહિ પણ રાજા ઉપર કોઈ જરા પણ આંગળી ઉંચી કરે તો, તે ભારેમાં ભારે અપરાધ કર્યા બરોબર ગણવામાં આવતું, એવી તે વખતની હિંદુસ્થાનની સ્થિતિ હતી. પ્રધાનજી દેવીનો પ્રસાદ પ્રસાદ કહીને દિવસમાં ચચ્ચાર પાંચ પાચ વખત દારૂના બાટા ઉઠાવતા, અને તેજ પ્રસાદના ભરેલા ચાંદીના કળશના કળશ પોતાના યજમાનના તરફ મોકલવામાં આવતા તેને વારે ઘડીએ ગટગટાવી યજમાન પ્રધાનજીની તારીફ કરતા, અને પ્રધાનજી પોતાના યજમાનની વાહવાહ કરતા. એવો '**अहोरूपमहो ध्वनिः**' નો પ્રકાર ત્યાં ચાલી રહ્યો હતો. રૈયતનું દુઃખ જાણનાર કોઈપણ નહોતું.

દરેક કાર્યની જમાવટ કરવાને વર્ષોનાં વર્ષો વહી જાય છે. પણ તેને વેરણ છેરણ કરી મારવાને કાંઈ પણ વાર લાગતી નથી. **મરેઠાઓનું**

રાજ્ય સ્થાપવાને અને તે રાજ્યના ધારા તથા વહીવટનું બંધારણ બાંધવાને **શિવાજીરાવને** લાગલગટ પાંત્રીશ વર્ષ લાગ્યાં હતાં. તોપણ તેમાં પુષ્કળ ખોમીઓ રહી હતી, તે સુધારતાં સુધારતાં પોતાનું આયુષ્ય પૂરૂં થયું. પછી આ કુળ દિપક બાપની ગાદી ઉપર બેઠા બાદ થોડાજ વખતમાં રાજ્યની આખી ઇમારત જમીન દોસ્ત થઈ પડવાના સુમાર ઉપર આવી પડી હતી. જૂના આબરૂદાર અને મ્હોટા ઘરના પોતાનો મુલક છોડી દઇને **સંભાજીરાવના** શત્રૂની એટલે મોગલોની નોકરી ચાકરીમાં દાખલ થઇ ગયા હતા. રાજ્યની સરહદ ઉપર મોંગલ, શિદી, પોર્ટુગીજ વિગેરે શત્રૂઓ ઝઝુમી રહ્યા હતા. તેમણે લાગ જોઇ પોતાનું કામ સાધવા માંડયું. તેઓ **સંભાજીરાવના** રાજ્ય ઉપર વારંવાર ચઢી આવતા હતા. તેમાં કેટલાંએક ગામો લુંટી લીધાં હતાં. તથા બાળી નાંખ્યાં હતાં. સેંકડો હિંદુઓને જોર જુલમથી બટલાવ્યા. સેંકડો દેવાલયોમાંની મૂર્તિયો ભાગી ફોડીને તેના તેમણે નિસાનરા બનાવ્યાં. તેમને અટકાવનાર કે, તમે આમ શું કરવા કરોછો એવું કહેનાર કોઈ રહ્યું નહોતું. **શિવાજીરાવ** જીવતા છતાં અને તેમના પછી પણ કેટલીક મુદત **સંભાજીરાવે** પોતાનું શૌર્ય દેખાડીને બરાબર ધાક બેસાડયો હતો. પણ તે પછી તે ઐશઆરામમાં પડયા બાદ તેની શૌર્યતા ધૂળ ધાણી થઈ ગઈ. પ્રધાનજીના ઠરાવ બંધમાં પહેલી કલમ એ હતી કે, પોતાને પાસે રાખ્યા સિવાય રાજા સાહેબની કોઇએ મુલાકાત લેવી નહિ. ઠીક. જો કદાપિ કોઈ જબરો માણસ બળ જોરાઈ કરી રાજ્યના હાલ હેવાલ ઝાહેર કરવાને રાજા સુધી જઈ પહોંચેતો રાજા સાહેબ તેના ઉપર ડોળા ફેરવી નાંખી એકદમ ટૂટીજ પડે. અને તે બિચારાને ખરેખરો માર ખાઈ જીવ લઇને નાસવું પડે. **શિવાજીરાવે** જે જે ધારાઓ બાંધ્યા હતા તેના બંધન હવે છેક ઢીલા પડી ગયાં હતાં. રાજ સત્તાક રાજ્યની મજબુતીનો મુખ્ય આધાર પોતાની ફોજના સારા નરસા બંધારણ ઉપર હોય છે. તે બંધારણ પણ છૂટી ગયું હતું. તેમાં સારા શૂરવીર અને કસાએલા પેકીનો એક પણ યોદ્ધા ખોળ્યો જડતો નહોતો. તમામ સ્વાર વિગેરે નવા નવા પેટ ભરૂઓ ભેગા થયેલા હતા. પર મુલકમાંથી લુટના પૈસા મળે તે ફોજે સરકાર ખજાનામાં જમે કરાવવાનો પહેલાં ધારો હતો, તે પણ બંધ પડયો હતો. તેઓને જે લુટમાંથી મળે તે સૌ પોતપોતાને ઘેર પહોંચાડી દેતા, સ્વારીમાં સ્ત્રીઓને સાથે લઈ જનાર લશ્કરી માણસને શિરચ્છેદ

કરવાની શિક્ષા કરવામાં આવતી તે ધારો તો તદ્દન ભૂંસાઈજ ગયો હતો. લશ્કરી માણસોએ સ્ત્રીઓ ઉપર જોર જુલમ કરવો નહિં અને કોઇને પકડી લાવવી નહિ, એવો સખ્ત કાયદો હતો, તેનું ઉલ્લંઘન કરીને લશ્કરી સિપાઇઓ પારકા દેશની સ્ત્રીઓને પકડી લાવીને, ઢોરની પેઠે વેચતાં નોકરોને ચઢે ચઢયો પગાર મળતો હોતો. **સંભાજીરાવ**ના ખાનગી ખર્ચમાં ખજાનાના પૈસા ઉડવા લાગ્યા, તેણે પોતાની તુલા કરાવી, તેમાં કરોડો રૂપિઆના વાટા ઉડી ગયા, નાટા રંગની ગમ્મતોમાં તોડાને તોડા જોખાવા લાગ્યા, તેણે પોતાના બાપે મહા મહા કષ્ટે ભેગો કરેલો ખજાનો ઘણો ખરો ખાલી કરી મૂકયો. તેને એવું લાગતું કે, મ્હારો ખજાનો, એ એક મ્હારી કામધેનુ છે, તેના આંચળમાંથી ગમે તેટલા પણ પૈસા દોહીશ તો પણ તે ખુટવાના નથી, પણ તે કામધેનું રૂપ પણ આખરે બદલાઈ ગયું. તેના બાવલામાં નવી પૂરણી પૂરાતી તદ્દન બંધ પડયા જેવું થયું હતું; અને દોવાનું કામ તો સપાટાબંધ ઉપરા ઉપરી ચાલતુંજ હતું. તેથી તેના શરીરમાંથી લોહી અને માંસ પણ દોવાઈ દોવાઇને માત્ર તેના શરીરમાં હાડકાં અને ચામડીજ બાકી ખાતે રહ્યાં હતાં. રાજ્યમાંથી જમાંબંધી આવતી બંધ થઈ હતી, ખેડુતો પાસે બાકીઓ ઉપર બાકીઓ ચઢેજ જતી હતી, અને સ્હેજ સ્હાજ જે કાંઈ વસુલ આવતું તે ઉધરાતદાર કે મામલતદાર બારોબાર હોઇઆં કરી જતા હતાં, પછી દિવાનજીએ ખજાનામાં દ્રવ્યની વૃદ્ધિ કરવાને એક નમુનાદાર નવી યુક્તિ કાઢી. જમીનનું મહેસુલ વધાર્યું. અને વળી કેટલાએક કરના નવાં નવા પ્રકાર કાઢીને કરનો જબરજસ્ત બોજો રૈયત ઉપર નાંખ્યો. આથી કરીને પરિણામ એ થયું કે, ખુટી ગયેલી સિલકમાં ઉમેરો થઇને વધશે, એમ દિવાનજીએ ધાર્યું હતું, તેમ ન થતાં તેને બદલે ખુટેલામાં પણ વધારે વધારે ખુટ પડવા લાગી. ઘણીજ જમીનો પડતર રહી. ખેડુતો ત્રાહ ત્રાહ કરીને પરાગંદા થઈ ગયા. પછી બીજી યુક્તિની રચના ચાલી, તે એકે ખર્ચ કમી કરવું, આ યુક્તિ કામે લગાડવામાં કામદારોની આંઝમો ખંખેરાવા લાગી, તેમાં મામલતદારોને પણ પાણીચાં આપી દિધાં હતાં. તેથી હવે મામલતી ઇજારે અપાવા લાગી. ઇજારદાર પોતાનું અને સરકારનું પેટ ભરવા માટે રૈયતને કમાઈ હો, ના નહો, પરંતુ તેને ખરેખરી રીતે ચૂસીને નીચોવવા લાગ્યા, તેથી રૈયતના

લોક બિચારા થાકી હારીને પોતાનાં વતન છોડી છોડીને પરરાજ્યમાં જઇને વસ્યાં. એમ કરતાં કરતાં કાંઈ કાંઈ ગામના ગામ ઉજડ વેરાન જેવા થઈ ગયાં. રાજ્યની પડતીનાં ચિન્હોરૂપી અંધાધુંધીનો પછેડો રાજ્યના સર્વત્ર ભાગપર છવાઈ રહ્યો. મહાલાનિહાય સુબા અને સર સુબાઓ તરફથી લખાણો આવવા લાગ્યાં. તેના જવાબો કરતાં કબજી સાહેબને થાક ચઢવા લાગ્યો. તેની પાસે સુનાવણી માટે કારકુનો કાગળ પત્રો લાવે, કે ભાઈ સાહેબનાં ભવાં ઉંચાંજ ચઢી જાય. તે કહેતો કે, "આ ટકટકારો કોણ કરે ! કારકુન જવાબ લખીને પૂરો કરવા માટે લાવે તો તે કહે કે, "આ કાગળો તો મેં જોયેલાજ છે. અમસ્તુ ટાયલું કરીને કારકુનો શું કરવા લખતા હશે ? આટલું બધું લંબાણ શા માટે કરવું જોઇએ ? મતલબ પૂરતીજ કલમો લખવી જોઇએ. આવાં ટાયલાં અમને પસંદ નથી." ચંદીચંદાવર તરફ શત્રૂઓ ચઢી આવ્યા ત્યારે ત્યાંના અધિકારીએ કુમક માટે કેટલુંક લશ્કર મંગાવવા સારૂં લખ્યું, ત્યારે પ્રધાનજી બોલ્યા કે, " ચંદીચંદાવર તરફના કિલ્લા લઇને એટલે આઘે સુધી રાજ્ય વધારવાની શી જરૂર હતી ? તે કિલ્લાને શત્રૂઓ ઘેરો ઘાલે, તેની અહિં સુધી બુમ આવે, અને અહિંથી કુમક માટે લશ્કર મોકલવાની તૈયારી થાય તેટલામાં તો શત્રૂઓ તે કિલ્લાઓ પોતાને હસ્તગત કરી લે, અને આપણાં માણસો ત્યાં હોય તે માર્યા જાય, એટલી બધી પંચાયતી કર્યા વગર શું અણદોયું રહ્યું છે, રાજ્ય તો વિંટી ઉપરના નંગ જેવડું ન્હાનું અને તેના જેવું સુશોભીત જોઇએ. તેના ઉપર આપણી જોઇએ તેવી દેખરેખ રહે. જોઇએ તેવો બંદોબસ્ત રહે, અને જોઇએ તેવી રીતે નોકર ચાકરોની પણ ગોઠવણ રહે, માજી રાજ્યના કારભારીએ આટલો બધો નકામો પથારો પાથર્યો છે. તે કાંઈજ કામનું નથી લશ્કર વિગેરે વધારીને શત્રૂઓ સાથે હમેશાં ઝપાઝપી કર્યા કરવી, તેના કરતાં જે ભાગ જે દબાવી પડયો, તે તેના તાબામાં રહેશે, તોપણ શી હરકત છે ? રાજ્યની હકુમત જેટલી ઓછી થશે તેટલો ટકટકારો ઓછો."

આ ભાષણ ઉપરથી કલુષા કેટલો બધો પડયા ખાઉ, કેવો નિમકહરામી અને કેવી નીચ વૃત્તિનો હશે, તેની મુનસફીનું કામ અમો વાંચકવૃંદનેજ સોંપીએ છિયે. આ ઉપરથી સૌ કોઇને લાગશેકે, તે આવડા બધા મ્હોટા હોદ્દાને લાયકજ નહોતો. એવા બેઅક્કલ; રાજલ અને પાજી માણસના

હાથમાં **સંભાજીરાવે** રાજ્ય સૂત્રો આપ્યાં હતાં, તો પછી રૈયતને સુખની આશા રાખવીજ ક્યાંથી? **સંભાજીરાવના** ઘરમાં તેની રાણી **યેસુબાઈ** પુક્ત વિચારની, ચતૂર અને ડાહી સ્ત્રી હતી. તેનામાં મુત્સદ્દીપણું પણ હતું. રાજ્યની લગામ જો તેના હાથમા હોતતો તે ઘણી સારી રીતે ચલાવી શકત. પણ, **સંભાજીરાવના** હિક્કડ અને અભીમાની સ્વાભાવથી તે બિચારીનું કાંઈ ચાલતું નહોતું. આ બન્નેનો બબે મહિને પણ ભેટો થતો નહોતો. કોઈ વખત લહેર લાગેને, ભૂલા પડી જાયતો રાજા સાહેબની સ્વારી **યેસુબાઈના** મહેલ ભણી ક્ષણવાર જાય. તેટલા થોડા વખતમાં પણ તે પોતાની યોગ્યતા પ્રમાણે યુક્તિ પ્રયુક્તિથી તેના ખરે ખરા કાન ઉઘાડતી. તેટલા વખતને માટેજ રાજા પોતાનું ભાન ઠેકાણે લાવીને, "હું હવે સારી રીતે ચાલીશ, રાજ્ય કારભાર પંડે ચલાવીશ, નઠારાઓના છંદે ચઢીશ નહિ," એવું કબૂલકરે. પણ, ત્યાંથી ઉઠીને પાછો તે ચંડાળ ચોકડીમાં જાય કે, હતો તેવોને તેવોજ. વળી આ બદફેલી રાજાને એકલી **તુળશીનાથીજ** સંતોષ વળ્યો નહિ. **ઔરંગજેબની** શાહજાદી **રોષનારની** સૌન્દર્યતાની કીર્તિ સાંભળવાથી તેને કોઈપણ યુક્તિથી ફસાવીને વશ કરવા માટે તેણે ખટપટ ચાલુ કરી હતી. '**विनाशकाळे विपरीत बुद्धिः**" આ કહેવત પ્રમાણે ભાવી વિપત્તિસૂચક વિચાર તેના મનમાં ઘોળવા લાગ્યા. હવે આ સાહસના અને મૂર્ખાઈના કામમાં પડતાં તેના ઉપર કેવા કેવા પ્રસંગ ગુજર્યાં અને પરિણામ કેવું આવ્યું, તેનું નિરૂપણ હવેના ભાગમાં કરવામાં આવશે.



## પ્રકરણ ૧૦ મું

"विषयिणः कस्यापदोऽस्तं गताः"

"કિયા વિષયી પુરૂષોની આપદા નષ્ટ પામી છે?"



મ્હૈસૂર તરફ જવા માટે ઔરંગજેબના લશ્કરની એક ટુકડી પનાળગઢની એક બાજુની નાળમાં થઇને એક દિવસે ચાલતી હતી. તે વખતે ગ્રીષ્મઋતુના સૂર્યનારાયણના રાજ્યનો ધિક્ ધિક્તો અમલ ઉતરીને ચંદ્રમાની શીતળતા ભરેલો અમલ સર્વત્ર શરૂ થઇ ગયો હતો. તેથી ગઢની બંન્ને બાજુનું પ્રતિબિમ્બિત સ્વરૂપ આબેહુબ રસ્તા ઉપર આલેખાઇ ગયું હતું. ઉનાળાના તાપના દિવસોમાં પ્રવાસી લોકોને આ વખત ઘણોજ સુખદ અને આલ્હાદિક થઇ પડે છે. તે એટલે સુધી કે, જેમ જેમ ચંદ્રમાનો શીતળ અમલ વિશેષ વિશેષ વૃદ્ધિંગત થતો જાય, તેમ તેમ પ્રવાસીઓના અંતરાત્મા અધિકાધિક આનંદીત થતા જાય છે. તેજ પ્રમાણે આ ટુકડી પણ ચંદ્રમાના હિમ કિરણોના આનંદીત અમલ નીચે ઘણાજ આનંદાવેશમાં પોતાની મજલ કાપતી કાપતી ધસ મસી આગળ વધે જતી હતી.

તે ટુકડીના મોખરે એક મેનો ચાલતો હતો. તેને ઉચકનાર ચાર ભોઇ હતા. મેનાના બારણાં બંધ હતાં. ચાલવાનો રસ્તો ગઢની બે ભેખડોની વચ્ચે ચઢતે ઢાળે ચઢવાનો હતો, તેથી મેનો ઉચકી ભોઇ લોકોથી ઝપાટા બંધ ચલાતું નહોતું, માટે તેઓ ધીમે ધીમે પોતાની વાટ ખૂટાડતા હતા. ભોઇ લોકો મેનો ઉચકીને ચાલતી વખત એક પ્રકારનો સૂર કાઢે છે, તેના નાદમાંને નાદમાં આ ભોઇઓ પણ આસ્તે આસ્તે ચાલ્યા જતા હતાં. મેનાની પાછળ આશરે ૨૦૦ પાયદલ લશ્કરી સિપાઇઓની એક ટુકડી કવાયત્ બંધ ચાલતી હતી. રસ્તે ચાલતાં તેઓ અંદર અંદર વાતો કરતા હતા, તેમના અવાજનો પ્રતિધ્વનિ પહાડમાં થતો તેથી એકના બે અવાજ સંભળાતા હતા. તેને લીધે તે નાળમાં ઘણોજ કલબલાટ થઇ રહ્યો હતો.

આગળ જતાં એક એવો સાંકડો માર્ગ આવ્યો કે, ત્યાં થઇને મેનો

ઉચકી લઇ જવાને ભોઇ લોકોને બહુજ અડચણ પડવા લાગી. રસ્તાની પહોળાઇ બે માણુસો એક બીજાની આંગળી ઝાલીને જોડે ચાલી શકે તેટલી પણ નહોતી. આ વિકટ રસ્તામાંથી મેનો બ્હાર નિકળ્યો ન નિકળ્યો એટલામાં સામેથી એક હથિયાર બંધ ટોળીએ આવીને ભોઈ લોકોને અટકાવ્યા. અને મેનો આગળ જવા દીધો નહિ. હથિયાર બંધ લોકો નજરે પડતાંજ ભોઇ લોકો તદ્દન ગળિયા થઈ બેઠા. બીજી તરફ રસ્તો હોતતો મેનો મૂકીને તરતજ રસ્તો માપી ગયા હોત, પણ શું કરે બિચારા? તેમનાથી આગળ કે પાછળ જરા પણ ચસકાય તેમ નહોતું. તેથી તેઓ ત્યાંને ત્યાંજ કાંઈ પણ હાથ પગ હલાવ્યા સિવાય માગ્યા મુજબ મેનો ન આપવા માટે આવનાર માણુસોને કરગરવા લાગ્યા.

પરન્તુ આવનાર લોકોએ તેમની વિનવણી ભણી જરા પણ ધ્યાન આપ્યું નહિ. તેમના ખભા ઉપરનો મેનો તેમણે એકદમ ઉપાડી લઈ રસ્તે પાડી દીધો અને કહ્યું કે, “પાછા ફરશો તો ઠીક છે, નહિતો નકામા માર્યા જશો.” એટલામાં પાછળના ભોઈ લોકો પણ મેનાવાળી જગાએ આવી પહોંચ્યા. તેથી તેમનાથી એક તસુ પણ પાછળ ખસાય તેવું રહ્યું નહિ, તોપણ આમ તેમ કરી જરા આઘા પાછા થઈ સહેજ કાંઈ પાછા હઠયા. તેટલામાં આગળ કાંઈ હેલો હરકત છે, એવી પાછલા લશ્કરી સિપાઇઓને વહીં જઈ પહોંચતાં તેઓ પણ આગળ ધઈ આવ્યા. તેથી સાંકડા રસ્તામાં હચડા હચડી થઈ રહી, તેમાંથી એક સિપાઈ ખૂબ ચગદઇને પણ આગળ ગયો. એટલામાં તેની છાતીમાં સામેથી કોઇએ ઘણોજ જોર ભેર ભાલો માર્યો અને જોસ, બંધ બોલ્યો કે, “ખબરદાર, આગળ એક ડગલું ભર્યું તો મુઓજ જાણજો.” અમારા લોકોનો એટલો બધો જથો છે કે, તેઓ તમને બધાને ચીભડાની પેઠે કાપી નાંખશે. તમે થોડીકવાર અહિં ઉભા રહી વિસામો ખાશો તો પછી અમે તમને કાંઇ પણ હરકત ન કરતાં આગળ જવા દઇશું.

પછી “અમારો મેનો ક્યાં છે,” એવું ટુકડીવાળાઓએ તે ટોળી વાળાઓને પૂછયું, તે વખતે તેમને એવો જવાબ મળયો કે, “તમારો મેનો અને તમારા મેનામાં બેસનાર સુકુમાર શાહજાદી સારે ઠેકાણે છે. અમે ડુંગરમાં રહેનારા લોક છિયે. પણ તેની યોગ્યતા પ્રમાણે સારી રીતે પરોણાગત કરવાનો બંદોબસ્ત કર્યો છે. તે માટે જરા પણ ફિકર કરશો નહિ.”

ફરીથી તેમણે પૂછ્યું કે, " આ પરોણાગત કરનાર માણસ કોણ છે ? તેનું નામ શું છે? તે કહેશો ? " આનો તેમને જવાબ મળ્યો કે, " તેને **સંભાજીરાજા** કહે છે. **શાહજાદીને** તેના હાથથી કાંઈ પણ પીડા થવાની નથી. તમે તમારા બાદશાહને સુખે જઇને કહો કે, તમારી **શાહજાદી** મ-રેઠાના રાજા પાસે સારા રક્ષણ નીચે છે. તે તેમની પાસે હોવાથી તમારી મ્હોટાઇને કાંઈ પણ લાંછન લાગવા જેવું નથી, "

આ પ્રમાણે વાત ચીત થાય છે, એટલામાં તો મરેઠા ટોળીમાંના કેટલાએક લોકોએ મેનો **પનાળગઢ** પહોંચાડી પણ દીધો. પછી તે ટો-ળીમાંના થોડાક સિપાઈ અને તેમના ઉપરી મુખ્ય અમલદારજ ત્યાં રહ્યા હતા. **પનાળગઢમાં** ગુહાઓ તથા ખીણો ઘણી છે, તેમાં પ્રાચીન કાળમાં સાધુ, સંત, સંન્યાસી, ઋષિ વિગેરે મ્હોટી મ્હેટી તપશ્ચર્યાઓ કરતા હતાં. એવી દંતકથા અધાપિ પણ ચાલે છે. ગઢના પડખામાં **પાંડવ** ગુહા જેવી ગુહાઓ ઘણી છે, તેમાં **પરાશર** ઋષિને તપશ્ચર્યાની એક અને **પાંડવની** એક એવી બે ખોદી કાઢેલી ભવ્ય ગુહાઓ લોક પ્રસિદ્ધ છે. મેનો **ગઢ** ઉ-પર જઈ પહોંચતાની સાથેજ એક તોપનો બાર થયો. તે, મેનો **ગઢ** ઉપર સારી રીતે નિર્ભયપણે પહોંચી ગયાની નિશાની હતી. તે સાંભળ્યા બાદ મરેઠાની ટોળીના મુખ્ય સરદાર અને તેની સાથે રહેલા સિપાઇઓ એકદમ પાછા હઠીને અંધારામાં ગેબ થઇ ગયા. **ગઢની** ચોર વાટો અને આડા અવળા તમામ રસ્તાઓ તેમને માલૂમ હતા. આણી પાસ આ ટો-ળીવાળા ખસ્યા કે, **ઔરંગજેબની** લશ્કરી ટુકડીના સિપાઇઓએ કાંઈ પણ આડું અવળું નજોતાં પોત પોતાના જીવ લઇને નાકની દાંડી સામેના સામે નાસવા માંડ્યું. બાદશાહની **શાહજાદીને** પોતાનાં કબજામાંથી જોર જુ-લમ કરી **સંભાજીરાવનાં** માણસો કાઢી લઈ ગયા. તેથી તેઓ મનમાંને મનમાં ઘણાજ બળવા લાગ્યા. પહાડી રસ્તો પતી ગયા પછી ક્રોધના સ-પાટામાં પ્રથમતો તેમણે બધા ભોઇ લોકોને મારી નાંખ્યા. ભોઇ લોકો જાતના મરેઠા હોવાથી **સંભાજીરાવને** મળી જઇને તેમણે દગલ બાજીથી અમને આડે રસ્તે લઈ જઇને **શાહજાદીનો** મેનો તેમને સ્વાધીન કર્યો એવું બાદશાહને ઝાહેર કરવાનો બેત તેમણે નક્કી કર્યો. પણ બાદશાહના ઉગ્ર સ્વભાવની અને ક્રોધની તેમને ખબર હતી. આપણી આંખમાં ધૂલ નાંખીને ખદેતે ડોળે **બાદશાહની શાહજાદીને સંભાજીરાવ** આપણી કબજામથી

લઈ ગયો, તેથી તે આપણને મારી નાંખ્યા સિવાય રહેશે નહિ, એવી તેમને બીક લાગી. આણી પાસ **કર્નાટકમાં** લોકોએ બળવો ઉઠાવ્યો હતો, તેનો બંદોબસ્ત કરવાને **ઔરંગજેબની** સ્વારીએ તે વખતે **મ્હેસૂર** પાસે પડાવ નાંખ્યો હતો, તેને **શાહજાદી** દક્ષિણમાં થઇને તે ઠેકાણે આવી મળવાની હતી. તેથી **મ્હેસૂર** તરફ જવાના ઉદ્દેશથી તે **પનાળાગઢની** બાજુએ થઇને ઉપર કહ્યા પ્રમાણે લશ્કરી ટુકડી સાથે જતો હતો.

સુમારે ૬૦૦–૭૦૦ વર્ષ પૂર્વે દક્ષિણમાં પ્રસિદ્ધ **ભોજ** રાજા રાજ્ય કરતો હતો. તેની **પનાળાગઢ** મુખ્ય ગાદીની જગા હતી. પછી કાલાન્તરે દક્ષિણનું રાજ્ય હિન્દુઓ પાસેથી ખુંચવી લઇ મુસલમાનો કરવા લાગ્યા. તે વખતે ઘણા વર્ષો સુધી આ **પનાળાગઢ** મુસલમાનોના તાબામાં હતું. તેથી ત્યાં તેમના પીરના સ્થાનકો પણ ઘણાં થયેલાં હતાં. બાદ **સંભાજીરાવના** બાપ **શિવાજીરાવના** તાબામાં આ **ગઢ** ગયા પછી તેની કારકિર્દીમાં ત્યાં બીજાં કેટલાંએક હિન્દુના દેવાલયો થયાં. **શિવાજીરાવે** એ **ગઢ** ઉપર એક મ્હોટો ભવ્ય અને વિશાળ રાજ મહાલ બાંધીને તેની આસપાસ ધાન્ય સંગ્રહવા માટે ચાર કિલ્લા બંધી ઇમારતો બાંધી હતી. તેનાં ગંગા, યમુના, સરસ્વતી અને ધર્મકોઠી, એવાં જૂદાં જૂદાં નામ પાડયાં હતાં. આ સઘળી ઇમારતો, દેવાલયો અને પીરનાં સ્થાનકો હજુ સુધી પણ ત્યાં જોવામાં આવે છે. ગઢ ઉપર એક મીઠા પાણીનો સજીવન ઝરો છે. તેને **નાગઝરી** કહે છે. એનું પાણી નિર્મળ અને હલકું છે.

શાહજાદી **રોષનારને સંભાજીરાવના** માણસો ગઢ ઉપર લઈ ગયા તે સમયે મધ્ય રાત્રિનો અમલ થયો હતો. ગઢ ઘણો ઉંચો હોવાથી હવા ઠંડી ગાર આવતી હતી. મેનો ઉપર આવ્યા પછી તેને રાજ મેહેલમાં લઈ ગયા, અને તેમાના એક દિવાન ખાનામાં તેને રાખી. તેને ગમે એટલા માટે અને તેના જમવા ખાવાની તથા ન્હાવા ધોવાની ગોઠવણ માટે તેની પાસે બે કણબણો રાખવામાં આવી હતી. તે પૈકી એકનું નામ **અહલ્યાબાઈ** અને બીજીનું નામ **મંજુલા** હતું. **અહલ્યા** જરા પુક્ત ઉમ્મરની હતી, અને **મંજુલા** ઉમ્મરે ન્હાની હતી, પરંતુ તે ઘણી ચતુર હતી. શાહજાદી **રોષનાર** તે વખતે ભર યુવાવસ્થાના ખીલતા બ્હારમાં હતી. તેને સોળમું ઉતરીને હાલમાંજ સતરમું વર્ષ બેઠું હતું. તેના એકદંર સ્વરૂપથી તે જોકે અપ્રતિમ સુન્દર હતી એમ તો કહી શકાય નહિ, તથાપિ

તે ઘણી ફાંકડી અને સાધારણ રૂપવતી હતી, તેથી તે ઘણી છટાદાર દે-ખાતી હતી. તેનો બાંધો નોકદાર હતો. અને તેની પ્રકૃતિ નિરોગી હોવાથી તે તેજસ્વી અને જોમદાર જણાતી હતી. તે પોતાના બાપને ઘણીજ લા-ડકી હતી. તે હમેશાં સ્વારી સાથે ફરતી હતી. આ વખતે આગળ જવાની ઉતાવળ હોવાથી તેને પાછળ મૂકીને **ઔરંગજેબને** આગળ જવું પડયું. તેને ચોકશ ખાત્રી હતી કે, મ્હને પકડીને રોકી રાખ્યાની બાદશાહને બાતમી લાગશે કે, તે તૂર્તજ છોડાવી લઈ જશે. ગઢ ઉપર કોણે પકડીને રોકી રાખી છે અને હું કોના કબજામાં છું, એની તેને બરાબર ખબર ન-હોતી. તેને તો એટલોજ વહેમ આવ્યો હતો કે, ડુંગરમાં રહેનારા ચોર લોકોએ પૈસાની લાલચે મને પકડીને રોકી રાખી હશે. તે લોકોને પૈસા મળશે, એટલે તેઓ મને છોડી દેશે. પણ પૈસાને લોભે તેમણે આ કામ કર્યું હશે તો તેમની આશા ફોકટ છે. કારણ કે, મ્હારા બાપને એ વાત માલૂમ પડશે કે, પૈસા ન આપતાં ફોજ મોકલીને તેમનું ખેદાન મે-દાન કરી નાંખીને મ્હને છોડાવીને લઈ જશે. આવી રીતે તેના મનમાં એક પછી એક વિચારો આવવા લાગ્યાં.

તેને ગઢ ઉપર લાવ્યાને બે દિવસ થયા. તેટલા વખતમાં બે કણ-બણો સિવાય બીજુ કોઈ પણ માણસ તેની નજરે પડયું નહિ. મુસલ-માની સ્ત્રીઓને જનાનખાનામાં એકલસૂરાની પેઠે એકલાં પડી રહેવાની ટેવ હોય છે. તેથી ત્યાં બે બાઇડીઓના સહવાસમાં વખત ગાળવાને ઘણી મુ-શ્કેલી પડી નહિ. બાપની સ્વારીમાં મરેઠાઓની જોડે બોલવા ચાલવાનો તેને ઘણી વખત પ્રસંગ આવવાથી તેને જોકે મરાઠી ભાષા શુદ્ધ અને સપાટા બંધ બોલતાં આવડી નહોતી તોપણ તે લોકોનું બોલવું સમજી શકતી. **મંજુલા** કરતાં **અહલ્યાને** ભારત, ભાગવત અને રામાયણની કથાની ઘણી માહિતી હતી. તેમાંથી **શાહજાદીને** ગોઠે એટલા માટે તેને, **સીતા** અને **દ્રૌપદીના** સ્યયંવર વિગેરેની વાતો કહીને તેનું મન રંજન કરતી. તેની વાતોથી **રોષનારનું** મન શૃંગાર રસના વિષય તરફ ઘણું વળી ગયું. એવી રીતે તેનો વખત સારી રીતે જતો હતો. પણ વચ્ચે વચ્ચે, મ્હને અહિં કોણે શામાટે આણી હશે, આવી સ્થિતિમાં મ્હારા કેટલા દિ-

* ઉપા, * 'ઉ' નો, ઓ' અને 'ષ' નો 'ખ' થઈ જઇને ઓખા બોલાય છે.

વસ ગુજારવાના હશે, એવા એવા તરંગો તેના મનમાં આવતા. તેનો બ-રોબર જવાબ આપીને તેના મનનું કોઈ સમાધાન કરતું નહોતું. તેથી તે મનમાંને મનમાં હીજરાવા લાગી. બન્ને કણુબણો સિવાય વળી એક ત્રીજી બાઇડી આવતી હતી. તે તો ફક્ત તેને ભોજન કરવાની સામગ્રી પિરસીને એક તાટ તેના આગળ લાવી મૂકતી. અને રોજ નવ નવી સામગ્રી તેને ખાવા માટે બનાવી લાવતી. તેને પણ કોઈ કોઈ વખત પૂછયા છતાં, તે કાંઈ પણ જવાબ ન દેતા પોતાની કામગિરી મુંગે મ્હોડે બજાવીને ચાલી જતી હતી. સારાંશ કે, પોતાની સ્થિતિ જણાવાની તેને ઇચ્છા થઈ તે કોઈ પૂર્ણ કરતું નહોતું

તે જે મહેલમાં હતી, તે મહેલની બીજી બાજુએ હમેશાના કરતાં કોઈ કોઈ વખતે વધારે ગરબડ થતી હતી. તે ગરબડ શેની થાય છે, તે વાત તે ત્રણે બાઇડીઓમાંથી કોઇએ પણ તેને સમજવા દિધી નહોતી. કેટલીક વખત તેમને તેણે પૈસાની લાલચ આપ્યા છતાં પણ તેમના મ્હોઢાં શિવી લીધેલાં જેવાં તેઓ બધેજ રાખતાં. મ્હારા પૂછેલા પ્રશ્નનો બી-લકુલ જવાબ મળતો નથી, તે શો ચમત્કાર છે, તેનું તેને ઘણું આશ્ચર્ય લા-ગતું. તોપણ તેણે તેવીજ સ્થિતિમાં કેટલાએક દિવસ સબુરી પકડી. પણ જેમ જેમ વધારે દિવસ ગત થતા ગયા તેમ તેમ તેની ધીરજ ઓછી થતી ગઈ. તેનો ખોરાક દહાડે દહાડે ઘટતો ગયો. તેની પાસેની **અહલ્યા અને મંજુલા** હમેશ પ્રમાણે તેના આગળ બેસી વાતો કહેતી હતી, તે તરફ પણ તેનું ચિત્ત લાગતું નહોતું. તે કોઈ કોઈ વખત એકલી બેઠી બેઠી છાને માને રોતી પણ હતી. મહેલમાં લાવીને એકલી ક્યાં રાખી છે, તેને માટે તેને કાંઈ ખોટું લાગતું નહોતું, પણ કોઈ ખરી હકીકત તેને ક-હેતું નહોતું તેથી તેનો જીવ ઉદાસ રહેતો. એક દિવસે તે એકાંતમાં પો-તાની સ્થિતિનો વિચાર કરતી બેઠી હતી. તે વખતે દિવાનખાનાનાનાં બા-રણાં ઉઘાડીને એકદમ એક વગર ઓળખીતો પુરૂષ અંદર આવ્યો: તેને જોઇને પ્રથમ તો તે જરા એકદમ આભી બન્યા જેવી થઈ ગઈ. પણ તેને પગથી તે માથા સુધી નિહાળી તેને એકદમ હર્ષ પણ થયો. તેનો બાંધો નાનકડો પણ ગોળ મટોળ હતો. વય પચ્ચીશીની ઉપરનું અને ત્રિશીની અંદરજ હતું. ચેહેરો ગુલજાર અને આંખો મ્હોટી તથા પાણીદાર હતી. કપાળ પહોળું હતું. શ્યામ વર્ણો હતો, પરંતુ મુખ ચર્ચા ઉપરથી

તે ઘણો આનંદી અને હોંશિલો જણાતો હતો. મુછો આંબળેલી હતી અને તેને લગતા ગાલ ઉપર તેણે ગુચ્છાદાર થોભિયા રાખ્યા હતા. ગળુ અને ગરદન માંસના ભરાવને લીધે એકાકાર થઈ ગયાં હતાં. છાતી વિશાળ હતી. માથા ઉપર કેસરી રંગની નાજુક ઘાટની સિપાઇગિરિ પાઘડી, શરીરમાં હિંચણ સુધી **ચોળગલી ઢબનું ફાંકડેરાવસી** તતડ ભતડ અંગરખું પહેર્યું હતું. તેની નીચેના ભાગમાં તસ તસ્તો ચોરણો આવી રહ્યો હતો, એવો તેણે મરેઠાશાઈ પોષાક ધારણ કર્યો હતો. હાથમાં એક નાજુક સોટી હતી. તે નીચે રાખી તેને અઢેલીને તે ઉભો રહ્યો હતો. તેને જોતાંજ પ્રથમ તો **રોષનારનો** ચ્હેરો કાંઇક બે બાકળા જેવો થયો. પરંતુ ક્ષણવારમાં તે પૂર્વ સ્થિતિ ઉપર આવીને ખીલતી ગઇ. પ્રથમ તેજ આપણને કાંઇ પૂછશે, એવું તેના મનમાં હતું, માટે તે તેની સાથે કાંઈ બોલી નહિ. તે મ્હારી સાથે અગાઉ કાંઈ બોલે એવી રાહ જોઇને તે પણ ઉભો રહ્યો. તેની આનંદિત મુદ્રા જોઇને તેને ઘણોજ ભરોંસો બેઠો. છેવટે પોતાની મૃદુ વાણીથી તેણેજ તેની સાથે પ્રથમ બોલવાનો આરંભ કર્યો

**શાહજાદી**—મહારાજ, હજૂરકે ચેહરે પરસે મૈ ઐસા સમજતી હૂંકે, આપ બડે ખાનદાની પખ્સ્ હૈ- ઇસ્ જગહપર મેરી મેહમાનદારી કિસ્કે તરફસે હો રહી હૈ, યહ મુઝે આપ મહેરબાની કે સાથ ફરમાવેંગે તો મુઝપર નિહાયત્ એહસાન હોગા.

**પુરૂષ**—મરઠ્ઠોકા રાજા, જિસ્કો **સંભાજીરાવ** કહેતે હૈ, ઉસ્કે મહલ્મેં આપકી મેહમાનદારી હોતી હૈ. ઔર વહ મેહેમાનદારી કરનેવાલા ખુદ રાજા **સંભાજી** આપકે સામ્ને હાજીર હૈ.

**શાહાજાદી**—મૈં દહેલીકે બાદશાહકી શાહજાદી અપને વાલિદ્કી તરફ્ જાતીથી, ઔર રહાઇસ્સે ઇસ્ જગહપર મુઝે રોકકર કિસ્લિયે લે આયે, ઔર મે બલાય નાગાહાવીમે ગિરફ્તાર કરકે રખનેકા બાઇસ્ ક્યા હૈ.

**પુરૂષ**—આપકો લે આકે કૈદ કરનેકા બાઇસ્ યેહ હૈકે મરઠ્ઠામેં ઔર બાદષાહામે હમેષ: ઇત્તેફાક રહે ઔર, વહ ઇત્તેફાક બાદષાહકી લડકીસે પાદીકે બાઇસ્સે હોવે, ઐશી હમારી ખાઈષ હૈ.

**શહાજાદી**—યહ ક્યા બાત્ હૈ ? યહ બાત ક્યોંકર હોગી ? મુસલમાન્ ઔર મરઠ્ઠોમેં પાદી કભી હુઈ હૈ ? તિસ્પરભી પાહાડમે રહનેવાલે જંગલી લોગોકે રાજાકે સાથ પાદી કરનેકા મૈ બિલકુલ્ કબૂલ ન કરૂંગી.

**પુરૂષ—શાહજાદી,** યહ આપકી બિલકૂલ ગૈર સમજ હૈ. મૈ મુલ્ક્ દખ્ખનકા ખાસ રાજા હૂં. ઔર મેરે વાલિદકા નામ ઇસ્ મુલ્ક્ મશહૂર હૈ. આપકે વાલીદ **અવરંગજેબ** બાદશાહકોભી ઇસ્કી અગાહી હૈ. અભી આપ મેરે તાબેમેં હો તોભી આપકો ફરેફ્તા કરનેમે બાદશાહી હુકમત ન ચલાઉંગા. ઐસા તહકીક સમઝીયે. જરાસા આપ ખ્યાલ કરોગે તો મરહટ્ટોકે રાજાકે સાથ શાદી કરના કુચ હલકી જાત નહીં હૈ, ઐશી આપકી ખાત્રી હોગી. અબ યહ્ મહલ્ છોડકે કહીભી જાનેકી આપકો પરવાનગી નહીં. દુસરી જો કુચ્ આપ ખાઇષ કરોગે વહ બત મૈખુશીસેહ્ કબૂલ કરૂંગા. મેરે હાલસે આપ બરાબર વાકીફ્ હુવે બાદ ખુદબખુદ આપકી ખાતરી હોગી કિ, આપ જૈસા સમજતે હો વૈસા મૈ જંગલી લોગોકા રાજા નહું. બહુત અચ્છા મૈ અબ્ જાતાહૂં, કલ્ ફુરસદકે સાથ આપસે મિલૂંગા.

આ પ્રમાણે ભાષણ કરીને, જરા ડોકું ધૂણાવી નમન કરવા જેવું કરીને, **સંભાજીરાવ** ચાલતો થયો. તેણે ખાન પાનાદિનો ઘણો સારો બંદોબસ્ત રાખ્યો હતો વળી તે સિવાય બાદશાહના જનાનખાના જેટલો **શાહજાદીને** અહિં પ્રતિબંધ પણ નહોતો, તેથી જનાનખાનાની કેદ કરતાં આ કેદ તેને દશ ઘણી સારી લાગવા માંડી. તેને અહિંના પ્રતિબંધનો કંટાળો લાગતો નહોતો. ઉલટું દહાડે દહાડે અહિંજ તેને સુખાવટ લાગવા માંડયું. રાજાની સાદી વૃત્તિ જોઇને તેના મનનું સમાધાન થવા માંડયું તે દરરોજ નિયમસર એક વખત તેની પાસે આવતો, મળતો, બેસ્તો અને કાંઇને કાંઈ વાતો ચીતો કરીને જતો. તેને જોવાથી તેના મનને ઘણો આનંદ થતો. તેને રોજ આવવાનો વખત થાય કે, તે વાટ જોઇને બેસ્તાં.

ખરા રાજાની કુંવારીઓને જે પુરૂષનામાં શૌર્યતાનો ગુણ આગળ પડતો જોવામાં આવે છે, તે પુરૂષ ઘણો પસંદ આવે છે. તેથી તેમની પુરૂષ પસંદગીનો મુખ્ય આધાર પુરૂષના શરાતન ઉપર હોય છે. તે શરાતનનો ગુણ **સંભાજીરાવ**નામાં ઉભરાતો, તેના ચહેરા ઉપરથી જણાઈ આવતો હતો. વળી, **રોષનાર** ભરયુવાવસ્થાના ખિલતા બ્હારમાં ઝુકી રહી હતી, તેથી તે પણ બરાબર આતૂરતામાં આવી ગયેલી હોવાથી દેખીતો રૂપાળો અને બોલવે ચાલવે ચતુર પુરૂષ જોવાથી ધીરે ધીરે તેનું મન પિગળવા લાગ્યું. તેનું દિલ પોતાના રાજામાં બરોબર પરોવાતુ જાય છે એવુ તેની દાસીઓના મનમાં પણ ઠસી ગયું હતું. તેમની આગળ રાજાનાતે

ગુણ માટે ખુલ્લી રીતે પ્રસંશા કરવા લાગી, અને તે બાબત દાસીઓનો કેવો અભિપ્રાય છે, તે કાઢી લેવાનો પ્રયત્ન પણ કરવા લાગી. કોઈ કોઈ વખતે તેના મનમાં એવું આવતું કે, હું મરેઠાના કુલમાં કિંવા આ પુરૂષ અમારા મુસલમાનના કુળમાં ઉત્પન્ન થયો હોત તો ખૂબ મઝા થઈ પડત. સારાંશ કે, રાજાને માટે તેના મનમાં કાંઈ પણ પટનીરો રહ્યો નહોતો. ફરી તેના મનમાં એવો વિચાર આવ્યો કે, "તેમ નથી તો પણ શું થયું, એ રાજ પુત્ર છે અને હું રાજ કન્યા છું, એટલુંજ બસ નથી કે? પછી તેની સાથે લગ્ન કરવાને હરકત શી છે?" આણી તરફ રાજા પણ તેને માટે ઘણોજ ઉલ્લુ બની ગયો. તેના મનમાં કાંઈ જૂદાજ તરંગો ઉઠવા લાગ્યાં. મુસલમાનની **શાહજાદી** સાથે મરેઠાએ લગ્ન કરવાને હજારો હરકતો છે. તેની સાથે પોતાના ધર્મ પ્રમાણે લગ્ન થવાને ઘણુંજ અશક્ય છે. તેટલા માટે તેને પોતાની પાસે ફક્ત ઉપભોગાર્થે રાખીશું એટલે થયું. મરેઠાને મુસલમાનની સાથે લગ્ન કરવાને કેટલી બધી અડચણ છે, તેની તેને પણ ખબર છે. ત્યારે તે પણ મ્હારી પાસે તેવા નાતાથી રહેવાને આનાકાની કરનાર નથી. એવી રીતે તે મન મનમાંને મનમાં ખાંડ ખાતો હતો. ઘણી ખરી બાબતો ઉપરથી પરસ્પરની પ્રીતિની જોકે, ખાત્રી થઈ હતી, તોપણ તેના મનમાં આજે વિપરીત વિચારે પ્રવેશ કર્યો હતો, તે તેનાં આગળ કાઢવાને તેની એકદમ છાતી ચાલી નહિ. છેવટે એક દિવસે વાત પર વાત કરતાં તેવા ઝોક ઉપર તેણે પોતાનું બોલવું શરૂ કર્યું.

**સંભાજી**—કયા પાહજાદી? અખરે અપને દિલમેં ક્યા સોચા હૈ, વહ મુઝે કહીયે. મૈં તો આજ અપનેકો બહુત સાહેબે અકૂબાલ સમઝતા હૂં.

**શાહજાદી**—(લજ્જાયમાન થઈ નીચું જોઈને) સોચ કિસૂ બાતૂકા ઔર આપ આપનેકો કિસૂ લિયે સહિબે અકૂબાલ સમજતે હો? યહ કુચ્ મૈં જાનતી નહિં.

**સંભાજી**—સોચ યહ કિ, મરઠ્ઠોકે રાજા કે પાસ રહના ઔર, દેહેલીકે બાદશાહકી લડકી મેરે સાથ રહેને કો ચાહતી હૈ, ઇસલિયે સહિબે અકૂબાલ્ મૈ અપનેકો સમજતા હું.

**શાહજાદી**—પર આપ મુઝકો અપને નજદીક કૌનસી શર્તપર રખનેકા ઇરાદા કરતે હૈ, વહ શર્ત જબ્ તક્ મુઝકો માલૂમ નહીં હૈ તબ્ તક્ મૈ આપકો જવાબ દે સકતી નહિં.

**સંભાજી—શાહજાદી,** આપકા દિલ મેરે ઉપ્પર બહુત મુબતિલાહૈ, ઐસા મુઝે પક્કા ભરોષા હૈ. ઔર મૈ આપકે ઉપ્પર કિતની પ્યાર મોહબત રખત હૂં, યહ ભી આપ સમજ ગયે હૈ. મગર જોંહાં મોહબતકે ડોરીસે દોનોકે દિલ્ બંધે હુવે હૈ વહાં શર્ત બગેરેકી ક્યા જરૂરત હૈ ?

**શાહાજાદી**—વહ કુચ્ ભી હો. ઇસ્ કામમેં મેરી યેક બડી શર્ત હૈ. વહ આપકી તરફસે પૂરી હોગી તો મૈ આપકી હૂં. વહ શર્ત યહ હૈ કિ, હમારે પૈગંબરકા મઝબ્ આપ કબૂલ કરકે મેરે સાથ પાદી કરો,

**સંભાજીરાવ**—આપકે કહેનેકે અવ્વલહી મેરે ખ્યાલમેં યહબાત ગુજરીથી, પર વૈસા કરનેકો કિતની હરક્તહૈ ઉસ્કા આપહી સોચકરો. મૈં મુસલમાન હુવા ઐસા લોગોકો જાહીર હોગા તો મેરી હિંદૂ રય્યત યેક પલમેં મુઝે દુનિયાસે નિકાલ ડાલેગી.

**શાહાજાદી**—મહારાજ, આપ મુસલમાન હોકે મુઝકો હમારા લેકર મેરે વાલિદસે અજીજ હો જાના તો યેસબ્ હરકતેં દૂર હોગી. યહ મેરી ખૂબ ખાત્રી હૈ કિ, મૈ આપને વાલિદકો આપકે લિયે કહૂંગી તો આપકે યેક બાલ્કો આલ્ ન આકર આપકે રય્યત્કે તરફ્સે આપકો કોઈ તરફ્સે કીઈજા નહો ઐસા વે બંદોબસ્ત કરેંગે, ઔર આપની પાદીકે બાબમેં ભી હરકત ન લ્યાવેંગે,

**સંભાજી**—આપ કહતેહો યહ સચ્ હૈ. મગર કૈસા ભી હો પર મૈં મરઠ્ઠોકા રાજા હૂં, ઔર આપ દેહિલીકી શાહાજાદી હો, ઇસલિયે આપહી ખ્યાલ કરોકિ, ઐસા લોગોકે બરૂખિલાફ્ બુરા કામ કરૂંગા તો મેરે બાહદૂરીકી બદલામી હોગી, ઔર વહ આપકો ભી કયોંકર અછા માલૂમ હોગા. ?

**શાહાજાદી**—મહારાજ, આપ કરતે હો વહ ભી દુરસ્ત હૈ, લેકિન્ આપકે દિલમેં જો ઉમેદ હૈ વો કિસ્ તહ્હસેં બર આવેગી ? આપ ઔર હમ્ એક મઝબ્કે હુવે બગૈર પાદીકી બાત કિસ્ તરહ જમેગી ? હાં ! હાં ! ઔર મેક બેહત્તર બાત મેરે ખ્યાલમેં આઇ હૈ. યહ સબ તસ્કિરા રહને દો. મુઝકોહિ મુસલમાનકી હિંદૂ કયૌં નહિ બના લેતે ?

**સંભાજી**—યહ કૈશી પાગલ્પન્કી બાત હૈ ? ઐસા હોને મુવાફિક્ હોતા તો મેરે ઐસા ઇસ્ દુનિયામેં બુલન્ યેક બાલ્ કોઇ ન થા. પર ક્યા કરૂં ? હમારે મઝબ્મેં ઐસા કરનેકા હુક્મ્ નહી હૈ. હિંદૂકા મુસલમાન હોગા, લેકિન્ મુસલમાનકા હિંદુ કભી ન હોગા.

**શાહાજાદી**—મહારાજ, યહ તો મોહબતકા સૌદા હૈ. વહ સૌદા બનાલે કો હમને દો રાસ્તે આપકો દિખલા દિયે. ઇન્મેંસે યેક ભી ન હોગા તો ખુદાકી મર્જી. મૈં તો દિલસે આપકે સાથ પાદી કર ચુકી હું. ઔર અગર આપને દોનોકી બાહમ સોબત ન હોગી તો મેં જીદંગી ભરતક્ ઐશીહી કૂંવારી રહૂંગી. ઐસા મેરા મુસ્તકિંમ ઇરાદા હૈ.

**સંભાજી**—ઇસ્ બાતકે લિયે રાસ્તા ન નિકલેગા ઐસા નહી હૈ. આપ જબ્ અહિસ્તગીસે ઔર ખ્યાલ કરકે હમારી બાત સુનીયેગા તો અપના મઝબ્ ન બદલકર અપના દોનોકા ઇત્તિફાક્ હોનેકી યેક વજેહ મેરે ખ્યાલમેં આતી હૈ. વહ વજેહ યહ હૈ કિ, પાદી ન કરકે હં દોને ઇસી તરહસે યેખટ્ઠે રહેંગે તો બસ હૈ. પાદી મેંહી ક્યા જ્યાદે હૈ?

**શાહાજાદી**—(જરા ક્રોધાવેશમાં) આપકા કરના બિલ્કુલ્ બે ફાયદે હૈ. ઐસા ગૈર મુનાસિબ્ કામ કરનેકો આપ મુઝે કહોગે, યહ બિલ્કુલ્ મુઝકો માલૂમ ન થા. તોબા! તોબા!

**સંભાજી**—શાહાજાદી, ઐસા ગુસ્સા ન કીજીયે. જરા અહિસ્તગી રખીયે. સહી પૂછિયે તો વૈસા રહેનેમેં જો મજા હૈ વહ પાદી કિયે હુવે ખાવિંદ ઔર ઔરતોમેં નંહી હૈ.

**શાહજાદી**—ઉસ્મે મજા હો યા ન હો. ઉસ્કા ખ્યાલ્ મુઝકો કરનેકી જરૂરત નહી. જીસ્ ગાવકો જાના નહી ઉસ્ ગાવકા રાસ્તા પૂછનેકી ક્યા જરૂર હૈ? આપ કહેતેહો ઉસ્ તરહ રહનેકો મૈં કભી ન ચાહુંગી. આપ આપને દિલ્મેં યહ ખૂબ સમઝીયે કિ, મેરે મઝબ્કા પખ્સ, અગર કંગાલભી હોગા તો, ઉસ્કે સાથ પાદી કરકે ઉસ્કી ઔરત બનકે રહુંગી. પર ગેરે મઝબ્કા પખ્સ, અગર બડા રાજાભી હોગા તો, ઉસ્કી કનીજક્ બનકે કભી ન રહૂંગી.

**સંભાજી**—શાહાજાદી, સચ્ કહતા હુંકિ, મેરી આપકે ઉપ્પર કિતની મોહબૂત હૈ વહ મેં બોલકે કહ સકતા નહી. વૈસાહી આપ મેરે ઉપ્પર આષિક હો યા નહી? યહ અવ્વલ મુઝકો કહિયે.

**શાહજાદી**—મહારાજ, આપ કમ્ અક્કલમંદ હૈ ઐસા નહી. મૈં અભીતક્ નાલાયક લડકી હૂ. મુઝકો ઇસ્ દુનિયાકે દાવ પેંચકી ખબર નહી હૈ. આપકે ઉપ્પર મેરા દિલ્ ઇતના ક્યોં ફિદા હુવા હૈ, યહ મૈં કહ સકતી નહી. તોભી મેરે ઉપ્પર આપકી મોહબત્ સચ્ચે દિલસે નહી હૈ,

એસી મુઝકો બરાબર તરક્કી હોગઈ હૈ. ઇસલિયે આપકે બાસ્તે મેરાભી દિલ્ બિગડે બગેરે ક્યોંકર રહેગા. ઔરતકે મોહબતકો ખાવિંદકી મેહરબાનીકી નજરકા જોર રહેગા તો વહ બહુત ખુલતી હૈ. નહીતો યેક બહુત આબદાર હિરેકો ખરાબ કુંદન મે બૈઠાયે મુવાફિક હોતાહૈ. એસે ખરાબ કુંદનમે બૈઠાયે હુવે હિરેકી કિંમત ઘટકર પેહેનવાલેકોભી જે બાયબૂ દેતી નહી.

**સંભાજી**--જીસ્ ઔરતને મેરા તન્ મન્ ખીચલિયા હૈ ઉસ્કે લિયે મેરે દિલ્મેં સચ્ચી ખાઇશ ન હોગી એશી બાત આપકે દિલ્મેં કભી ન લાના ચાહિયે. મેરી મોહબ્બત્ આપકે ઉપ્પર જો લગી હૈ વહ ઇસ જીંદગી ભરતક કમ્ હોનેવાલી નહી. લેકિન્ ક્યા કરૂં ? હમારી જાતકી ઔર હમારે ઘરકી કઈ એક હરકતેં,--

**શાહજાદી**--કહીયે, મહારાજ કહીયે; ક્યા કહના ચાહતે હો સો ખતન કીજીયે. બીચમેંહી કયૌં ખામુષ હો ગયે હો. ઇસ્ બખત અપને દોનોમેં સાફ દિલ્સે બાત ચીત હોની ચાહિયે. યહાં પરદા રખનેકી કુછ જરૂરત નહી હૈ.

**સંભાજી**--મૈ શાહાજાદી, આપકે જૈસી અકલમંદ શાહાજાદીકો જીદ કરના યહ મુવાફિક્ નહી હૈ. કોઇભી કિસીકે ફાયદેકી બાત્ કરેગા તો ઉસ્કો ખ્યાલમેં લાના ચાહિયે. જહા દોનોંકે દિલ એક હૈ વહા કોઇ કિસીકા અંદેશા રખનેકી જરૂર નહી, આપકે જૈસે અકલમંદ ઔરતકો યહ કહના લાજીમ નહી હૈ. આપ મુસલમાન હો, ઇસલિયે મૈ હિંદૂ મઝબમેં રહકર આપકે સાથ શાદી કર સકતા નહી. શાદી કરૂં તો મેરે જાતકે લોગ મુઝે બાહેર કરેંગે. ઔર મુઝકો પ્યાર ન કરેંગે, ઔર મેરે સાથ આપકીભી બદનામી ઔર બે ઇજતી હુવે બગેરે ન રહેગી. અગર વે સબ્ બાતેભી કભી કબૂલ રખૂં તોભી બહુત કરકે ઇસી તરહસે મેરે પાસ રહિયે તો કિસીકે તરફસે હરકત ન હોગી. જાત, મઝબ્, ઔર રિશ્તેદારોકીભી શિકાયત્ ન રહેગી. ઇસ્ હાલતમેંભી હમ્ યેક દિલસે રહેંગે. યહ આપની બની હુઈ ઉલ્ફત કભી તૂટનેકી નહી. હમ્ દોનો યેક દિલ્ ઔર યેક જાન્ હોકે રહેંગે. ઔર તરફેનસે મોહબત્ કભી કિસી તરહસે કમ્ ન હોગી. ફૈસાભી મુષકિલ્કા વક્ત આવેગા તો વહ મોહબતકો નુકસાન્ ન હોગા. શાદીકો મઝબકી હરકત્ હૈ. ઇસ્લિયે દોનોકા મઝબ્ કા-

યમ રખકર ખાવિંદ ઔર ઔરતકે તોરૈસે રહના મુઝકો મુનાસિબ્ માલૂમ હોતા હૈ.

તેણે રાજાની તમામ વાત છેવટ સુધી મુંગે મ્હોઢે સાંભળી લીધી, પણ તે મનમાંને મનમાં બળીને ખાખ થઈ ગઈ હતી. તેના મુખડા ઉપરની લાલી ઉડી જઈ ચેરો નિસ્તેજ થઈ ગયો. હોઠ ફિક્કા પડી જઈ થર થર ધ્રુજતા હતા, તોપણ તેણે શાન્ત પણે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.

**શાહાજાદી**—મહારાજ, મૈં આજ આપકે યહા ગિરફ્તાર હૂં. ઇસલિયે આપ કુછભી કહેનેકો મુકત્યાર હો. મેરેજૈસે બેવસીલે કમનસીબ ઔરતકો ગૈર સબબ્ હરકોઇ ષખ્સ સખ્ત કલામ્ સુનાવે, યહ બે મુનાસિબ્ હૈ. જો કોઈ સખસ્ ઔરત્ જાતકી આબ્રૂકી પરવા નહી રખતા ઐસે નાલાયક પર્ ફિદા હોકે આપની જાતકો ઔર અપને ખાનદાનકો યે થોડે દિનકી મુલાકાત્ મેં મેરા ઐસા કૌનસા કામ જાહિર હુવા, યહ મુઝે ફરમાઇયે, મેરાનઝબ્ અલાહિદા હૈ તોભી ઉસ્સે મૈં કુછ્ કમતર હૂં ઐસા નહીં. ઇસ્ દુનિયા મેં જો જો ચીજ મુચે ચહિયે વહ પેદા કરકે દેનેકી મેરે વાલિફ્કો તાકદ હૈ. આપ ઐસા નવિ સમજના કિ આપ મરહ્ટોકે બડે રાજા હો, ઇસ્લિયે આપકે દિલ્કી ખાઇષ પુરી કરનેકે લિયે મૈં અપની ઇજ્જત્ ખોકર આપકે નજદીક કનીજ઼ક્ હોકે રહૂંગી. જાવ્ જહનુંમેં ડાલો તુમારી બુજરગીકો, ઔર આગ લગાવ તુમારી મોહબત્કો. તુમ્ અયંદે મેરે સાથ કોઈ તરહકા વાસ્તા ન રખના. ઇસ્ ઘડીતક્ તુમ્ મુઝસે વાકિફ નથે, ઔર મૈં તુમસે વાકિફ્ નથી, ઐસા સમજો.

એવી રીતે ગુસ્સાના બે બોલ કહીને તેના જવાબની વાટ ન જોતાં તે એકદમ ત્યાંથી ગુસ્સામાંને ગુસામા ઉઠીને થોડેક દૂર એક ખુણામાં તેની તરફ અવળી ફરીને ઉભી રહી, તેને પગથી તે માથા સુધી આગ લાગી હતી. પ્રથમ તેના પ્રફુલ્લિત મુખારવિંદ ઉપર મંદ સુહાસ્ય મકરંદ હતો તે, નહોતો થઈ ગયો. તેના ગાલ ઉપરની સુરખી ઉડી ગઈ. તેની તે દિવસે એવી ક્રોધાવિષ્ટ વૃત્તિ જોઇને **સંભાજીરાવ** ત્યાં ન થોભતાં નરતજ ત્યાંથી ચાલતો થયો. બીજા દિવસે ફરીથી તે તેને મળવા આવ્યો. તે વખતે પણ તેની ખિન્ન મુદ્રા તેના જોવામાં આવી. તે જેમ જેમ તેની સાથે બોલવાને આનાકાની કરવા લાગી તેમ તેમ આ રાવની વૃત્તિ અધિકાધિક ચળવિચળ થવા લાગી. તે અબોલા ભાગે એટલા માટે તેણે

ઘણીજ વિનવણી કરી જોઇ, પરન્તુ તેણે તેના સામે જોયું સરખું પણ નહિ. તેના રિસાવાથી, છણકાં છાકોટાથી, અને ગુસ્સાથી તેનો ચહેરો એટલોતો મનોહર દેખાવા લાગ્યો કે, તે જોઇને **સંભાજીરાવ**તો તદન ગાંડોજ થઈ ગયો. તેનો પોતાને માટે નિષ્કપટ અને એક દેશી પ્રેમ છે, માટે તે જે જે કહેશે તે તે કબૂલ કરવાને અને તેની પ્રીતિને માટે ન્યાત જાત અને રાજપાટ મૂકવું પડશે, તો પણ બહેત્તર છે. તથાપિ આ અમૂલ્ય વસ્તુનો પ્રાપ્ત થયેલો લાભ જવા દેવો નહિ, એવો તેનો નિશ્ચય થયો. પછી તે તેની પાસે જઇને તેની હડપચીએ હાથ અડકાડીને કહેવા લાગ્યો.

**સંભાજી**--શાહાજાદી, આપ ઐસી અક્કલમંદ ઔરત્ હોકર ઐસા ગુસ્સા કરના અછા નહીં. ક્યા, આપકા યહી ઇરાદા હૈ કિ, મૈને અવ્વલ આપકા મઝબ્ કબૂલ કરકે આપકે પાદીકી બાતચિત કરના? અછાહૈ. આપકી ઐસીહી ખુષી હોગી તો આપકે લિયે મૈ અપના મઝબ્ છોડનેકોભી રાજી હૂં. મુઝે ઇન્કાર નહી. લેકિન્ અપના મઝબ્ ન બદલકે આપની ખાહિશ પૂરી કરનેકે લિયે યેક પકલ્ મેરે ખ્યાલમેં આઈ, વહ મૈને બતલાદી. ઈસ્ લિયે આપકો ગુસ્સા આયા હોતો મઆફ્ કીજિયે.

એ ભાષણ સાંભળીને **રોષનારના** ચેહેરા ઉપર ફરીથી હોંશિયારી આવી ધીમે ધીમે સુરખી પ્રસરવા લાગી. અને પછી તેણે તેના ઉપર આડકતરી નજરથી ધીમે ધીમે કૃપા કટાક્ષ નાંખવા માંડયાં. પછી તેણે પણ તેના ગળામાં હાથ નાંખી તેને દ્રઢાલિંગન દિધું. બાદ તે તેના ભણી પ્રેમદ્રષ્ટીથી જોવા લાગી. તેની પ્રીતિનો સઘળો બોધ પરી જઇને તેના ભણી વળવા જેવો થયો. તેને લાગ્યું કે, "આવા ગુલઝાર રાજપુત્રની હું રાણી થવાને ઇચ્છુછું, એવું મ્હારા બાપને કહેવરાવીશ, એટલે તે પણ લંગ્નમાં સંમતી આપશે." એવા આનંદ સાગરમાં તે યુવાન જોડું નિમગ્ન થયું છે, એટલામાં બહાર કાંઈ ગડબડ થઈ, તેથી તેને ત્યાંને ત્યાં મૂકીને **સંભાજીરાવ** તૂર્તજ બહાર આવ્યો કે **જોત્યાજી** તેની નજરે પડયો. તેની તો બોબડીજ બંધ થઈ ગઈ હતી. આ જૂઓ મોંગલ; નાસો; ભાગો; એવા ધડ પછાડા કરતો ટૂટક ટૂટક શબ્દો બોલ્યો. તે ઉપરથી **સંભાજીરાવ**ના લક્ષમાં તો આવી ગયું કે, **પનાળગઢ** શત્રૂના હાથમાં ગયો. કેટલાએક મોંગલ સિપાઈ **ગઢ** ઉપર ચઢીને **સંભાજીરાવના** માણુસો સાથે ઝપાઝપી કરવા લાગ્યા. તેમાં **સંભાજીરાવ**ના જેટલા માણુસો હાથમાં આવ્યા તે-

ટલાને ઠાર કર્યા. આ વખતે **સંભાજીરાવે** ફરીથી **રોષનાર** પાસે અંદર જઇને કહ્યું:—

**સંભાજી**—અપને પર વક્ત બહુત મુષ્કીલ આયા હુવાહૈ. હમ્ દોનો આપકે વાલિદ્કે ફૌજૂકે કાબૂમેં આગયેહૈ. આપ અપને વાલિદ્કે નજદીક જાઓગે તો આપકો તો કોઈ તરહકી દહશત નહીહૈ. મગર મૈં કભી ઉનકે હાતમેં ગિરફ્તાર હુંગાતો મુઝે તમામ્ ઉમરભર છૂટનેકી બિલકુલ ઉમેદ નહી. અબ્ આપકા ઈરાદા ક્યા હૈ સો કહિયે ?

**શાહાજાદી**—મહારાજ, યહ સહીહૈ. મેરા બચાવ મૈં જિસ્ તરહ ચાહુંગી ઉસ્ તરહ કરૂંગી. લેકિન્ આપકી હાલત્ બહુત્ મુષ્કીલ હૈ. ઈસ કિલેકો અગર કોઈ ચોરરાસ્તા હોતો ઉસ્ રહાસે ફિલ્ હાલ્ ચલે જાઇયે. શીર સલામત્ તો પગડી પચીસ્. અપને દોનોકે દરમ્યાન્ મોહબત્ જો હુઇહૈ ઉસ્મે કોઇભી તરહકી હરકતેં આવે, મગર ફરક્ ન હોગા. મેરે વાલિદ્કા ગુસ્સા બહુત ખરાબહૈ. હમ્ ઉન્કે હાતસે ગિરફ્તાર હોંગે તો વે ક્યા સજા કરેંગે કુછ મુકરર નહી. આપકે જાન્કો હલાકાન્ કરનેકે લિયે આપકે પાસ દુશ્મન્ બહુતહૈ. તોભી આપકે બચાવકે લિયે મેરે ખ્યાલમેં જો કુછ તદબિર હૈ વે મૈં કરૂંગી. સુલતાન **મહંમદ અકબર** કરકે મેરા એક છોટા ભાઈ હૈ. વહ મુઝકો મદત્ દેગા. ઐસી મેરી ખાત્રી હૈ. કોઈ વક્ત્ ઐસા ભી આપડેગાતો ઉસ્કો મૈં આપકી મદદ્કે લિયે ભેજ દુંગી. ઇસ્કે સિવાય દૂસરે લોગોકીભી આપકે ઉપ્પર પૈરવી રખૂંગી. આપ અપને યહાં બહૂત હોષયારી ઔર હીફાજતસે રહિયે.

એટલી વાતચીત થયા પછી જતી વખતે તેને ફરીથી આલિંગન દઇને હાથમાં નાંગી તલવારે **જોત્યાજી** સાથે **સંભાજીરાવ** ત્યાંથી બહાર નિકળ્યો. **ગઢની** પાછલી બાજુએ એક મ્હોટું ગોબારૂં પડેલું હતું, ત્યાં થઇને **જોત્યાજીએ** એક આડકેટો માર્ગ શોધી કાઢયો. ત્યાં **જોત્યાજી** આગળ, અને **સંભાજીરાવ** પાછળ, એવી રીતે બન્ને જણ ગઢ ઉતરવા લાગ્યા. કેટલેક ઠેકાણે બકરાં પણ ઉભાં રહી શકે નહિ, એવી ખાડા ટેકરાવાળી ઉચી નીચી અને સાંકડી વાટ હતી. ત્યાંથી નીચે ઉતરતાં પગ સરવાથી બબ્બે ચચ્ચાર હાથ સુધી ઘસડાતા જતા જાય. એવી રીતે પડતા આખડતા અને અથડાતા કુટાતા જેમ તેમ કરીને નીચે એક મ્હોટો વહેળો વહેતો હતો તે ઉતરીને સામે પાર સુધી જઈ પહોંચ્યા. ત્યારે તેમના જીવ જરા હેઠે ...

આણી તરફ મોંગલના લશ્કરનો સરદાર ગઢ ઉપર આવી પહોંચતાંજ મહેલમાં પેસીને પ્રથમ તો તેણે **શાહજાદીને** કેદ કરી. **સંભાજીરાવનો** તપાસ કરતાં તેનો કાંઈ પત્તો લાગ્યો નહિ. પછી **શાહજાદીને** મેનામાં બેસાડી પોતાની સાથે લશ્કરી પેરામાં રાખીને તે દરમજલ મુકામ કરતો કરતો **ઔરંગજેબની** સ્વારીમાં જઇને દાખલ થયો. **રોષનાર** ઉપર બાદશાહનો પ્રથમ ઘણો પ્યાર હતો. તેને કોઈ નામાંકિત કુલવાન સરદારને દેવાનો તેનો વિચાર હતો. પણ તે **સંભાજીરાવની** કેદમાં હતી તે વખતે તેનો અને આનો પાટો ગોઠી ગયો છે. એવી ખબર તેને મળી હતી. ત્યારથી તેના ઉપર તેનો કભાવ થઈ ગયો. તેની આ વર્તણુંકથી તેને સંતાપ થયો. તેની મુલાકાત લેવાને પણ તેણે ના કહી. બાપનો આવો ગુસ્સો થયો તેથી તેને બાપનું ઘર એકાંતમાં રહેવાના કેદખાના કરતાં પણ વધારે ભયંકર લાગવા માંડયું. તેના ખાનપાન અને વસ્ત્રાભુષણમાં કાંઈ પણ કમીના થઇ નહોતી, પણ બાપની કફા મર્જી અને **સંભાજીરાવની** મમતાને તેની મીઠી મીઠી વાતો મનમાં આવીને તેને પોતાના બાપના ઘરની મ્હોટાઈ અને સુખ, **પનાળગઢની** સ્વાતંત્ર્યતાના સુખ આગળ તુચ્છ લાગવા માંડયું. ખુદ **ઔરંગજેબનીજ** મરજી તેના ઉપર કફા હોવાથી બીકને માર્યે તેનું કોઈ શાન્તવન કરતું નહોતું, કે તેના સમાચાર **સંભાજીરાવ** આગળ કોઈ લઈ જતું લાવતું નહોતું, દૂર એક જૂદા તંબુમાં તેને કેદમાં પૂરી રાખવા જેવું કર્યું હતું.



## પ્રકરણ ૧૧ મું.

### "किं मर्दितोऽपि कस्तूर्यां लशुनो याति सौरभम्"

**અર્થ:**—કસ્તૂરિ મર્દન કરવાથી શું લસણની વાસના આવે છે ?"



હવે પાછલા ભાગમાં કહ્યા પ્રમાણે **સંભાજીરાવ** તથા તેનો વિશ્વાસુ અને ઇમાની હજુરમાં ને હજુરમાં રહેનારો **જોત્યાજીરાવ** વહેળા કાંઠે જઈ પહોંચ્યા પછી તેમની ત્યાં શી ગતી થઈ, તે સાંભળો.

પાછળ આઠમા ભાગમાં અમે કહેલુંજ છે કે, **સંભાજીરાવે** પોતાની ઓરમાન મા **સોઈરાબાઇનો** ઘણીજ ક્રુરતાથી વધ કર્યો હતો તે **શિરકેના** કૂળની કન્યા હતી. માટે તે કૂળમાંના જેટલા લોકો હાથમાં આવ્યા તેટલાની તેણે પોતાના મનુષ્ય મેધ વખતે કતલ ઉડાવી હતી. તેથી કોંકણમાં **શિરકેનું** કૂળ **સંભાજીરાવ**નાથી ત્રાહિ ત્રાહિ પોકારી ગયું હતું, તોપણ તેના માટે તેમના મનમાં વૈરભાવનાનું બીજારોપણ ચોકસ થઇ ગયું હતું. તેને લીધે તેને પાયમાલ કરી નાંખવાને તે કૂળમાંના બાકી રહેલા મનુષ્યોનો ધમધોકાર ઉદ્યોગ ચાલી રહ્યો હતો. **સંભાજીરાવને** પદભ્રષ્ટ કરીને તેની ગાદી ઉપર **રાજારામને** બેસાડવા માટે **શિરકેનાં** કારસ્તાન અંદર ખાનેથી ચાલુંજ હતાં. તે મસલતમાં **સંભાજીરાવ**ના ગૃહશત્રૂઓ તમાંમ સામેલ હતા, આણી પાસથી **એસાજી** અને **તુળશીબાઇ**ની પણ અંદરખાનેથી મદદ મળી. શિરકેની એક ટોળી કોંકણમાંથી નિકળીને **પનાળગઢની** આસપાસ **સંભાજીરાવ**ની પાછળપાછળ ભટકતી હતી. તેમને **એસાજી**એ ખબર આપી કે, **સંભાજીરાવ** મોંગલોથી ન પકડાતાં ગઢ ઉતરી પડ્યો. તેને હવે પકડવાની તાકીદ કરવી જોઇએ. તે ઉપરથી **શિરકેના** સ્વારો ડુંગરની આસપાસ તેની શોધમાં ને શોધમાં ફરતા હતાં. એટલામાં તેમની અને **સંભાજીરાવ**ની વહેળાને કાંઠે અકસ્માત મુલાકાત થઇ ગઈ. ખાવા પિવાની સોઇ કરવા માટે હું જઇને પાછો આવું ત્યાં સુધી આપ આ વહેળાને કાંઠેજ બેસજો, એવું રાજાને કહીને **જોત્યાજી** પાસેના એક ગામડામાં ગયો હતો. તેથી **સંભાજીરાવ**

ત્યાં તદ્દન એકલો હતો. **શિરકેના** લોકોએ રાજાને કેદ કરીને તરતજ **રાયગઢ** ઉપર લીધો. તે કિલ્લો ચારે બાજુથી મુસ્તકીમ મજબૂત હતો. ત્યાં એક મહેલની મજબૂત ઓરડીમાં તેને હાથે પગે બેડીઓ ઠોકીને બોશી ઘાલ્યો અને તેના ઉપર તેમણે પોતાનો સખ્ત પેરો બેસાડ્યો. આ જગતમાં કોની કિયે વખતે કેવી સ્થિતિ થશે, તેનો કાંઈ ભરોંસો નથી! જન્મ કોના પેટથી! વૈભવ કેટલો! અને હાથમાં કેટલી બધી સત્તા! પરંતુ વિનાશકાળનો પડદો પડવાથી તેમાંની એક પણ વાત તેના ઉપયોગમાં આવી નહિ! ત્યારે **'कालस्य कुटिला गतिः'** એવું એક પ્રસિદ્ધ કવિએ કહ્યું છે, તે ખરૂં છે તે ઓરડીમાં તેને પાથરવા માટે એક જાડી સેતરંજી, ઓઢવા માટે ખાદીની લઠ જેવી ચાદર, ખાવા માટે એક થાળી, અને પાણી પિવા માટે એક લોટો, એટલોજ સામન રાખ્યો હતો. જેને પાથરવાને મશરૂની કે મખમલની મણ મણ બબ્બે મણ રૂની તળાઇઓ, માથાં નીચે મૂકવાના ઉશીકાં અને ગાલ નીચે રાખવાના ગાલમશુરિયાં તે પણ ઉમદા મશરૂનાં કે મખમલી કપડાનાં, તેના ઉપર સફેદ બરફના જેવી ચાદરો, ગલેફો, તે બધું ચાંદીના છત્ર પલંગ ઉપર અને વળી તેના ઉપર નકસીદાર કપડાંની મચ્છરદાનીઓ ઝુકી રહેલી. ઓઢવા માટે કાસ્મીરી ઉમદા શાલ દુશાલા પલંગમાં રોળાતા, ભોજનને અને જળપાનાદિને માટે સોના રૂપાના છટાદાર પાત્રો, અને મોજ શોખના બધાં શ્રીમંતી રાચ રચીલાં ઠેમે ચઢતાં હતાં, તે જતાં રહીને તેને બદલે છેક પૂરતો મેલો અને જુનો પુરાનો કેદીઓને વાપરવાનો સામાન ભોગવવાનો ભાગ આવ્યો, એ કેટલા બધા દુઃખની વાત છે, અનેક તરેહના ભોજ્ય પદાર્થોનો ભોગ કરવો એજ દુઃખનું મૂળછે.

આવી રીતે **સંભાજીરાવે** પંદર દિવસ કારાગૃહમાં નિર્ગમન કર્યાં. બાદ સોળમે દિવસે મધ્ય રાત્રિના સુમારમાં તે સેત્રંજી ઉપર ઉઘાડો પડ્યો પડ્યો પાસાં ઘસ્તો પોતાની સ્થિતિનો વિચાર કરતો હતો. એટલામાં બ્હાર કોઈ બોલતું હોય એવો અવાજ તેના કાને પડ્યો. તેથી તે તરતજ ઉઠીને બેઠો થયો, અને બારણાને કાન દઇને સાંભળવા લાગ્યો તો તેને કોઈ અજાણ્યું માણુસ પેરેગીર સાથે વાતચીત કરતુ હોય, એમ સમજાયું તે વખતે બહાર સર્વત્ર શાન્તિ પ્રસરી રહેલી હતી. માત્ર વાયરાથી ઝાડનાં પાંદડાં હાલતાં હતાં તેનો અવાજ સંભળાતો હતો, ચંદ્રોદય થવાને જરા વાર હતી, તોપણ બીજા નક્ષત્રોનો સ્હેજ સ્હાજ ઉજેશ મારતો હતો,

એવું તેને બારણાની ફાટમાંથી જણાયું. તે બારણા આગળ ઉભો રહી કાન દઈ સાંભળવા લાગ્યો તો તેને અને પેરેગીર વચ્ચેનો નીચે લખેલો સંવાદ થતો તેના સાંભળવામાં આવ્યો.

**પેરાવાળો**—તું કોણ છે, આટલી મોડી રાત્રે અહિ શા માટે આવ્યો છે અને પૂછયા ગાછયા સિવાય તું ક્યાં જાય છે ?

**અજાણ્યો માણસ**—મૈં પૈગંબરકા તાબેદાર હું. અંદર યેક કૈદી હૈ, ઉસ્સે મુઝે કુછ કામ હૈ. તમ્ હમ્સે સુલૂક રખ્કે મુલાકાત્ કરવાઓગે તો બેહેત્તર હૈ. નહી તો તુમારા અછા ન હોગા.

**પે. વા.**—તુમારા નામ ક્યા હૈ, યહ પહિલે મુઝે કહો !

**અ. મા.**—તમ્ જિસ્કા નામ પુછતે હો વહ ફકીર ઈસ્ જંગલમે ૫૦ બરસ બસ્તા હૈ. ઔર વહા બારેમાસ નમાજ રોજા કરકે તમામ વક્ત્ ખુદાકી બંદગી કિયા કરતા હૈ, ઈસ્કી વકફીયત તુમકોભી હોગી.

**પે. વા.**—હાં ! ઐસા એક ફકીર કિલ્લેકે નજદીક રેહતા હૈ. ઐસા મૈને લોગોંકી જબાની સુના હૈ સહી. આછા સાઈ સાહબ, તુમ્ એકેલે અંદર જો કૈદીહૈ ઉસ્કી મુલાકાત્ કરોગે તો મૈ કરવાઉંગા. તુમારે સાથ કોઈ દુસરા શખ્સ હોગા તો ઉસકો મૈં અંદર જાને નદૂંગા. કિલ્લેકે અંદર કોઈ શખ્સ આવે તો ઉસ્કી તલાપી લિયે બગેર અંદર જાને નદેના ઐસા હમકો સખ્ત્ હુકૂમ હૈ, ઈસ્ લિયે તુમારી તલાશી લિયે બગૈર તુમકો ઉપ્પર ચઢને દૂંગા નહી.

**અ. મા.**—બસ્, તલાશી સિરિફ્ લેના હૂ. હા, તલાશી ઉસ્કો લો. કૌન્ નહી કહતા હૈ. મેરા કહેના ઈતનાહી હૈકિ, ઉસ્ અંદરવાલે કૈદીકી મેરે સાથ એક વક્ત્ મુલાકાત્ કરવાવ. ઉસ્કી મુલાકાત્ કરનેકા મુઝકો પૈગંબરકા હુકૂમ હૈ. ઉન્હોને મુઝકો ઈધર ભેજાહૈ. તુમ્ અગર ઉનૂકી મર્જીકે બર ખિલાફ કરોગે તો અલ્લા તાલાકી તુમારે ઉપ્પર ખપ્પગી હોગી. ઉસ્કો ખૂબ અચ્છી તરહસે સોચો.

આ બન્નેનો બહાર થતો સંવાદ સાંભળીને **સંભાજીરાવને** ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. કાંઈ પણ વધારે વિચાર કર્યા વગર તેને તરતજ લાગ્યું કે, આ કેદખાનામાંથી મ્હને છોડાવવાને જરૂર આ ફકીરને કોઈએ સુદામ મોકલેલો છે. ફકીરનું નામ તે પ્રાંતમાં ઘણી મુદ્દતથી બાળકથી તે વૃદ્ધ સુધી પ્રસિદ્ધ હતું. તેથી સિપાઈએ તેને રાજાની મુલાકાત કરાવાને કબુલ

કર્યું. ફકીર મ્હોટો ઓલિયો સાધુ છે અને તે કિલ્લાની બેખડોમાં કે બીજે કાંઈ એક બખોલ છે ત્યાં ઘણા વર્ષોથી રહેછે, એવું તેણે સાંભળ્યું હતું. લોકોમાં તેનો કરપ પણ ઘણો હતો. તેનો કોઇના ઉપર કોપ થાય તો તેનું સત્યાનાશ થઈ જાય છે, એવું તેણે સાંભળ્યું હતું, માટે તેને ગમે તો ભોળેભાવે કહો કે, ભક્તિભાવે કહો, પણ ફકીરના બોલવાને તે ઘણુંજ માન આપવા લાગ્યો.

પેરાવાળાએ બંધીખાનાનું તાળું ઉઘાડીને તે ફકીરને રાજા પાસે જવા દીધો. ફકીરના શરીર ઉપર કફની સિવાય બીજું કાંઈ લુગડું લત્તું હતું નહિ. તેથી સિપાઇને તેની વિશેષ ઝડતી લેવી પડી નહિ. વયપરત્વે તેના શરીર ઉપર ચામડીની કરચલીઓ પડી ગઇ હતી, તોપણ તેની આંખો પાણીદાર હતી, તેની દાઢી મુછ પાકીને સફેત થઈ ગઈ હતી. તેના શરીરનો બાંધો એકવડીઓ પણ ઉંચો હતો. તેના હાથ પગ લાંબા સોટા જેવા હતા. શરીરમાં માંસ ન હોવાથી તે માત્ર હાડકાનું પાંજરૂંજ હતું. **સંભાજીરાવ** આગળ તે ફકીર જઇને ઉભો રહ્યો તે વખતે તેણે તેની આવી આકૃત્તિ જોઈ.

પ્રથમ અંદર પેસ્તાંજ તે ઓળખીતો છે કે, નહિ, એ જોવાને માટે **સંભાજીરાવ** તેના ભણી નિરખીને જોવા લાગ્યો. પણ તેણે મ્હોઢામાંથી એક શબ્દ પણ કાઢયો નહિ. તેમ ફકીર પણ થોડીકવાર તેના ભણી મુગે મ્હોઢે જોઈ રહ્યો. પછી તેણે પોતાના ગળાને એકદમ આંચકો માર્યા જેવું કર્યું, અને મ્હોઢું ફાડી, ખુંખારીને તેણે પોતાના મ્હોંઢામાંથી રાજા આગળ એક અમૂલ્ય હિરાની વિંટી નાંખી, વિંટીમાં બેસાડેલો હિરો ઘણોજ પાણીદાર હોવાથી અંધારામાં પણ ઝળકી ઉઠે એવો હતો, તો પછી દીવા આગળ તે ઝગઝગાટ કરી રહે એમાં નવાઈ શી ? ફરી ડોકાવતી ઈસારો કરીને ફકીર તરતજ પાછો ફર્યો. સિપાઈ પાછળજ ઉભો હતો. તેણે વિંટી હાથમાં લઇને રાજાને પૂછ્યું કે, આ વિંટી ફકીર નાંખીને ગયો, તેમાં કાંઈ છૂપો ભેદ છે, તે મ્હારે સમજવો જોઇએ,

**સંભાજીરાવ**—સાધુ, સંત, મહંત અને ફકીરના કામના ભેદ સમજવા ઘણા કઠણ છે. આ કામમાં હું અને તું બન્ને જણુ સરખાજ છિયે, તને એમાંનો કાંઈ ભેદ સમજાયો હોત તો કહે.

**સિપાઈ**—જે હેતુ માટે આ ફકીરે આવે વખતે અહિં આવીને

તમારી મુલાકાત લીધી અને મ્હોઢામાંથી તમારા આગળ વિંટી નાંખી તેમાં કાંઈ ઉંડો મર્માર્થ રહેલો છે, અને તે તમને માલૂમ પણ હોવો જોઇએ. તમે સારી રીતે કહેશો તો ઠીકજ છે, નહિ તો તમારા ભુંડા હાલ છે. આમાંથી તમે સક્ત કેદીની વહોરત તમારે હાથેજ વહોરી લઇ તમે પોતે તમારા બુરા હાલ કરી લેશો.

**સંભાજીરાવ**—હું તને ખરેખરૂં કહું છું કે, આના હારદની મને કાંઈ પણ ખબર નથી. મ્હારા કરતાં તનેજ તેની વિશેષ માહિતી હોવી જોઇએ. અને એટલા માટેજ તેં તેને અંદર આણેલો હોવો જોઇએ, એ મહામૂર્તિના મેં અહિ પ્રથમજ દર્શન કર્યાં છે. તે તારી ઓળખાણનો હોવા છતાં તેના હેતુની તને ખબર ના પડી તો મને શી રીતે ખબર પડે?

**સિપાઈ**—મહારાજ, તમે ભાઇની પાઘડી બાઇને માથે પહેરાવાનો ઘાટ કરો છો, પણ મ્હારી ખાત્રી થતી નથી, તમારો અને તેનો કાંઈ પણ સંકેત થયા વગર તે આવે ઠેકાણે તમને મળવા આવે નહિ, એ પણ નક્કી છે.

**સંભાજીરાવ**—તેના આવવાનો કાંઈ પણ ઉદ્દેશ હશે ખરો, પણ પણ તેની મ્હને કાંઈ ખબર નથી. તેનું હું શું કરૂં?

**સિપાઈ**—આ ઓલિયા ફકિર વિષે ઘણા દિવસથી હું સાંભળું છું કે, તે બડો પક્કો માણસ છે, આગળથી બરાબર વિચાર કર્યા વગર તે આવા જોખમના કામમાં પડે તેવો નથી.

**સંભાજીરાવ**—તે આવા કઠિન કામમાં કેમ અને કોની હિમાયતીથી પડયો હશે, તેની તેને ખબર. બીજાને શી ખબર પડે?

**સિપાઈ**—ઠીક ત્યારે, આ મુલાકાતમાં અને વિંટી નાંખી જવામાં શો અર્થ રહ્યો, તે તો તમે કહેવાનાજ નહિ કે?

**સંભાજીરાવ**—એક વખતે મેં ખરૂં હતું તે કહી દીધું કે, હું કાંઇ જાણતો નથી.

**સિપાઈ**—આપ ગમે તે કહો. પણ તેની વિંટીનો અર્થ સમજે નહીં એવા માણસ પાસે ઓલિયો, આટલી રાત્રે આવીને વિંટી નાંખી જાય, એવો એ કાંઈ ઓલિયો નથી.

**સંભાજીરાવ**—ફકીર થયો, પણ તે કાંઈ પરમેશ્વર નથી, તેને પણ તારા જેવી બે આંખો, બે કાન, બે હાથ, અને બે પગ છે. હું ભ્રમણામાં પડયો છું, તેવી તેણે પણ ભૂલ કરી હોય.

**સિપાઈ**—ઠીક છે, હું સમજ્યો. હવે તરતજ તમારે અહિંથી બીજી ઓરડીમાં જવું પડશે, માટે તૈયાર થાઓ.

એટલું કહીને **સિપાઇ** બહાર ગયો, અને હતું તેમને તેમ બારણું તાળું ઠોકીને પેરા ઉપર જઇને ખડો રહ્યો. આણી પાસ **સંભાજીરાવ** પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે, 'આ ઓલિયો અકસ્માત્ અહિં આવીને વિંટી નાંખી ગયો, તેવું શું કારણ હશે ? એ ફકીરની લોકોમાં માનપ્રતિષ્ઠા ભારે છે. સાક્ષાત પરમેશ્વર એને દર્શન દે છે, એવું લોકોમાં કહેવાય છે. માટેજ તે, લોકોમાં એટલો બધો પૂજ્ય છે. આજ કારણથી કિલ્લા ઉપરના **સિપાઇએ** પણ તેને વગર આનાકાનીએ મ્હારી પાસે આવવા દીધો. પણ આ વિંટીનો શો ભેદ હશે ? વીંટી પોતાની નેશાની માટે મ્હારા ઉપર ફકીરની મારફતે કોઇએ મોકલેલી હોવી જોઇએ, એ ખુલ્લું છે. તે વિંટી **સિપાઈએ** મ્હને દૂરથી દેખાડી. તે જો તેણે મ્હારા હાથમાં આપી હોતતો કદાચ્ તેને સારી પેઠે ઓળખી કાઢત. જો કે તે મ્હારી નજરે સહેજ પડી છે, તોપણ તે ઉપરથી તે પ્રથમ કોઇના હાથમાં મેં જોઈ છે. એવું મ્હને યાદ આવે છે. તે કિયે ઠેકાણે, કઈ વખતે અને કોની આંગળીમાં જોએલી, તે વાત સ્મરણમાં આવતી નથી. પરન્તુ પહેલાં બે ત્રણ વખત મ્હારા જોવામાં આવેલી છે. આ વિંટી ઉપરથી મ્હારૂં ભલું કરવાને કોઇપણ મ્હારો હિતચિંતક ગુપ્ત રીતે યત્ન કરે છે, એવું લાગે છે. વિંટી લઇને આવનાર માણસ એવો કોઈ રખડતો રઝળતો હોતતો તેમાં કાંઈ અર્થ નહોતો. પણ તે આવા ઓલિયા ફકિર સાથે મોકલવાનો હેતુ એજ હશે કે, મ્હારો તેના ઉપર વિશ્વાસ બેસે. એવો મ્હોટો માણસ કોઇ નઠારા કામમાં તો પડેજ નહિ. અલબત, મ્હારો અહિંથી છૂટકારો કરવા માટે કોઇપણ હરિનો લાલ અંદરખાનેથી યત્ન કરે છે. પણ એ છૂટકારો શી રીતે થશે ? હું શી રીતે બહાર નિકળું એ બનેજ કેમ ? કિલ્લામાંથી છાનામાના બહાર નિકળવાને હજારો વિઘ્નો છે. તે શી રીતે ટળે ? ત્યારે તો આ મ્હારા બધા મનોરથ નિષ્ફળજ છે.' એવો મનમાં વિચાર કરીને તે જરા સિથિલ થઈ ગયો. તેને હું છુટીશ એવી આશા જણાતી હતી, તેનો તદ્દન નાશ થયો. પછી થોડીક વારે ફરીને તેનાથી ઉલટો વિચાર આવીને તેના આગળ ખડો થયો. તેને લાગ્યું કે, જેણે અહિં સુધી આવીને વિંટી નાંખી જવાનું આટલી બધી ધીરજનું

કામ કર્યું છે, તેણેજ મ્હને કેદમાંથી મુક્ત કરવાનો ઉપાય કર્યોજ હશે. તેના મનમાં મ્હારા ભલાની વાસના ન હોતતો મ્હને એટલું પણ આશ્વાસન શું કરવા આપત. તો પછી એ કામ એમને એમ અધુરૂં મૂકીને તે નિરાંતે બેસનાર નથી. એવો ભરોંસો રાખીને આગળ શું શું થાય છે, તે જોવાનો તેણે નિશ્ચય કર્યો.

બીજે દિવસે બહારના પેરા ઉપરના હવાલદારે **સંભાજીરાવને** તે ઓરડીમાંથી કાઢીને બીજી ઘણીજ જાપતાવાળી ઓરડીમાં ખોશી ઘાલ્યો. તે ઓરડી વાવના જેવી ઉંડી હતી. તેમાં હવા અને અજવાળું જોઇએ તેટલું નહોતું. એવી અંધારી કોટડીમાં તેણે મહા મહા કષ્ટે આઠ દિવસ કાઢયા—પણ તે આઠ દિવસ તેને આઠ ભવ જેવા થઇ પડયા—તે ઓરડીની પશ્ચિમ બાજુએ એક મ્હોટી સુરંગ ખોદેલી હતી. તેના મ્હોંઢા ઉપર એક લાંબો પથરો અંદરની બાજુથી ઉભો ઢાંકેલો હતો. નવમે દિવસે મધરાત્રે કાળિચૌદશની રાત્રિજેવા કાળા અને પડછંગ હથિયાર બંધ ત્રણ માણસો એક પછી એક સુરંગનો પથરો ધકેલી નાંખીને અંદર આવ્યા. તેમાંના એક જણે રાજાને ઘણેજ ધીમેથી કહ્યું, 'મહારાજ, આપને બીવાનું કાંઇ કારણ નથી. અમે આપને અહિંથી બ્હાર કાઢી લઇ જવાને માટે આવ્યા છિયે અમે જે રસ્તેથી અહિં આવ્યા તેજ રસ્તેથી આપને અહિંથી લઇ જવાના છિયે,' એવું કહીને તેમણે તેને કેદખાનામાંથી સુરંગને રસ્તે લીધો. સૂર્યોદયના સુમારમાં તેઓ બધા સુરંગમાંથી બહાર નિકળ્યા. બહાર આવી પહોંચતાંજ એક ઘાડું જંગલ તેમની નજરે પડયું. તેમાં થઇને જતાં રસ્તામાં એક ઠેકાણે એક મ્હોટું વાનરનું ટોળું મળ્યું, તેમણે માણસની પગરવટ સાંભળતાંજ ભારે કલકલાટ કરી મૂક્યો. હજારો ન્હાના મ્હોટા વાંદરા આ ઝાડથી પેલા, ને પેલાથી ઓલ્યા ઝાડ ઉપર ઠેકડાઓ મારવા મંડી પડયાં. તેમણે પોતાની હુકાહુકથી આસપાસનો પ્રદેશ ગજાવી મૂક્યો. આ ગડબડથી કિલ્લા ઉપરના પેરેગીરો ચેતી જઈ આણીગમ કદાચ્ આપણને પકડવા આવે એ બીકને માર્યે જરા પણ વિસામો ખાધા વગર દર મજલ નાકની દાંડી સામે ચાલતાજ થયા. એવી રીતે બે ચાર ગાઉ ગયા પછી એક ઝાડ નીચે એક ઓલીયો ફકીર હાથમાં સ્ફાટીકના મણકાની માળા લઇને ફેરવતો બેઠો હતો તેને જોઇને રાજાને ઘણો આનંદ થયો. પછી તે ફકીરે રાજાને કહ્યું:—

ફકીર—રાજાસાહેબ, ખુદાતાલીકી આપકે ઉપ્પર બડી મેહરબાની હૈ. આપકે દુશ્મનોકો મારહ કરકે આપકો ફીર તક્તનશીન કરેગા. અબ્ મેરે મકાન્ પર ચલીયે. વહા આપકો તમામ હકિક્ત કહૂંગા.

એટલું કહીને ડાબે હાથે પોતાની દાઢી પસવારતો પસવારતો, અને જમણે હાથે સ્ફટીકની માળાના મણુકા ગગડાવતો ફકીર આગળ ચાલ્યો. તેની પાછળ **સંભાજીરાવ** અને **સંભાજીરાવ**ની પાછળ ત્રણ ચોકિયાટો ચાલ્યાં. કેટલેક દૂર ગયા પછી એક મ્હોટા ઝાડ નીચે એક ભોંયરૂં હતું, ત્યાં તે જઇ પહોંચ્યા. તે જમીનથી આશરે ચાર હાથ ઉંડું હતું. તેમાં ઉતરવા માટે એક વાંસની સિડી મૂકી હતી. તે સિડીએ થઇને તેઓ નીચે ઉતર્યા. આગળ એક ગુહા નજરે પડી. તે સંચોરસ આશરે ચાર હાથ લાંબી પહોળી હતી તેમાં તેઓ પાંચે જણ ગયા. પછી ફકીરે બોલવાનો આરંભ કર્યો.

ફકીર—આઇયે, **સંભાજીરાજા** સાહબ યહાં બૈઠીયેં. ત્યાં આપ અપનેકો કૈદી ન સમઝો. આપ ખુલ્લા હુયે હો. મેરી અંગુઠીકી નિશાની પરસે માલુમ પડા હોગાકિ, આપકો ખુલ્લા કરનેકી તદબીર કિસીને ચલાઇ હૈ. ઉસ્ મુજિબ ખુદાને મેરે હાતસે આપકો ખુલ્લા કરવાયા હૈ. ઇસ્ વખ્ત **ઔરંગજેબ** બહૂત તખલીફસેં હૈ. **શાહજાદી રોષનારકા અહંમદઅકબર** નામે છોટાભાઈ હૈ. ઉસને ઉસ્કી તરફદારી કરકે અપને વાલિદકા સામના કિયા હૈ. આપકે ઉપ્પર જો જો મુષકિલાત આવે ઉસ્કી મુષ્કિલ કુશાઈ કરકે આપકા બચાવ કરનેકે લિયે ઉસકે કહેનેપર વહ જિમ્મેદાર હુવા હૈ. આપકે દુશ્મનોકો માકુલ સજા દેકર આપકો ફિર્ ગદીનશીન કરનેકે લિયે જુદી ફૌજ લેકે વાલીદસે અલગ હુવા હૈ. વહ જલદી ઇસ્ તરફ આકર આપકો તક્તનશીન કરેગા.

**સંભાજીરાવ**—અલ્લાકે ફજલસે મૈં દુસરે કિસી દુષ્મન્ કે ગલબ મૈં ન આસકૂ તો બહેત્તર હૈ. અગર **અકબરશાહ** ફૌજ લેકર મેરી મદતકો આયા તોભી બાદશાહી ફૌજ બહૂત હોનેસે સબબ્સે ઉસ્સે કૈસા મુકાબિલા કિયા જાવેગા, ઉસ્બાતકા મુઝકો શક્ હૈ.

ફકીર—ઐરાજા, બાદશાહાકે સરદારોમેં બેદિલી પૈદા હુવી હૈ. ઉસ્સે ચંદ સરદારોસે નામુવાફિકત્ હુવી હૈ. ઉન્સેંસે કુછ લોગ **અકબરશાહ**કો શામીલ હુવે હૈ. રજપૂત સરદાર ઔર શિવાહિયોંકી જમીયત **અકબરશાહ**કે તરફ જાદા હુઈ હૈ. ઉન્હો ને ઐસા ઇરાદા કિયા હૈકિ, બાદશાહકો

તખ્તસે માજૂલ કરકે **અકબરશાહકો** તક્તનશીન કરના. પહિલે વહ ઇધિર આકર આપકો તક્તનશીન કરેગા. બાદ તુમ દોનામેં અપની અપની ફોજ લેકર બાદશાહપર હુમલા કરના. બાદ ઉસ્કો કેદ કરકે **અકબર શાહને** બજાય ઉસ્કે તક્તનશીન હોના. અબ્ **અકબરશાહ** રજપૂત લાગોંકો હમરાહ લેકર ફોરન તુમ્સે આકર મિલેગા.

**સંભાજીરાવ**—સાઇસાહબ, આપકા મકાન્ તો હમેષા સહરામેં હૈ. તો ફિર યે બાદશાહી બાતોસે આપ કૈસે વાકીફ હુવે. ઇસ્કા મુઝે તાજૂબ માલુમ હોતા હૈ.

**ફકીર**—( ગંભીર ચ્હેરાથી ) અયરાજા, મેરા મકાન્ જોકે ઐસે સહરામેં હૈ તોભી, બહુત લોગ ઇસ્સે વાકીફ હૈ. યહાંપર અમીર ઔર ગરીબકા યેક રૂતબા હૈ. આપકે ઐસરાજા, અમીર ઉમરાવ કભી કભી ઇસ્ મકાનકા તલાશ કરતે હુવે આતે હૈ. ન ઘર, હૈ, ઔર ઓઢને, ઔર બિછાને કપડાભી નહિ હૈ તોભી. ચારો તરફ્સે મુત્સદી ઔર ગરીબ ઇસ્ મકાન્મેં સલાહમશ્વરત્ લેનેકે લિયે યહાંપર છિપ્કે આતે હૈ. મે અગર ફકીરહૂં તોભી મખ્લૂકમૈ મેરા રોઆબ્ ગાલેબ હૈ. મેરે વાસ્તે આપકે દિલ્મેં જોકુછ શક્ હોગા ઉસ્કી સફાઇ કરલો. કયોંકિ, આપકે દુસ્મનો કે હાતસે આપકો છુડાકર આપકા બચાવ કરૂંગા ઐસા **શાહજાદી રોષનારસે** મેને કૌલ વ એકરાર કિયા હૈ. ઉસ્મે અબ્ ફરક્ ન હોગા. મૈ આપકા દોસ્ત સાદિક હૂં. યહ બાતકુ બાર ફીર કહતા હૂં. તિસ પરભી આપકે દિલ્કા શક્ દૂર ન હોગા, ઔર આપ મુઝસે બરખિલાફ રહોંગે તો આપકા અંજામ અછા ન હો. મેરે દોસ્તીસે જિતના આપકો ફાયદા હોગા વૈસાહી દુસ્મનીસે આપકો નુકશાન પોંહચેગા. મેરા ગુસ્સા બહુત સખ્ત્ હૈ. મૈં અગર આપકા દુષ્મન્ બનાતો આપ અગર સારી જહાન્કે બાદશાહા હોગે, ઔર આપકે હુકમત્મેં બેઇન્તાર ફોજ હોગી, તોભી મેરે ઇતાબકે આગે એક ઘડી ભરભી ઠેર નસકોગે. વહ ખૂબ ખ્યાલમેં રખીયે.

**સંભાજીરાવ**—સાઈ સાહબ, આપીને મુઝકો કૈદમેંસે છુડાયા. અબ મેરા રાજ્યકા અખત્યાર મુઝકો કહાંસે હૈ? ઇસ્સેબુરી હાલત મેરી કૌનસી હોગી? કિસી તરહસે મૈં ઇસ્ કૈદમેંસે છુટ જાઉં તોમૈને બહુત કુછ હાશીલ કિયા ઐસા મૈં સમજતા હું. આપકે ગુપ્ત્ ગૂસે ઔર જિસ વક્ત્ મૈને આપકો દેખા તબસે મેરી યહ તસ્લ્લી હો ચુકી હૈ કિ, આપકે ઇના-

યતસે ઔર સલામસલતસે મેરી યહ તખલીફ જલ્દ મિટ્ જાયૂગી. લેકિન્ મૈં આપકો યહ પૂછતા હુંકિ, **રાયગઢ** કિલેકી તરફસે ફૌજ આકર આપકો ન પકડે ઐસા કુછ ઇતિજામ અવ્વલ આપને કિયા હૈ યા નહી ?

**ફકીર**—રાજા, મૈં ઇસ્ પહાડમેં અંદા જન ૫૦ બર્સસે રહતા હૂં. ઇધિરકે સબ લોગ મેરી બહુત અદબ રખતે હૈ. ઇસૂ લિયે વે મેરે મકાન પર શેરન હમલા કરેંગે ઐસા જાન નહિ પડતા હૈ. જ્યાન બે હિસ્સે તો વેઇસ્ મુજરૂક ફકીરકી છેડખાની ન કરેંગે, અગર ય શાયદ બડે હિયાવરો યહાંતક પહુંચભી ગયે, તોભી આપકો પકડકર લેજાનેમેં વે કભી બર ન આવેંગે. ઉનકો શિકસ્ત દેનેકા ભીતરી બંદોબસ્ત મૈને કર રાકખા હૈ.

**સંભાજી**—સાઇજી, ઐસા મેરા બચાવ કરનેહારા કૌન્ આદમી આપકે પાસ હૈ. ઉસકા નામ અગર ય મુઝકો બતલાઇ યેગા તો મુઝપર આપકા બહુત એહેસાન હોગા.

**ફકીર**—રાજા, જિસને આપ બચાવકેલિયે બીડા ઉઠાયા હૈ, વહ ઘોડે પર સવાર હોકે ઔર હાતમેં હથિયાર લેકે જંગમેં કભી શરીક ન હુવા હૈ. લેકિન્ જબ કોઇ મુશ્કિલ વક્ત ગુજરતા હૈ, તબ એક છોટી બિલ્લીભી શેરકા કામ કર દિખલાતી હૈં. યહ તો આપકો માલુમહી હોગા-

એવું બન્નેનું બોલવું થાય છે, એટલામાં બહાર કેટલાએક લોકોનો ગલબો સાંભળવામાં આવ્યો. **રાયગઢ** ઉપરથી **સંભાજીરાવ**ની શોધ કાઢવા માટે એક ટોળી નિકળી હતી, ફકીરના મકાનની આસપાસ ઘાડું જંગલ હતું તેમાં થઇને જવા આવવાનો ધોરી માર્ગ નહોતો. તેમાં વળી ઓલિયાની ગુહાની આસપાસતો ઘણુંજ ઘાડું જંગલ હતું. તે ઠેકાણે આવવાને એક સાંકડી પગરવાટ હતી, તે ફક્ત તે ટોળીમાંના એકજ સિપાઇની જાણીતી હતી. તે બધાનો મ્હોરવઇઓ થઇને બીજા સિપાઇઓને ઠેઠ ફકીરની રહેવાની જગા ઉપર લઇ ગયો. આ ટોળીમાં થોડાંજ માણસ હતાં. પોતાને પકડવાને આ પકડનારા આવ્યા છે એવું જાણીને **સંભાજીરાવ** જરા દબાઇ ગયો. પણ તે વખતે ઓલિયાએ તેને ઘણીજ હિમ્મત આપીને કહ્યું કે,—

"રાજા, યહ પીછે હટનેકા વક્ત નહી હૈ. ઇસ બક્ત છાતીસે છાતી બિડાકર દુષ્મનકા સામના કરના ચાહિયે. અલ્લાકી મેહેર નજરસે આપકા કુછ્ભી નુકશાન ન હોગા. મૈને સુના હૈકિ, એક ટે બક્ત જંગી શેરોસેભી

આપને ટકર ખાઈ હૈ. જિસ રહમદિલ ખુદાને આપકો ઉન્ શેરોંકે હમલે મેસી છુડાયા હૈ તો ના તાકાતદાર અદમીયોંકે તખ્લીફસે આપકો છુડાનેમેં ઉસ્કો ક્યા મુષ્કિલ હૈ? ખ્યાલાતકે બહારકે જો ખુદાં કે કાર હૈં ઉન્પર જિસ્ રાજાકા યકીન્ નહી રહતા હૈ વહ રાજા રાજ્ય કે લાયક નહી હૈ. જિસ્કા ઉપર ભરોંસા રહતા હૈ, ઉસીપર વહ રહમ કરતા હૈ. ઔર ઉસકે મેહરબાનીકે સિવાય કિસી રાજાકો અપને રાજ્યકા ઇંતિજામ કરનેકી લ્યાકત ન હોગી."

આ પ્રમાણે બન્નેનો સંવાદ પૂરો થાય છે, એટલામાં તપાસ કાઢવા આવેલા સિપાઇઓએ ગુહાની આસપાસ ઘેરો ઘાલ્યો. તે ટોળીમાંનો જમાદાર હતો તેણે આગળ આવીને ફકીરને નમી સલામ કરીને કહ્યું:—

"સાઈંસાહબ, કિલેપરકે અમારે પેરેમેંસે એક કૈદી ભાગ ગયા હૈ. ઇસ્કા તલાસ કરતે હુયે હુમ્ લોગ યહાં આયે હૈ. ઈસી જગાહ વહ છિપકે બૈઠા હોગા. ઐસી ખબર હમને પાઇ હૈ."

આ વાત કાને પડતાંજ નિસરણી ઉપર આવીને જરા ક્રોધાવિષ્ટ ચ્હેરો કરીને ફકીરે કહ્યું:—

"તુમ લોગ અપને કૈદીકી તલાસ બે ફિકર કરો, લેકિન્ ઉસ્ તલાપૂકે લિયે કિસકે મકાનપર આયે હો ઇસ્કા અવ્વલ ખૂબ ખ્યાલ્ કરો. ઐસે કારસે તુમરો અંજામ્ અચ્છા ન હોગા, યહ શુરૂસે તુમકો મેંજનાતાહુ. તે સાંભળીને જમાદાર કહે છે:—

"સાઈંસાહબ, બસ્ કરો. હમારા અંજામ્ હમ્કો માલૂમ હૈ." એવું કહીને તે તરતજ ભોંયરામાંકુદી પડયો. આણી તરફ ઝાડના ડાળે એક ઢોલ બાંધ્યું હતું, તે ભણી તે ઓલિયો ગયો, અને 'અલ્લા હો અકબર' એવી બે ચાર વાર મ્હોડેથી બુમો પાડી ઢોલ ઉપર ડંકો ઠોક્યો. તેનો અવાજ આખા જંગલમાં પ્રસરી ગયો. જમાદાર નીચે ભોંયરામાં ગયો હતો. તેણે ત્યાં **સંભાજીરાવને** જોઇને લાગલોજ સીડીથી ઉપર ચઢી આવ્યો. તેણે પોતાના સોબતીઓને તે ખબર આપી અને તેણે ભોંયરાની આસપાસ બરાબર ચોકસાઇથી ઉભા રહેવાને ઇસારો કર્યો. તે શોધ કરવાને આવેલાં માણુસો દશથી જાસ્તી નહોતાં. તે બધા જણ ભોંયરાની આસપાસ ઘેરો ઘાલી ઉભા રહ્યા, એટલામાં આસપાસ જંગલમાં તીરકામઠાંવાળા લોક ઘાટી ઝાડીમાં છુપાઇ ભરાયા હતા, તેમણે ઢોલના ડંકાનો

અવાજ સાંભળતાંજ ભોંયરાને ઘેરો ઘાલનારાના ઉપર તીરનો વર્ષાદ વ-ર્ષાવી મૂક્યો. તેથી તેઓ ત્યાંને ત્યાંજ ઘાયલ થઇને પડયા. પછી કેટલીક વારે માવળા જાતના આશરે વીશ માણસો, હાથમાં તીરકામઠાં અને ત-લવારો લઇને, ચારે બાજુથી ભોંયરા પાસે આવ્યા, અને તેમણે પ્રથમ-તો ઘાયલ થઇને પડેલા સિપાઇઓના હાથમાંના તમામ હથિયારો લઇ લીધાં. આટલી બીના બની એટલામાં **સંભાજીરાવ** પણ ભોંયરામાંથી ઉપર આવ્યો. તેને **ફકીર** કહે છે:—

ક્યા **સંભાજીરાવ,** આપકે બચાવકી ફિકર બે પ્રાયદે આપકોથી એ-સી આપકી ખાત્રી હુઇ કિ નહી ! જિન્હોને આપકો કૈદમેંસે છુડાકે લે જાનેકા સલા કિયા ઉનકો પહિલેસે જાન પડાથા કિ, શાયદ આપકિ તલાષમે દૌડ હોગી. ઇસલિયે આપકે બચાવકી તરતૂદ અવ્વલ કર રખીથી અબ યે આપકે સાથી જિધર લે જાયંગે ઇધર બે ફિકર ચલે જાઇએ. આપકો વે એસે ઠિકાને લે જાયેંગે જહાં આપકે બાલકોભી ધક્કા ન લગેગા.

એ સાંભળીને **સંભાજીરાવ** કહે છે:—મહારાજ, મૈં આપકો યહાં છોડકર કૈસા ચલા જાઉં ? આપકા ઇસ્ જગહ રહના મુઝકો મુનાસિબ નહીમાલૂમ હોતા હૈ. ફોજકે લોગ એસા સમઝેંગે કિ, આપહી મુઝકો કિ-લ્લેમેંસે ભગાયકે લેગયે, યા આપીકે સલેસે યહકામ હુવા હોગા. અગર આપ યહાં અકેલે રહેંગે તો અદાવત્ કે સબબૂસે વે આપકો નુકસાન પહુંચાવેંગે.

**સંભાજીરાવ**નું આ કહેવું સાંભળીને ફકીર ખડખડ હસી પડીને બોલ્યો,

રાજા, વે બિચારે મેરા ક્યા કરેંગે ? બહુત હુઆતો મેરી જાન લેંગે, ઇતનાહી ના ? અઃ , ઉસ્મેં કુછ્ નહી. અબ યહ અસ્સી નબ્બે વ-ર્ષકા જઇફ ખપ્પડ બદન્ ઇસ્ દુનિયામે રહકર કિસ્ કામ આવેગા ? વે જેસા ચાહે વૈસા મેરા કરડાલે. ઉસ્કી ફિકર બિલકુલ મુઝકો નહી હૈ. આપકા ભલા ચાહને વાલાને મુઝકો જો કામ ન ફર્માયા સો કામ મૈને બજાયા. અબ્ યે લોગમેરે બદન્કા જો ચાહે સો કરડાલે. ઔરભી જબ્ તક્ મૈં જિંદા હું તબ્ તક્ મેરે હાથસે જિતની મદત્ હોને લાયક હૈ ઉતની કિયે વિના ન રહુંગા. યહ દિલમેં પક્કા સમઝીયે.

પછી **ઓલિયાનો** આશીર્વાદ લઇને **સંભાજીરાવ** ત્યાંથી નિકળ્યો. માવળા લોકો જંગલમાં પેઠા. તેમની પાછળ પાછળ તે પણ ચાલ્યો. માવળાઓનો તો ખાધેલો રસ્તો હતો, તેથી તેઓ ઘાટા જંગલમાં પણ સપાટાબંધ ચાલ્યા જતા હતા. તેમને કોઇ દહાડો શહેરનો વાયરો સરખો પણ લાગ્યો નહોતો. તે પૈકી કેટલાએકના પગમાં પગરખાં સરખાં પણ નહોતા. તે ખરેખરા પહાડી અને જંગલી લોક હતા. તેમનો રાક્ષસી બાંધો જોઇને રાજધાનીમાં રહેનારા સુકુમાર થઈ ગયેલા લોકને અચંબો લાગ્યા સિવાય રહેશે નહિ. માથે આઠ દશ હાથની ધોતાના જેવી પાઘડી, શરીર ઉપર એક કાળો કટકો, અને ગુહ્યેંદ્રિય ઢંકાય તેવડી લંગોટી. આટલો તેમનો પોષાક. દરેકના હાથમાં એકેક તીરકામઠું, અને કેડે બાંધેલી એક તલવાર. આ બે જીવ બચાવવાના તેમનાં હથિયાર. તીર મારવાના કામમાં તે ઘણાજ પટાઇત હોય છે. ઉડતા પક્ષીને તીરના પ્રહારથી નીચે પાડે છે. રસ્તે જતાં જતાં સસલાં, ડુક્કર, સાબર વિગેરે જનાવરોનો તેઓ સહેજમાં શિકાર કરે છે,

તેઓ આવી રીતે શિકાર કરતા કરતા બપોરથી તે સાંજસુધીમાં તેમણે પોતાની મજલ પૂરી કરી. રાજા કદિ પગે ચાલેલો નહિ તેથી તદ્દન થાકી ગયો હતો. એટલામાં સંધ્યા કાળના વખતમાં એક ટેકરી આવી. તે ચઢીને ઉપર ગયા ત્યાં એક ગામડું આવ્યું. ત્યાં પંદર વિશ ભિખારચોટ ઝુંપડીઓ હતી. તે પણ શહેરના મકાનોના જેવી એકેકને લગતી નહોતી, એક આહીંતો, એક તહીં એમ છેટે છેટે વિખરાતી હતી. તે પૈકી એક ઠીક ઝુંપડી જોઇને ત્યાં તે માવળા લોક રાજાને લઈ ગયા. ટહાડ તડકો, યા વર્ષાદ લાગે નહિ માટે તે ઝુંપડી ઉપર સાગ વિગેરેના પાંદડાં લાવીને છાંયાં હતાં. છાપરૂં ઉભુ રહેવા માટે ભીંતને બદલે ઝાડનાં ઝરડાં લાવીને બાંધ્યાં હતાં. તે ઝરડાંની વચલી જગા કાસ અને દર્ભથી પુરી તેના ઉપર છાણ માટીની ગારથી ભીંતો લીપી લીધી હતી. તેમાં અંદરની એક બાજુએ રાંધવાને માટે એક કરટલું બાંધી જાણે જૂદો ખંડ કાઢયો હોય તેવો ઠાઠ કર્યો હતો. અને બીજી બાજુએ ઝાડના ડાળાંનો એક ખાટલા જેવો માંચો કરી મૂકયો હતો. તેના ઉપર એક કાંબળો પાથર્યો હતો. રસોઇ કરવાની જગાએ એક ન્હાનોસેક ચુલો, એક બે હાલ્લાની ઉતરડ, લાકડાની કથરોટ, લાકડાના બે ત્રણ ચટણી વાટણીઆ અને ખાયણી તથા

લકડીઆં, અને પિતળની એક થાળી અને પિતળીયું, અને એક લોટો, એટલો સામાન હતો. એ સિવાય બીજું કાંઇ પણ નહોતું, આવા ગરીબડા ગામડામાં અને કને આવી ઝુંપડીમાં શહેરમાં રહેનારા ગૃહસ્થથીતો એક ઘડીવાર પણ રહી શકાય નહિ. તો પછી આવી જગાએ રાજાને વિશ્રાન્તિ શી રીતે મળી શકે ? પરન્તુ હું કારાગૃહમાંથી છૂટયો તેથી હવે બરાબર સ્વતત્ર થયો છું, મ્હારા ઉપર કોઇનો પેરો નથી, અને હું કોઇના તાબામાં પણ નથી. એવા એવા વિચારો મનમાં આવવાથી તેને આવા ગંદા ઝુંપડામાં પણ તે વખતે ઘણોજ આરામ લાગ્યો. એ ઉપરથી, મનને અને શરીરને સ્વતંત્રતા એ એક અજબ ચીજ છે, તે સ્વતંત્રતા રહિત તેના કમ નશીબથી જે માણુસ, જે કુંટુંબ અને જે રાજા હોય, તેને બીજાં ગમે તે સુખ હશે, તો પણ તે સ્થિતિમાં તેને નરક કુંડની યાતના સમાન થઇ પડે છે, એ ખુલ્લું છે, એનો પ્રત્યક્ષ અનુભવ પરકીય રાજાના તાબામાં રહેનારા રાષ્ટને વિશેષ થયેલો હોય છે ! હાથેપગે છૂટા રહીને દાળ રોટલાના સાદા જમણુમાંજે સુખ છે, તે બંધીખાનામાં રહેનારના પાંચે પકવાન્નના ભોજનમાં નથી !

આ બધા અહીંઆવી પહોંચ્યા, ત્યાર બાદ બે ત્રણ કલાક સુધીતો સર્વત્ર શાન્તિ પસરેલી હતી. બાદ થોડીક વારે માણુસોની ગડબડ સાંભળવામાં આવી. આશરે ૨૬ માણુસો હથિયારબંધ સિપાઈ અને તેની સાથે એક મેનો, એટલો ખટલો ગામમાં પેઠો. એવી ધામ ધૂમ તે ભીખાર ચોટ ગામમાં કોઇ વખત જોવામાં અવી નહોતી, અને વળી રાત્રિનો વખત, તેથી ગામનાં બૈરાં છોકરાં બ્હી ગયાં. પરંતુ ગામના કેટલાએક લોકો તદ્દન સ્વસ્થ હતા. એ ઉપરથી તે લોકોને આ ગડબડ વિષેની અગાઉથી કાંઇ પણ ખબર હોવાનું જણાઈ આવતું. એક મેનો અને કેટલાએક સિપાઇ ગામમાં આવ્યાની ખબર સાંભળીને **સંભાજીરાવ**ને જરા આશ્ચર્ય લાગ્યું તે ચાલવાથી થાકી ગયો હતો, તેથી વિશ્રાન્તિ માટે ખાટલામાંથી ઉઠી લગભગ તે બહાર આવ્યો અને તે મેનો પણ તેની ઝુંપડી આગળ લાવીને ભોઇઓએ ઉતાર્યો. તેમાંથી **રોષનાર** બહાર નિકળીને ઝુંપડીના બારણા પાસે જઇ પહોંચે છે, એટલામાં રાજાની અને તેની એક નજર થઈ. તેને જોઇને રાજાને વિસ્મયાનંદ થયો.

તે ગામથી ૨૦-૨૫ ગાઉ ઉપર **ઔરંગજેબ** બાદશાહની સ્વારી

પડી હતી. ત્યાં તેને ખબર મળી કે, **અકબરશાહ** બંડનો ઝંડો ઉઠાવી કેટલુંક લશ્કર એકઠું કરીને આપણા ઉપર ચઢી આવે છે, પછી તેણે પોતાનો જનાનખાનો અને કેટલાએક ફાજલ સામાન મૂકીને છડી સ્વારીએ તે **અકબરશાહને** રોકવા ગયો. આણીતરફ **રોષનારના** બાતમીદારો ચારે તરફ ફરતાહતા. તે પૈકી એક જણે તેને ખબર કરી કે, **સંભાજીરાવ** ફલાણી વખતે અને ફલાણા ગામડામાં આવી પહોંચશે. પછી તેણે પણ **બાદશાહ** છાવણી છોડીને ગયાનો લાગ સાધીને **સંભાજીરાજની** મુલાકાત લેવામાટે પિરના દર્શનનુ બ્હાનું કાઢી કેટલાએક ખરા ભરોંસાના માણસો સાથે લઇને તે મેનામાં બેસીને ચાલી નિકળી.

અમે પૂર્વે કહી ગયાછિએ તે **સંભાજીરાવનો** અને **શાહજાદીનો** પ્રેમ જોડાયાની કથા વાંચકોને યાદ તો હશે. **શાહજાદીના** હૃદય મંદિરમાં તેની શ્યામ સુંદર મૂર્તિ સદા ને માટે જડાઈજ ગઈ હતી. તેનાં ફરીથી પ્રત્યક્ષ દર્શન કરવાની તેને ઘણીજ ઉત્કંઠા થઈ ગઈ હતી.

તેથી **મહમદ અકબરશાહ** બાપની સાથે ખુલ્લે ખુલ્લું વૈર બાંધી બેઠો હતો. તેના બાપ **ઔરંગજેબના** મનમાં આવ્યું કે જો તે છુટો રહેશે તો બંડ કરશે, અને તે આપણી નાલાસીનું કારણ થઈ પડશે, માટે તેને **ઔરંગજેબે** નજર કેદમાં રાખ્યો હતો. કેટલીએક મુદ્દત પછી તેના ઉપરના પેરેગીરને પૈસા આપીને **શાહજાદીએ** પોતાના ભાઇને પ્રતિબંધમાંથી મુક્ત કરાવ્યો. તે છૂટયા બાદ પોતાના બાપ ઉપર બંડ કરવાને તૈયાર થયો. આ પ્રમાણે બાપ દિકરો એક બીજાના કટ્ટા વૈરી થયા હતા. તે બંડ સમાવવા માટે પોતાનો ખજાનો, સરસામાન, અને જનાનો પાછળ મૂકીને **બાદશાહ** છડી સ્વારીએ બંડખોર દિકરા ઉપર ચઢી ગયો હતો.

બીજી બાજુએ **સંભાજીરાવ** ઉપર આવેલા સંકોટોનું નિવારણ કરવા માટે **બાદશાહની શાહજાદીએ** ઉપર કહેલા ઓલિયા ફકીરની છાની રીતે યોજના કરી હતી. તે કામ માટે તેણે કેટલોએક પૈસો તેની પાસે આપી મૂક્યો હતો. તે સિવાય, આ ફકિર પોતાનુંજ માણસ છે, તેવી ઓળખાણ રાજાને પડે એટલા માટે તેણે તેની પાસે પોતાની આંગળીની હિરાની એક અમૂલ્ય વિંટી મૂકેલી હતી. તે વિંટી રાજાએ આગળ તેની આંગળીએ જોઈ હતી. તે ફકીરની મારફતે રાજાની ખબર

તેને વારંવાર મળતી હતી. ફકીરે આ કામ બજાવવા માટે કેટલાએક વિશ્વાસુ માવળા લોક ચાકરીમાં રાખ્યા હતા. તેઓને તેણે પોતાના રહેઠાણથી થોડેક દૂર ઝાડીમાં ગુપ્ત રીતે બેસાડી મૂક્યા હતાં. પૈકી ત્રણ માવળાઓને સુરંગમાં થઇને કિલ્લામાં મોકલી તેણે રાજાને બંધીખાનામાંથી નસાડી આણ્યો હતો. **ફકીરના** મકાન ઉપર પહોંચ્યા પછી કિલ્લા ઉપરના સિપાઇઓ રાજાની તપાસ કાઢતા આવ્યા. તેમના ઉપર ઝાડીમાંથી તીરનો વર્ષાદ વર્ષાવાથી તેઓ ઘાયલ થઈ ગયાં. અને રાજા ફરીથી મુક્ત થયો. એ બધી હકિકત ઉપર અમો કહી ગયા છિયે. આ અથેતિ વાર્તા **શાહાજાદીને** તેજ દિવસે બપોરે ફકીરના એક વિશ્વાસુ જાસુસે કહી. **શાહાજાદીનો** બાપ **ઔરંગજેબ** અગાઉથીજ તેના દિકરા **અકબરશાહ** ઉપર ચઢી ગયો હતો. એ યોગ સાધીને પિરના દર્શન નિમિત તરતજ થોડાસેક વિશ્વાસુ નોકરોને લઇને મેનામાં સ્વારી કરી **સંભાજીરાવના** સ્નેહાકર્ષણના આકર્ષણથી ખેંચાતી ખેંચાતી જે ગામડામાં તે ઉતર્યો હતો ત્યાં ફકિરના વિશ્વાસુ ભોમિયાની પાછળ પાછળ એ ત્રણ ઘડી રાત્ર જતાં તે પહોંચી. ત્યાં ઉપર કહ્યા પ્રમાણે તેને રાજાની મુલાકાત થઈ.

**રોષનારનો** અને રાજાનો મેળાપ આવે ઠેકાણે થવાનો બિલકુલ સંભવ્ નહોતો. તેમ છતાં આ અલભ્ય લાભ થવાથી તેમનો જે આનંદ થયો, તેનું વર્ણન કરવાને અમારી કલમ અશક્ત છે; તેમને જે આનંદનો ઉમળકો ઉભરાઇ આવ્યો તે સમાવવાને તેમના પેટમાં જગા મળી નહિ તેથી તે ઉભરાઇને છલકાઇ જવા લાગ્યો, પ્રથમ તો તેની ધીમી ધીમી ફરફર આવવા લાગી, એમ કરતાં કરતાં વાદળી રૂપિ છાતી ભરાઇ વર્ષાદરૂપિ અશ્રુની ધારાઓ વહેવા લાગી, વર્ષાદ અને વાદળાં વેરાઈ ગયા બાદ ચંદ્રપ્રકાશવાથી તેનું અજવાળું પાણીમાં પડવાથી જેવી શોભા આપે છે, તેવી શોભા અને અલૌકિક પ્રકાશ વર્ષાદ રૂપિ અશ્રુ ધારાઓ બંધ પડયા પછી તેઓ બંનેના મુખાર્વિંદ ઉપર પ્રકાશી રહ્યાં હતાં. આ વખતે **સંભાજીરાવના** મનની તો બરાબર ખાત્રી થઇ ચૂકી કે, હવે મ્હારી માઠી દશારૂપ અંધકાર નાશ પામીને શુભદશા રૂપ સૂર્યનો ઉદય થવાનો વખત છેક પાસે આવ્યો છે, ફકીરે કરેલા મહદુપકાર તેના મ્હો આગળ મૂર્તિમંત ખડાથયા. ફકીરનું બોલવું યાદ આવવાથી ખાત્રી થઇ કે, તે જે જે

બોલેલો હતો તે અક્ષરે અક્ષર થતું આવે છે. પછી રોષનારનો હાથ પકડીને તેને ઝુંપડીમાં લઇ ગયો. ત્યાં તે બન્નેજણ ખાટલા ઉપર બેસીને નીચે પ્રમાણે વાતો કરવા લાગ્યાં.

**સંભાજીરાવ—શાહજાદી,** આજ યહ કૈસા ખુષીકા દિન હૈ. આપકી ઔર મેરી ઇસ્ જગહ આજ મુલાકાત હુઇ, યહ મુમકિન નહિથા. ખુદાકે કાર ખ્યાલમેં નહી આસક્તે હૈ. કૈદમેંસે મૈં કૈસા છુટ ગયા ઇસકા મુઝકો હરવક્ત તાજૂબ માલૂમ હોતા હૈ, યહ ઇનાયત મુઝપર કિસનેકી, યહ જાનનેકી મેરી બડી ખાહિષ હૈ.

**રોષનાર**—મહરાજ જિસ મોહબત્ને આપકે ઔર મેરે દિલકો એક કર ડાલા, ઉસી મોહબત્ને આજ આપકો કૈદમેંસે છુડાયા હૈ. જબ્ જબ્ મર્દકો મુષ્કિલાત કી રાત આકર ઘેરતી હૈ તબ્ તબ્ ઔરતકે મોહબતકા આફ્તાબ અપને કો શીપકે રોષનીસે મુષ્કિલાતકે અંધિયારેકો ભગાતા હૈ,

**સંભાજીરાવ—શાહજાદી,** આપ આપને મોહબત્કો આફ્તાબ કી મિસાલ દેતી હો, લેકિન્ યહ મુઝકો ગૈર મુનાસિબ માલૂમ પડતી હૈ. આફ્તાબકે તેજરોષનીસે બદનકે ગરમી હોતી, વૈસા મોહબત્કા નહી હૈ, આપકા મોહબત્કા ઠંડા ખુશનુમા જિતના જિતના બઢતા હૈ, ઉતની ઉતની મુઝકો ખુશી હોતી જાતી હૈ. ઇસ્લિયે આફ્તાબકે રોષનીસે આપકા મોહબત્કા ચાહ મુઝકો જ્યાદ હૈ. આજ હમ દોનોકી મુલાકાત ઐસે ઝોંપડી મેં હુઈ. ઇસ્કા મુઝકો નિહાયત અપસોસ હૈ.

**શાહાજાદી**—મહારાજ, ઇસ્ ઝોંપડી મેં આપકો બહુત વક્ત કાટના ન પડેગા. ઇસ ગાંવકે સબ લોગ મેરે તરફકે હૈ, તોભી ઐસે જંગલી લોકોમેં બહુત બેર રહના ન પડેગા. જિસ્—યાસદકે આપ માલીક હૈ. ઉસી— યાસદકા અખત્યાર આપકો દિલાનેકે લિયે મૈને કઈ એક લોગોંકો મુકરર કિયા હૈ. વે લોગ કલ આપકે પાસ હાજિર હોંગે. એક તરફ્ મેરે વાલિદકી મોહોબત્ ઔર દૂસરી તરફ્ આપકી મોહબત્, દોનો દો તરફ ખીંચ રહે હૈ. આખિર આપકે મોહબત્ને આપકે તરફ્ ખીંચ લિયા હૈ. મેરા દિલ એકસા આપકે તરફ લગા હુઆ હૈ. ઇસ્લિયે વાલીદકા મકાન છોડકર આપકો મિલનેકે લિયે આજ મૈં યહાં આઈ હૂં. મેરા અક-

બરશાહ મેરી તરફદારી કરતા હૈ. વહ બાદશાહાસે અલગ હોકર કુછ ફૌજ કે સાથ ભીમા નદી કે કિનારે પર આપકી ઇંતિજારી કર રહા હૈ. ફકીર કે મારિફ્‌ત મૈને આપકો કિલે પરસે છુડાનેકી મસલત કી હુઈ ઉસકો માલૂમ હૈ. **અકબરશાહાકો** પકડ કર લેજાનેકે લિયે ઉધરસે બાદશાહા ખુદ ફૌજકે સાથ રવાના હુયે હૈ. ઉન્ દોનોકા સામના હોગા. તો ભીમા કે કિનારે પર બડા જંગ મચેગા. અપને તયારી મેં રહિયે. મૈં અબ દૂસરે ઝોંપડી મેં જાકે મુકામ કરતી હું.

એટલી વાતચીત કર્યા બાદ રાજાની આજ્ઞા લઇને **શાહાજાદી** આશરે ૨૦૦ કદમ ઉપર બીજી એક ઝુંપડી હતી, તેમાં જઇને ઉતરી. તેની સાથે સિપાઈ પ્યાદા હતા તે પોત પોતાની સોઈ કરી લઈ ઉતર્યા. કેટલાએક લોક તે ઝુંપડીના સામે એક મ્હોટું વડવું ઝાડ હતું, ત્યાં નીચે કામળા નાંખીને પડયાં. પછી આગળ ઉપર શો ચમત્કાર થયો, તે હવેના ભાગમાં વર્ણવીશું.

## પ્રકરણ ૧૨ મુ.

### " अपन्थानं तु गच्छन्तं सोदरोऽपि विमुञ्चति "

" અર્થ—અવળે રસ્તે ચાલનારને તેનાં વ્હાલાં પણ ત્યજેછે– "



**ભાજીરાવને** તે વખતે કોઈની પણ બીક રહી નહોતી કિલ્લા ઉપરના લોકો મને પકડવા આવ્યા હતા તેમનાથી પણ હું મુક્ત થયોછું તેથી આજ નિરાંતે ઉંઘ આવશે, એવો વિચાર કરીને તે ખાટલા ઉપર સુતો. પછી કેટલીકવાર સુધી આ ઇસથી પેલી ઇસ, તથા ઉસીકુ પોંગથં કરવા લાગ્યો, પણ તેના ઉપર નિદ્રા દેવીએ જરા પણ મેહરબાની કરી નહિ. દુઃખના દરિયામાં ડુબકીઓ ખાનારના મગજ ઉપર જે અસર થાયછે, તેજ અસર તેજ માણુસને એકદમ સુખના શિખર ઉપર મૂકવાથી પણ થાય છે. તેજ પ્રમાણે કારાગૃહની પરંત્રતાના દુઃખમાંથી છુટી સ્વતંત્રતાના સુખમાં આવી પડવાથી, એટલુંજ નહિ પણ પોતાની પ્રાણુવલ્લભા **રોષનારનો** અણુધારેલો મેળાપ થવાથી, અને વળી તે મેળાપ

પોતાના પૂર્વપદે પહોંચાડવાના મોરચારૂપ હોવાથી, **સંભાજીરાવ**ના મગજમાં પણ તેવુંજ થયું, તેથી તેની અને નિદ્રા દેવીની વચ્ચે દારૂણ યુદ્ધ થયું. આવા સમયનો અને આવા નિદ્રાદેવી સાથેના યુદ્ધનો અમારા વાંચક વૃંદમાંથી ઘણા ખરાને અનુભવ થયા સિવાય રહ્યો નહિ હોય. **સંભાજીરાવ**ના મનમાં અનેક તરેહના વિચારરૂપ તરંગો ઉછળવા લાગ્યાં; તે ભાવી સુખાવસ્થાના પરમાવધીના પરિણામરૂપ ખડકો સાથે અફળાવા લાગ્યા. ખુદ **ઔરંગજેબ** બાદશાહાના દિકરાએ પોતાની બહેનના કહેવા ઉપરથી મ્હારો પક્ષ પકડયો છે. બાદશાહાની ફોજમાંના ઘણાખરા રજપૂત સરદારો અને સિપાઇઓ મ્હારા પક્ષમાં આવ્યા છે. તેમની મદદથી મ્હારી ગાદી મ્હેને પાછી પ્રાપ્ત થવાનો યોગ આવ્યો છે, તેમજ, બાદશાહાની યુવાન રૂપવતી **શાહાજાદી** મ્હારાં ઉપર ઘણીજ આપક થઇ ગઇ છે, તેથી તેનો મ્હેને અંદર ખાનેથી ખરેખરો આશ્રય છે, તેને મ્હારી રાણીનું પદ આપી યુવાન, નિરોગી, શૂરી અને વૈભવ સંપન્ન **શાહાજાદી**નો સ્વતંત્ર પણે અને સ્વછંદરીતે ઉપભોગ ભોગવવાના દિવસ હવે ઘણા નજીક આવી ચૂકયા છે એવું તેને લાગ્યું.

આવી રીતે ઝુંપડીની અંદર ખાટલામાં ફાટા તૂટા કામળા ઉપર પડયો પડયો પોતાની ભાવી સુખદાયક સ્થિતિમાં તે નિમગ્ન થવાથી હું એક મૃત્યુલોકનું પ્રાણી છું, એવું તેને ભાનજ રહ્યું નહિ. તે અવર્ણનીય બીજીજ એક દુનિયા ઉપરના આનંદરૂપિ સમુદ્રમાં ડુબકાં ખાવા લાગ્યો. તે વખતે તેના મનમાં જે જે વાતો આવતી, તે બધી તેને આબેહુબ ખરી ભાસવા લાગી, જરા પણ ખરા ખોટાનું મિશ્રણ દેખાયું નહિ. તે ઉપરથી આનંદની ભરતી આવી, તેના મિથ્યાપણાનો ભાસ સરખો પણ જણાયો નહિ. હું એક ભિખારચોટ માળવાની ગંદી ઝુંપડીમાં ફાટી તુટી ખાટલીમાં પડયો છું, અને મ્હારા શરીર નીચે સત્તર થીગડાનો એક એક કામળો છે, એવું તેને કાંઈ પણ ભાનજ રહ્યું નહિ. કલ્પના સૃષ્ટીના ખરા બ્હારમાં, હું ઇંદ્ર લોકના નંદન વનના ક્રિડા ભૂવનમાં રમણ કરૂં છું, એવું તેણે જોયું. મૃત્યુલોકના ગ્રામ્ય અને ક્ષણ ભંગુર સુખમાં તેનો અંતરાત્મા ગુંથાઈ ન રહેતાં, કાલ્પનિક ડુંગરના શિખર ઉપર આરૂઢ થઇને એક અભિનવ, અનિવર્ણનીય અને સદા આનંદમય પ્રદેશમાં તે પેઠો હતો.

એ જો કે, બધી સ્વમાવસ્થા જેવું હતું, તોપણ કેવળ નિર્મળ અને નિષ્કલંક સત્યમાં જે ચમત્કાર અને પ્રિયપણું હોય છે, તે બધું તેને જાગતા સ્વમામાં તેની દ્દષ્ટીએ ઓલપ્રોલ ભરેલું જોવામાં આવ્યું હતું. આંખો ઉઘાડી છતાં પણ કોઇ કોઈ વખત અનેક સ્વમાં આવે છે, તેવું આ એક તેનું સ્વપ્નુ હતું. આવા આનંદ જળનું તેના અંતઃકરણ ઉપર ધીરે ધીરે સિંચન થતાં થતાં તે ત્યાંનો ત્યાંજ નિદ્રાદેવીને સ્વાધીન થઈ ગયો. અને તેમાં તે ઘોરવા પણ લાગ્યો. તેને દશ્યાદશ્યસૃષ્ટીનું કાંઇ પણ ભાન રહ્યું નહિ, તેની પાંચે કર્મેન્દ્રિયો અને પાંચે જ્ઞાનેન્દ્રિયો તેના જડદેહમાં જડપણાને પામી ગઇ, ફક્ત નાકમાં થઇને શ્વાસોચ્છ્વાસજ ચાલતો હતો. તે જાણે કે તેના દેહમાંના ચૈતન્યની સાક્ષી પુરતો હતો.

એ પ્રમાણે તે ભરઉંઘમાં ભાગી ગયેલા વાજાના જેવો કઠોર સૂર કાઢતો હતો, તે વખતે બહાર ઘણીજ ગરબડ મચી રહી હતી. તેથી તે જરા ઝબકીને જાગ્યો. હથિયારોનો ખડખડાટ પણ કાને પડયો. તેમાંજ "પકડો, બાંધો, મારો," એવા શબ્દ નિકળ્યાં. તે વાત અરૂણોદય થતા પહેલાં બની હતી. તે વખતે આકાશમાં બરાબર રીતે તારા પ્રકાશતા હતા. તેના અજવાળાથી નજીકની વસ્તુ ઝાંખી ઝાંખી દેખાતી હતી. **સંભાજીરાવ** ઝટ લઇને ખાટલા ઉપર ઉઠીને બેઠો થયો. તે વખતે તેના સમજવામાં આવ્યું કે, મને કિલ્લા ઉપરના સિપાઇઓ પકડવાને આવ્યા છે. પ્રથમ તેને તરતજ **રોષનાર**ની યાદ આવી. પછી તેની શી હાલત થઈ તે જોવાને માટે ત્યાંથી ઉઠીને, તે તેના ઝુંપડામાં ગયો. પણ ત્યાં તે, અને તેની સાથેના સિપાઈ વિગેરે કોઈ મળે નહિ, એવું જોઇને તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. જેણીગમ પકડો, બાંધો એવા ધડપછાડા થઈ રહ્યા હતા, તે તરફ તે ચાલ્યો કે, તેની આસપાસ સિપાઈ ફરી વળ્યા. તે તદ્દન બિન હથિયારી હતો, તેની પાસે હાથ ઉંચો કરવા સરખું પણ કાંઇ સાધન નહોતું. કલાક બે કલાકમાં તો તેનું સઘળું મનોરાજ્ય ભંગ થઈ ગયું. જુઓ! તરતજ એક બે માણસોએ તેની આગળ ફળી વળીને તેના હાથમાં બેડીઓ ઠોકી ઘાલી. અને આગળ પાછળ નાગી તલવારોનો પેરો રાખ્યો. આવા ઠાઠથી કેદી રાજાની સ્વારી આગળ ચાલી.

ઉપરનો બનાવ બન્યો એટલામાં પૂર્વ દિશા ભણી થોડો થોડો ઉજેશ દેખાવા લાગ્યો. કોઇ પણ મ્હને પકડવા આવ્યું છે, એવું **સંભાજીરાવને**

લાગ્યું હતું, તેજ છેવટે ખરૂં પડયું. આણી પાસ **ઔરંગજેબ** બાદશાહ, **અકબરશાહ** ઉપર ચઢી ગયા પછી તેને વર્દી જઈ પહોંચી કે, **રોષનાર** થોડાંક માણસો લઇને પિરના દર્શન નિમિત્તે પોતાના સોબતીઓને મૂકીને એકાએક ચાલી નિકળી છે. તેની પાછળની પાછળ લગોલગ એક સિપાઇની ટોળી રવાના કરી. **રોષનાર** જો કે, પિરના દર્શનનું નિમિત્ત કરીને ગઈ હતી તોપણ તેના જવાનો ઉદ્દેશ **ઔરંગજેબ**ના સમજવામાં આવી ચૂક્યો હતો. તેણે મોકલેલી ટોળીના જમાદારને હુકમ આપ્યો હતો કે, તમે એની પાછળ એવી તજવીજથી જાઓ કે, બીજું કોઈ જાણે નહિ, તેમ તેના જાણવામાં પણ આવે નહિ, એવી રીતે તેની પાછળ પાછળ થોડેક છેટે ચાલવું, અને તે આખરના મુકામે જઇ પહોંચે કે, ત્યાં તે શું કરે છે, તે જોઇને, તેની આસપાસ ફરી વળી તેને પકડીને તરતજ મેનામાં ઘાલી લઈ આવવી. આ હુકમ સાંભળીને જમાદાર પાછો ફર્યો. કર્મ ધર્મ સંયોગથી, ઉપર કહ્યા પ્રમાણે રાજા અને **રોષનાર** બન્ને જણ ટોળીના હાથમાં પ-કડાઇ ગયાં. પછી **ઔરંગજેબ**નાં માણસો તેને કેદ કરીને લઇ ચાલ્યા.

તે રસ્તો ઘણોજ ઘાટા જંગલમાં થઇને જવાનો હતો. જેમ જેમ અજવાળું થતું ગયું તેમ તેમ જંગલમાં જૂદે જૂદે ઠેકાણે ચચ્ચાર, પાંચ પાંચ માવળા લોકોના માણસો છુપાઈ રહ્યા હતાં તેમણે **ઔરંગજેબ**ના સિપાઇઓ ઉપર ઘણી સારી રીતે તીરનો મારો શરૂ કર્યો. તે વખતે સિ-પાઇઓ ડુંગર ઉપરથી ઉતરતા હતા, તેથી તીરનો મારો ક્યાંથી અને કોણ ચલાવી રહ્યું છે, તે જણાતું નહોતું. પરંતુ નીચે ઉતરતાં ઉતરતાં તીરના સપાટા લાગવાથી ટપોટપ સિપાઇઓ પડવા લાગ્યા; તે વખતે તે-મની ધ્યાનમાં આવ્યું કે આસપાસથી શત્રૂઓ ફરી વળી મારો ચલાવે છે. બધા સિપાઇઓની વચ્ચોવચ **શાહજાદી**નો મેનો અને **સંભાજીરાવ**ને ચલાવતા હતાં. તે પૈકીના કેટલાક સિપાઈ તીરના મારાથી ખુટી ગયા હતા. એ તેમના ઉપર મ્હોટું સંકટ આવી પડયું હતું, પડખાપરથી તીર મારનારાઓને જંગલના આડાઅવળા રસ્તાઓની સંપૂર્ણ માહિતી હોવાને લીધે, તીર જે બાજુથી આવતાં હતાં તે બાજુ ભણી સિપાઇઓ ખોળ કરતા કે તેઓ તરતજ જંગલમાં પેસી જઈ સંતાઇ રહેતા. તેથી સિપા-ઇઓનો કાંઈ પણ ઇલાજ ચાલતો નહોતો, તે સંકટમાંથી મુક્ત થવાને તેમને કાંઇપણ ઉપાય સૂઝતો નહોતો.

**સંભાજીરાવ** સકત પેરામાં હતો. તેની આગળ પાછળ અને બાજુએ પણ ભરેલી બંદુકોવાળા તથા નાગી તલવારોવાળા સિપાઈઓ ચાલતા હતા. એમ ચાલતાં ચાલતાં સજ્જડ ઝાડી આવી. તે ઠેકાણે તો તેમના ઉપર ચોગરદમથી તીરનો વર્ષાદ વર્ષી રહ્યો. માથામાં, કાનમાં, પેટમાં, બરડામાં, હાથમાં, અન પગમાં તીર વાગવાથી આગળ પાછળના સિપાઇઓ ટપોટપ જમીન દોસ્ત થયા. અને કેટલાએક ઘણાજ ઘાયલ થયા, પણ ખોળિયામાં માત્ર જીવ હતો. તે વખતે તીરંબાજ લોકોની એક ટોળીએ ઝાડીમાંથી બહાર નિકળીને **સંભાજીરાવને** પોતાના કબજામાં લીધો. જખમી થયેલા સિપાઇઓ પણ જીવ ઉપર આદરીને તેમની સાથે લઢવા લાગ્યા. એટલામાં તેમની સાહ્યતાએ કેટલાક નવા સિપાઈઓ આવી ચઢયા. તેથી તીરવાળા લોકો રાજાને એમને એમ મૂકીને જંગલમાં જતાં રહ્યા.

આ લઢાઈમાં **સંભાજીરાવના** જમણા હાથની બગલ આગળ તલવારનો એક ઝટકો વાગ્યો હતો. તેના ઉપર સિપાઇઓએ પાઘડીનો એક કટકો ફાડીને પાટો બાંધ્યો હતો, તેથી લોહી વહેતું બંધ થયું હતું. સિપાઇઓના સારા ભાગ્યે જંગલમાંનો રસ્તો ખુટવા આવ્યો હતો. તે જો કે બીજો અર્ધોક ગાઉ બાકી હોત તો **ઔરંગજેબની** ટોળીમાંનાં માણસો હતાં નહોતાં થઈ જાત.

ડુંગરનો ઢાળ ઉતરીને નીચે ગયા પછી મેદાન પ્રદેશ આવ્યો. તે ઓળંગ્યા પછી એક ન્હાનું ગામડું આવ્યું, તેની પાસે શીતળ છાયાવાળું એક આંબા વાડીયું આવ્યું. તે આંબા વાડિયામાં વિશ્રાન્તિ લેવાને એક વાવ આગળ મૂકામ કર્યો. જરાક વિસામો લઇને પોતાનાં માણસો તપાસવા લાગ્યા તો ૧૦૦ માણસો પૈકી ૨૨ માણસો ઠાર, અને ૩૪ જખમી થયેલાં માણસો જડી આવ્યાં. તે જખમી માણસો પૈકી ૯ માણસો તો ઘડીસાત હતાં; તેથી તેમને, તે ગામમાં મૂકી બાકીનાઓએ આગળ જવાનો વિચાર કર્યો. પછી **સંભાજીરાવનો** પાટો તેમણે છોડી જોયો. તે જોતાં તેનો ઘા બીક રાખવા જેવો તેમને લાગ્યો નહિ. તે આઠ દશ દિવસમાં સાફ થઈ જશે એવું તેમને લાગ્યું. ત્યાર બાદ ફરીને પાટો બાંધ્યો. પછી તેને તથા **શેષનારને** કાંઈ ખાવા પિવાનું આપીને અને પોતે પણ થોડીએક હાજરી કરી લઇને ત્યાંથી કૂચ કરી. બે ત્રણ ગાઉ

ગયા પછી રસ્તામાં પ્રહર દોઢ પ્રહર દિવસ ચઢયો નહોતો, એટલામાં એક બીજું ગામડું આવ્યું. ત્યાંજ તે દહાડે તેમણે મૂકામ કર્યો.

તે મુકામે **સંભાજીરાવ**ને ઘણાક સણકા થયા. તેની પીડાથી તેને તાવ આવ્યો તેથી તે લટ્ઠ થઇને પડયો. **શેષનાર**ની સાથે કૃપા કરીને મ્હને એક વખત મુલાકાત કરાવો, એવી તેણે સિપાઇઓને ઘણી વખત વિનવણી કરી, પણ તેના કહેવા ઉપર કોઇએ લક્ષ આપ્યું નહિ. તેથી તેને તાવ વિશેષ ચઢતો ગયો. મ્હારા સુખના દહાડા જઇને દુઃખના દહાડા બેઠા, એવું તેને લાગ્યું. અને મ્હારી બધી આશાઓનો સૂર્ય અસ્તમાન થઇને નિરાશારૂપિ રાત્રિના અંધકારમાં મ્હારે ગોથાં ખાવાનો વખત આવ્યો એવાં દુઃખી વિચારોના આવરણથી તેનું મન છેક નિર્બળ થઈ ગયું, તેથી તે વારંવાર રોઇને પોતાના મન ઉપરનો બોજો હલકો કરતો હતો. અને વળી આખરે તેના મનમાં સ્ત્રીઓના જેવા વિચાર આવતા કે, આવી વિપત્તિ ભોગવીને જીવ્યા કરતાં એકદમ મોત આવીને આપણો નિકાલ કરી જાય તો ઘણું સારૂં. પરંતુ પ્રભુની ગતિ ન્યારી છે. હજી તેને કેવા કેવા સંજોગોમાં પરમેશ્વર મૂકવાનો છે, તે આપણે આગળ જોઈશું, તો પછી તેવા સંજોગો ફીટાડી તેના ઉપર કુદરતી મોતની બક્ષિસ શી રીતે કરે !

સિપાઇઓ તેના દરજ્જા અને મ્હોટાઇ તરફ કાંઇપણ ધ્યાન ન આપતાં એક સાધારણ કેદીની માફક તેને પગે ચલાવીને લઈ જતા હતા. પણ છેવટે તાવથી તેનામાં ચાલવાની શક્તિ રહી નહિ, તેથી ગામમાંથી ચાર વાંસડા લાવીને એક ડોળી જેવું વાહન તૈયાર કર્યું, અને તેમાં તેને નાંખી લીધો. તાપ લાગે નહિ માટે ડોળી ઉપર વાંસના કામડાં બાંધી ઉપર કાંબળા નાખ્યાં. પછી છ જણે ડોળી ઉઠાવીને સૌની આગળ ચાલવા માંડયું, ત્યાંથી નિકળતાં પણ તેણે જમાદારને ઘણીજ વિનવણી કરી કે, એક વખત **શાહજાદી**નો અને મ્હારો આંખ મેળાપ તો કરાવ્ય. આ તેનું કહેવું જમાદારે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. **શાહજાદી** ઉપર પણ સખ્ત પેરો હતો. પણ તેને **સંભાજીરાવ** જેટલું દુઃખ નહોતું. **સંભાજીરાવ** કરતાં તેના ખાવા પિવાનો બંદોબસ્ત ઘણી સારી રીતે રાખ્યો હતો. અને સિપાઇઓ તેની અદબ પણ ઘણી રાખતા. તે કાંઇ માગે કે તરતજ હાજર કરવામાં આવતું. **સંભાજીરાવ**ની સ્થિતિ તેનાથી તદ્દન ઉલટી હતી. તે કાંઇ માગે તો તેની મશ્કરી કરતા. તેને ભુખ તરસ

લાગેને તે ખાવા પિવાનું માગે તો તેપણ વખતસર આપતા નહોતા. અને તેના મોભાને છાજે નહિ, એવા તેને બોલ મારતા. રાજા આવી દુઃખદાયક સ્થિતિમાં હશે, એવું **શાહજાદી**ના જાણવામાં બિલકુલ નહોતું. **શાહજાદી**ને માટે બીજી બધી બાબતનો જમાદારે સારો બંદોબસ્ત રાખ્યો હતો, અને તેનો હુકમ પણ માનતો હતો; પણ રાજાની મુલાકાત મ્હને કરાવ, એવું તેણે કહ્યું, તે વાત જમાદારે જરા પણ સાંભળી નહિ, તેથી સોનાના પાંજરામાં બેસાડી રાખેલી હું એક હતભાગ્ય મેનાજ છું, એવું તેને ખોટું લાગવાથી તે વારંવાર આંસુ નિગાળતી.

**સંભાજીરાવ**ને ઝટકો વાગ્યો છે, અને તેથી તેને તાવ આવે છે, એ વાત જમાદારે **શાહજાદી**ને જરા પણ જણાવવા દીધી નહોતી. છેવટે આખરના મુકામ પાસે ગયા પછી તે જખમી થયો છે, એવું તેણે કહ્યું. ઉપર કહ્યા પ્રમાણે **ઔરંગજેબ** તે વખતે **અકબર** ઉપર આગળ ચઢી ન જતાં પાછો પોતાની છાવણીમાં આવીને, ત્યાંથી મુકામ ઉઠાડીને, જનાનખાના સુદ્ધાંત તે ભીમા નદીના કાંઠે નાકું આંતરી પડ્યો હતો. ત્યાં તે **શેષનાર**ની ખબર મળવાની રાહ જોતો હતો, તેટલામાં રાજા અને પોતાની **શાહજાદી** છાવણીમાં આવી પહોંચ્યાના સમાચાર તેને મળ્યા. **સંભાજીરાવ**ને એક જૂદા તંબુમાં લાવીને તેના ઉપર સખ્ત પેરો રાખ્યો. અને **શેષનાર**ની મુલાકાત પોતે લીધા વગર તેને લશ્કરની છાવણીમાં જનાનખાનાની પાસે એક જૂદો તંબુ માર્યો હતો, તેમાં તેને વેગળી રાખી. તેની પાસે પહેલાં ચાકર હતા, તેને દૂર કરીને તેના તંબુ ઉપર બાદંડીઓનો એક મુસ્તકીમ પેરો રાખ્યો.

'**સંભાજીરાવ**કો તંબૂકે બાહર કિસી સબબકે બાઇસ કિસી વખત્ મત્ નિકાલો,' એવો **બાદશાહ**એ પેરેગીરોને સખ્ત હુકમ આપ્યો. તેને તાવ વધતો ગયો, અને પ્રકૃત્તિ અસાધ્ય થતી ગઇ, પણ તેની પાસે બેસી રહેવાની પરવાનગી નોકરોને નહોતી. તેની પ્રકૃત્તિ દિનપ્રતિદિન વધારે વધારે ક્ષીણ થતી ગઈ. પણ તે કોઇને પાસે બોલાવે તો પેરેગીરો પાંસરો જવાબ આપે નહિ, અને ઉલટી તેની મશ્કરીઓ કરે. તે તાવના જોરથી ઉહંકારા મારતો હતો, પણ તેની કોઈપણ દરકાર કરતું નહોતું. પછી બે ત્રણ દિવસમાં એની મેળે તાવ ઓછો થયો, અને જખમ પણ રૂઝાવા લાગ્યો.

પછી તે મુકામે **ઔરંગજેબ**ને ખબર મળી કે, **સુલતાન અક-**

**બર** આપણા ઉપર ઝપાટાબંધ ચઢી આવે છે. તેની પાસે પુષ્કળ ફોજ છે, તેમાં કેટલાએક મુસલમાન સિપાઈ અને સરદારો પણ છે, તેમજ રજપૂત સિપાઇઓને જથાબંધ લઇને કેટલાએક રજપૂત સરદારો પણ તેમાં સામેલ થયા છે. તે વખતે તેણે વિચાર કર્યો કે, આવે પ્રસંગે મરેઠાના રાજા **સંભાજીરાવને** વધારે દુઃખ દઈશું તો હિંદુઓ ઘણા નાખુશ થશે તેથી આપણું લશ્કર કમજોર થઈ જશે. એટલા માટે તેણે **સંભાજીરાવ** ઉપરની સખ્તાઈ જરાક ઢિલી કરી.

**ઔરંગજેબની** છાવણી ભીમા નદીને કિનારે એક ઉંચી જગા ઉપર પડી હતી. તેની નજદીકમાં ભીમાનો પટ ઘણો પહોળો નહોતો, પણ ત્યાંથી કેટલેક છેટે એક મ્હોટો ધરો પડેલો હતો. ત્યાં થઇને શત્રુઓથી પગે ચાલીને પાર ઉતરાય તેવું નહોતું. આ ધરાની સામી બાજુએ આશરે બે ગાઉ ઉપર **મહમદ અકબરની** છાવણી આવી પડી હતી. **ઔરંગજેબની** છાવણીની એક બાજુએ ભીમા નદી અને બીજી બાજુએ એક વિકટ જંગલ હોવાથી પુષ્કળ ઝાડી હતી. તેની છાવણીની નીચેની બાજુએ ગાઉ દોઢ ગાઉ ઉપર નદીમાં છછરો ઉતાર હતો. ત્યાં થઇને રાત્રિના વખતે નદી ઉતરીને **અકબરશાહ** લશ્કર સાથે આણીપાસ આવ્યો, અને તમામ લશ્કરને સંભાળીને મ્હોટે પરોઢિયે **ઔરંગજેબની** છાવણી ઉપર બીજી બાજુથી તેણે ચઢાઈ કરી, તેણે પોતાનું લશ્કર ત્રણ ભાગમાં વહેંચી નાંખ્યું. જમણી બાજુની ટોળીનું આધિપત્ય **મોહોબતખાનને** આપ્યું. અને ડાબી બાજુની ટોળી ઉપર **રાજા સવાઈજયસિંહ** કરીને એક રજપૂત સરદાર હતો, તેને નિમ્યો. આ **સવાઇજયસિંહે** પહેલાં દક્ષિણમાં મ્હોટાં શૂરાતનનાં કામ કર્યાં હતાં. મધ્ય ભાગની ટોળી **અકબરશાહે** પોતાનાજ તાબામાં રાખીને પોતે સાંજ મોરચો બાંધી ઉભો રહ્યો.

**ઔરંગજેબની** છાવણી ઉંચાણમા હોવાથી ઉપર જઇને હલ્લો કરવાનું કામ જરા વિકટ હતું. અને વળી તેની ફોજ કરતાં **અકબરશાહની** ફોજ પણ ન્હાની હતી- માટે આપણે આપણી જગા ઉપરજ મોરચો બાંધીને ઉભા રહેવું. અને તેનેજ આપણા ઉપર પ્રથમ આવવા દેવો. તેની ફોજ મ્હોટી હોવાથી તે છાવણી મૂકી આપણા ભણી આવશેજ, અને તે નજદીક આવી પહોંચશે કે, આપણે તેના ઉપર હલ્લો કરવો. એવો બેત તેણે અને તેના સરદારોએ ગોઠવ્યો હતો. છેવટે એજ બેત

કામ લાગ્યો. **ઔરંગજેબે** પોતાના સરદારને હુકમ કર્યો કે, 'અકબરકે ફોજપર ફોરન જાકર હમલા કરો.'

આ હુકમ પ્રમાણે તેની ફોજ ઉપરથી પાણીના રેલાની પેઠે એકદમ નીચે ઉતરી પડતાની સાથે **અકબરશાહની** ટોળીના સિપાઇઓ તદ્દન ઘભરાઈ ગયા. તે એટલે સુધી કે પીઠ ફેરવી તેમણે પાછા જવા માંડ્યું. એટલામાં **મોહબતખાન** પોતાની ટોળી લઇને આગળ ધસ્યો. તેણે **ઔરંગજેબની** ડાબી બાજુ ઉપર ઘણા જોસભેર હલ્લો કર્યો. તે વખતે **ઔરંગજેબના** લશ્કરની જે શરૂઆતમાં ઉમેદ હતી, તે નરમ પડી. કેટલીક વાર સુધી બન્ને બાજુના લશકરે કટ્ટા વૈર ભાવથી ખરેખરા જોમભેર તલવારો ખડખડાવી. તેમાં કોણ હારશે, અને કોણ જીતશે, તેનો કાંઈ અંદાજો એમાંથી એકે બાજુવાળાને હાથ લાગ્યો નહિ.

**અકબરશાહના** હાડા રજપુતના સખી મારા આગળ **ઔરંગજેબના** મુસલમાન સિપાઇઓ ટકી શકયા નહિ, અને તે પાછા હઠવાનો રંગ દેખાવા લાગ્યો તેમની કુમકે તે વખતે **ઔરંગજેબે** પોતાની છાવણીમાંથી નવું લશ્કર મોકલ્યું. તેમની અને હાડા રજપુતોની વચ્ચે યુદ્ધ મચ્યું. આખરે, બાપ દિકરામાંથી વિજયશ્રીની વરમાળા કોના ગળામાં આરોપાય છે, તેનો કાંઈ નિશ્ચય થઈ શકયો નહિ. એક વખત આ પક્ષની તો બીજી વખત તે પક્ષની સરસાઈ થઈ, એવું પહોર દોઢ પહોર સુધી એક સરખું તુમુલ યુદ્ધ થયું. **અકબરશાહ** હાથીના હોદ્દા ઉપર બેસીને યુદ્ધનો ચમત્કાર જોતો હતો. તેટલામાં તેના હાથીને જખમ લાગવાથી ઠાર થઈ ગયો. તે વખતે **અકબરશાહે** હોદ્દા ઉપરથી નીચે કુદી પડીને લડાઈમાં ઘણાજ શૂરાતનથી પોતાની તલવારથી ખેતરમાં ભેલાણ કરવાને પેઠેલો ભેલાડી જેમ વાવેતરની કાપણી કરે તેમ શત્રૂના માણસોને કાપી નાખવા માંડયાં. તેનું એવું શૌર્ય જોઇને તેના લશ્કરમાં નવું શૂરાતન આવ્યું. તેણે ફરીને ઘણીજ ધીરજથી યુદ્ધનું કામ આગળ ચલાવ્યું. શત્રૂઓ એકેક બબ્બે ડગલાં પાછળ હઠતા ગયા. તે પ્રમાણે જમણી બાજુ અને વચલી બાજુ **મહોબતખાન** તથા ખુદ **અકબરશાહે** સંભાળીને **ઔરંગજેબની** ફોજ તેની ફોજ કરતાં મ્હોટી હતી તોપણ તેની સરસાઈ થવા દિધી નહિ. સવાઈ **જયસિંહ** ડાબી બાજુની ટોળી ઉપર હતો,

તે તો તદ્દન ઘાભરો બની જઇને પાછા હઠવાના વિચારમાં હતો, એટલામાં એક ચમત્કારીક વાત એવી બની આવી કે, એક સ્વાર લઢાઇમાં પડીને તેનો ઘોડો ઉડાવતો ઉડાવતો રણસંગ્રામ મૂકીને **ઔરંગજેબ**ની છાવણી ભણી પાછુ વાળીને જોયા સિવાય એકદમ સોંસરો પડી ગયો. તે **સંભાજીરાવ**ને અનાયાસેજ મળી ગયો. તેના ઘોડા ઉપર **સંભાજીરાવ** સ્વાર થઇને જ્યાં સવાઈ **જયસિંહ** લઢતો હતો ત્યાં તેના ટોળામાં જઇને મળ્યો. તે ટોળીમાંના સિપાઇઓ ઘભરાઇને પોતાની છાવણી તરફ પાછા ફરતા હતા. એટલામાં તેમના આગળ ઉભા રહીને તે મ્હોઢેથી બોલ્યો. 'શૂરવીરો લઢાઈ છોડીને તમે કેણી તરફ જાઓ છો ? તમારા સરદારને તમે શત્રુના હાથમાં સોંપશો કે શું ? આવું ડરકુદાસપણું રજપૂતના કુળમાં શોભતું નથી. ફરીથી ધીરજ રાખીને તમારા સરદારને મદદ કરો.' આ વીર યોદ્ધો આપણી છાવણીમાંથી ગયો, અને શત્રુને શી રીતે મળ્યો, એવો અચંબો લાગવાથી લઢાઈનું કામ ક્ષણવાર મુલત્વી રાખીને **ઔરંગજેબ**ના સિપાઇઓ તટસ્થ ઉભા રહ્યા. એટલામાં **અકબર**ની ફોજ જરા વિસામો ખાઈ નવા દમપર આવીને ફરીથી લઢવાને તૈયાર થઈ. સવાઈ **જયસિંહ**ને પાછળ પડતો મૂકી, **સંભાજીરાવે** પંડે તેની ટુકડીનું આધિપત્ય સ્વિકાર્યું. અને હરહરમહાદેવ, એવો જયઘોષ કરીને એકદમ શત્રુના ઉપર તુટી પડયો. **ઔરંગજેબ**ના લશ્કર ઉપર એકદમ હલ્લો થવાથી તે ઘભરાઈ જઇને પાછું હઠવા લાગ્યું, આણી પાસ જમણી બાજુનો અને મધ્યનો મોરચો પહેલાંની પેઠે **મોહબતખાને** તથા **અકબરશાહે** ઘણાજ શૂરાતનથી લઢીને સંભાળી રાખ્યો હતો. અને ડાબી બાજુ ( એટલે **ઔરંગજેબ**ના લશ્કરની જમણી બાજુ ) થી **સંભાજીરાવે ઔરંગજેબ**નું લશ્કર વિખેરી નાંખ્યું, તેથી લઢાઈનો નિકાલ આવ્યો. **ઔરંગજેબ**ની હાર થઈ, અને લોહીની નદી વહેવરાવી, ગીધ્ર કાગડાઓ અને શિયાળિયાંને ઉજાણી કરાવી છેવટે વિજયશ્રીએ યુવાન **અકબરશાહ**ના ગળામાં પોતાની વરમાળા આરોપી.

આવી રીતે લઢાઇનો અંત આવ્યા પછી **સંભાજીરાવ** અને સુલતાન **અકબરશાહ**ની મુલાકાત થઈ. **સંભાજીરાવ**નું શૂરાતન જોઇને રજપૂત સિપાઇઓને તથા **અકબરશાહ**ને ઘણોજ આનંદ થયો. પછી જયઘોષના નાદની ગર્જના કરતા કરતા આનંદાવેષથી **અકબરશાહ** અને

**સંભાજીરાવ** વિગેરે **ઔરંગજેબ**ની છાવણીમાં પેઠા, પ્રથમ જે તંબુમાં **રોષનાર** હતી, ત્યાં તેને મળવાને **સંભાજીરાવ** ગયો. તેને જોઇને રો-**ષનાર**ને જે આનંદ થયો, તેનું વર્ણન પૂર્વના આપણા **કાલિદાસ** કે હાલમાં થઈ ગયેલા **નર્મદાશંકર કવિ** વિના અન્ય કોઈ તેમની બરોબ-રી કરવાને સમર્થ નથી. **સંભાજીરાવ**ની મુક્તતા થઈ તે માટે તે આનંદના ભરસમુદ્રમાં ગોથાં ખાવા લાગી, તેની સાથે પોતાના બાપની હવે શી વલે થશે, તે મનમાં આવવાથી જરા ચિન્તારૂપિ કીચડમાં રગદોળાવવા પણ લાગી. **સંભાજીરાવ**ને જોઇને તેના અંતઃકરણમાં આનંદની ભરતી આવી ગઈ. તેના ચેરા ઉપર કોઈ જૂદાજ પ્રકારની સુરખી આવીને હમેશાંના કરતાં ઓરજ પ્રકારનો તેનો ચ્હેરો પ્રફુલિત થઈ ગયો. તે વખતે તે, તેને ગળે બાઝી પડીને તેની છાતી ઉપર આનંદાશ્રુ વર્ષાવવા લાગી. તેણે પણ એક હાથ તેના ગળામાં નાંખીને બીજા હાથે તેની હડપચી હલાવીને કહેવા માંડ્યું:—

“**રોષનાર**, આપ ખુદાને અપનેકો કૈસા ખુષીકા દિન દિખલાયા હૈ. આજ અપને કુલ્લ તખલિપકા ખાતિમા હુઆ, ઐસા સમજના ચાહિયે. આપકે મેહરબાનીકે બાઇસિસે આજ મૈં કૈદમેંસે ખુલ્લા હુઆ. મેરી જાન્ આપકી સબબ બચ ગઈ હૈ. આપકી ખબરદારી મુઝપર ન હોતી તો કૈદખાનમેં મેરી મૌત હો જાતી, કૌં કિ, જબ્ કોઈ કમ્નસીબી રાજા દુ-ષ્મનકે હાથ પડતા હૈ તબ્ કૈદમેંહી ઉસકી જાન નિકલ જાતી હૈ. વહ જિંદા બાહર નિકલનેકી ઉમેદ નહી પાઈ જાતી હૈ. કમનસીબકી રાત ગુ-જર ગઈ, ઔર અચ્છા નસીબકા આફતાબ ખુલ્લા હુવાહૈ. વહ જલદ ઉપ્પર ચઢેગા ઐસા દિખાતા હૈ. મૈં અપને રાજ્યમેં પહુંચેનપર ઉધર આપકો લે જાઉંગા, ઔર કરારકે બમોજિબ આપસે શાદી કરૂંગા. આપકો મૈં અપની પ્યારી ઔર સબ્સે બડી રાની બનાઉંગા. તબ્ અપને જિંદગી ભરતક હમ દોનો ખુષીસે ઐષ કરેંગે. અબ્ કોઈ આફત્ ન આવેગી.”

એ ભાષણ સાંભળતાંજ **રોષનાર**ની આંખમાંથી મોતીનો હાર તૂટ-વાથી જેમ ટપોટપ મોતી ગરે તેમ આનંદાશ્રુ ગરવા લાગ્યાં, હોઠ થરથર કંપવા લાગ્યા, અને શરીરમાં કંપારીઓ ઉપર કંપારીઓ આવવા લાગી. પછી ગદ્ ગદ્ કંઠે પોતાના પ્રાણવલ્લભને કહેવા લાગી:—

“**મહારાજ**, મેરે વાલીદકો ક્યા સજા આપ કરેંગે? સો મુઝકો પ-હિલે માલૂમ હોના ચાહિયે. ઉસ્કે લિયે મુઝકો બહુત અપ્સોસ હોતા હૈ.”

**સંભાજીરાવે** કહ્યું:—આપકે વાલિદકો અબ્ કૈદહી હૈ. વહ બાદશાહીકે ધુંદસે મસ્ત હુઆ હૈ. ઉસ્કો અપના ઔર પરાયા દેખ નહી પડતાહૈ. મૈં ઉસ્કે સરીખા એક રાજા હોં કરકે, ઉસ્ને મેરી કિતની બેઅદબીકી, યહ આપકો માલુમ નહી ક્યા ? **અકબરશાહા** ઉસ્કા ખાસ લડકા હોકર ઉસ્કો વહ દુશ્મન્સેભી જાદા દેખ્તા હૈ. આપ ઉસ્કી લડકી, આપપર ઇતના પ્યાર કરકે ભી આપકો ઇતની તખ્લિય દેના ક્યા મુનાસિબ્ હૈ ? ઐસે સંગદિલ્ ઔર નાલાયક વાલિદપર આપ ઇતની રહમ કૈસી કરતી હો. ઉસ્કા મુઝકોં તાજુબ હોતા હૈ. ઐસે બદમાષકી તો ફૈરન્ કતલ કરના ચાહિયે.

બન્નેની મુલાકાત થતાંજ **સંભાજીરાવે** કેટલા બધા પ્રેમથી વાતો કરી તેથી તેના પ્રેમની અને બાપનું નામ કાઢતાની સાથેજ દાંત કચકચાવીને કેટલા દ્વેષથી **સંભાજીરાવ** બોલ્યો, એ જોઇને પોતાના બાપ માટે તેના મનમાં ખરેખરો દ્વેષ ભરાઈ ગયો છે, એ બંને વાતો વિષેની **રોષનારની** ખાત્રી થઈ. તેના આવિર્ભાવ ઉપરથીજ તેનો આગળ શું કરવાનો વિચાર છે, તે જણાઈ આવ્યો, તેથી તેને ઘણુંજ ખોટું લાગ્યું. અને બાપની આવી અવસ્થા થશે એવું મનમાં આવવાથી તે ઓઢણાના છેડાથી પોતાનું મ્હોઢું ઢાંકીને રૂદન કરવા લાગી. બાપની જોડએ તેટલી જુલમ ભરેલી ગેરવર્તણુંક છતાં તેના ઉપર **રોષનાર** આટલી બધી દયા ખાય છે, તે જોઇને **સંભાજીરાવને** પણ જરા માઠું લાગ્યું. તોપણ તેણે કહ્યું:—

યહ ક્યા ભલા, **શાહજાદી**? પાગલકે માફીક ક્યોં કર રોતી હો? દોનોમેંસે કિસકા ગુન્હા જબર ઇસકા જરા ખ્યાલ કરો તો આપકેભી દિલમેં આવેગા કિ, આપકા વાલિદહી જ્યાદે સજાકે લાયક હૈ. તિસ્પરભી આપ વાસ્તે ઉસ્કે જાનપર આફત્ ન આવેગી. ઐસી મૈં અપની જબાન દેતા હું. આપ અપને વાલિદકો ઇતના માનતી હો ઇસ્ લિયે મૈં ઉસ્કો કૈદસેભી છુડાઉંગા. લેકિન્ ઉસ્ને મેરી એક બાત કબૂલ કરની ચાહિયે.

એ તેનાં કૃપા ભરેલાં વચનો સાંભળતાંજ **રોષનારને** અનિવાર્ય ઉમળકો આવ્યો તેથી ઘણાજ પ્રેમાળ અંતઃકરણથી તે તેને ગળે ફરીને વળગી પડી. અને હુસકાં ખાતાંખાતાં તેના શરીર ઉપર તેણે મદોષ્ણ આનંદાશ્રુનું સિંચન કર્યું. તે તેના અશ્રુજ આભાર દર્શક હતાં. કારણ કે, તેની છાતી ઘણીજ ભરાઈ આવવાથી તેનો ઉપકાર માનવાને તે બોલી

શકે નહિ. તેના આશ્વાસનથી તેને પોતાના બાપ વિષેનું દુઃખ નહિ સરખું થઈ ગયું. પછી તેણે પોતાના પ્રાણપ્રિય ઉપર, સુહાસ્યવદનથી પ્રેમ કટાક્ષ નાંખી. તે વખતે તેના સકુમાર અને ગૌરવર્ણ ગાલ ઉપર આંસુના તરતના ચાલેલા રેલા પણ સૂકાયાં નહોતાં, અને દિલગીરી પોતાની સ્વારી કુચ કરવાને બરાબર મુકામ ઉઠાવી શકી નહોતી, તેટલામાં તો તેની શોક **આનંદાબાઈ**ની સ્વારીનો મુકામ એકદમ આવી પડયો. તે સમયે ગુલાબના છોડ ઉપર તરતની ખીલેલી કળીના ઉપર વર્ષાદની ફરફર પડીને તરતજ વર્ષાદ ઉઘડી જઈ સૂર્યનો કોમળ તડકો પડવાથી જેવો તેનો અવર્ણનિય બહાર દેખાય છે, તેવો બહાર તેના દિવ્ય મુખના ચળકાટથી દેખાવા લાગ્યો. તેના તે વખતના પ્રફુલ્લિત થયેલા મુખચંદ્રમાના દર્શનથી **રાજાને** પણ રોમ રોમ પરમાનંદ વ્યાપી રહ્યો. તો પણ તેના મનમાં **ઔરંગજેબ** માટે આગળનો શો વિચાર છે, એ હજી કાંઇ તે બન્ને વચ્ચે સ્પષ્ટ થયું નહોતું. તથાપિ **રોષનાર** ઉપર **સંભાજીરાવનો** અકૃત્રિમ પ્રેમતો ખરો એમાં કાંઇ સંદેહ નહોતો. તેના બાપે પોતાને તથા **રોષનારને** જે દુઃખ દીધેલું તેનો ચિતાર પણ તેના મનમાંથી ભુંસાઈ ગયો નહોતો. એક બાજુએ **રોષનાર** સાથેનો પ્રેમ, અને બીજી બાજુએ તેના બાપ ઉપરના દ્વેષભાવે તેના અંતઃકરણમાં ખેંચતાણ કરી મૂકી હતી. તે જખમી હતો તે વખતે **ઔરંગજેબની** છાવણીમાં લાવતાં તેના સિપાઇઓએ તેને ઘણો હેરાન કર્યો હતો, અને છાવણીમાં જઈ પહોંચ્યા પછી પણ તેને નાહક દુઃખ દીધું હતું, તે વાત તેની છાતીમાં ભાલાની પેઠે ખૂંચ્યા કરતી હતી. તેમાં, **સંભાજીરાવ** જેવો મહાસ્વચ્છંદી, મહાનિર્દય, અને મહાનિષ્ઠુર રાજામાટે તો દયાનું નામ પણ લેવાનું નહિ તે આ બધું કેમ વિસરે ? તો પણ છેવટે, તેના તંબુમાંથી બહાર નિકળતાં ઉતાવળમાં તેણે તેને એટલુંજ કહ્યું કે, :—

'આપકે ભાઇ કે રાયસે મૈં આપકે વાલિદકા ફૈસલ જલ્દ કરૂંગા.' એ સાંભળીને **રોષનારના** મનની એટલી ખાત્રી થઈ કે, આખરે બાપના જીવને ધોકો લાગશે નહિ. અને મ્હારા પ્રત્યે તેનો ઘણોજ પ્રેમ છે. તેથી તે મ્હારા ઉપરના પ્રેમની ખાતર પણ બાપના માટે પેટમાં દયા લાવશે.

ત્યાર બાદ **સંભાજીરાવ** અને **અકબરશાહની** મુલાકાત થઇ. તે મુલાકાતમાં બન્ને જણે મળીને એવો ઠરાવ કર્યો કે, નર્મદાની ઉતર તરફનો તમામ પ્રદેશ **ઔરંગજેબના** તાબામાં રહેવા દેવો અને **બાદશાહને**

કેદમાં નરાખતાં તે પ્રદેશના રાજ્યની કુલ મુખ્તીઆરી મને સોંપવી, અને નર્મદાની દક્ષિણનો જે પ્રદેશ છે તેના બરાબર બે ભાગ કરી તેમાંના એક ભાગ ઉપર **સંભાજીરાવે** અને બીજા ભાગ ઉપર **અકબર-શાહાએ** સ્વતંત્રપણે રાજ્ય કરવું. આ બંને પૈકી કોઇના ઉપર શત્રુ ચઢી આવે તો એક બીજાએ અરસપરસ સાહ્ય કરવી. આ પ્રમાણે એક બીજામાં કોલકરારો કરી **ઔરંગજેબને**, તેના માટે બન્નેજણે કરેલો ઠરાવ કહી બતાવ્યો તે વખતે તે વાત તેણે મુંગે મ્હોઢે કબુલ કરી, કારણ કે કબુલ કર્યા સિવાય બીજો ઇલાજ નહોતો. કબુલ નહિ કરીએ તો જન્મારા સુધી એકાદા કોઇ કિલ્લામાં સડયાં કરવું પડશે, માટે જરા પણ આનાકાની ક-ર્યા વગર તેણે હા ભણી 'પડયા ઉપર પાટું' જેવી બીજી એક સરત તે મણે તેની પાશે કબુલ કરાવી. તે એકે **સંભાજીરાવ** પોતાનું રાજ્ય સારી રીતે કરવા માંડે એટલે **રોષનારને** ત્યાં લઇ જવી. આ સરત કબુલ કરવાને તો ઘણુંએ તેના જીવ ઉપર આવ્યું પણ શું કરે ? 'બખત પડે બાંકા તો ગધ્ધેકુ કહેના કાકા' એ કહેવત લક્ષમાં રાખીને તે વાતમાં પણ તેણે હકાર ભણ્યો. પછી તેની પાસેથી તેના હાથદસ્કતનો કરાર લખી લઇને થોડીએક ફોજ સાથે આપીને તેમણે તેને નર્મદાપાર જવાની પરવાનગી આપી. આપણે બંને જણે તમામ ફોજ સાથે લઇને **રાયગઢ** ઉપર ચઢી જવું. એવો તેમણે વિચાર કર્યો. **રાયગઢ** ભણી જવાને નીકળતાં પહેલાં **સંભાજીરાવે રોષના-રની** મુલાકાત લઇને બધો વૃતાંત તેને કહી બતાવ્યો. ત્યાં જઇને હું પહેલાંની પેઠે મહારા રાજ્યની લગામ મહારા હાથમાં લીધા પછી તને ત્યાં લેઇ જ-ઇને તારા સઘળા મનોરથ પુરણ કરીશ એવું વચન આપીને તેની રજા લઇને તે નીકળ્યો. **રાયગઢમાં રાજારામના** પક્ષના લોક હતા તેમને આ બધી હકીકત માલુમ પડી ગઇ હતી તેથી તે તમામ લોક **સંભાજીરાવના** ક્રુર સ્વભાવથી અને **અકબરશાહાની** ફોજથી બીને નાશી ગયા. **સંભા-જીરાવ** અને **અકબરશાહા રાયગઢ** પહોંચ્યા પછી **રાજારામ** તેમના હાથમાં આવ્યો. તેને ફરીથી કેદમાં નાંખીને **સંભાજીરાવ** પૂર્વવત્ રાજ્યા-રૂઢ થયો.

ઉપરનો બધો બનાવ બન્યો તેટલો વખત **સંભાજીરાવ** સારી સ્થિતિ ઉપર હતો. પણ રાજ્ય લક્ષ્મીનો તેને ફરીથી સંયોગ થતાંજ ઐ-શ્વર્ય રૂપ મદ્યથી તેની આંખો પાછી ઓચીએ જતી રહી. શરૂઆતમાંતો દરેક મહત્વના કામમાં તે **અકબરશાહાની** સલામસલ્લત લેતો હતો. કે-

ટલી એક મુદત બન્નેના વિચારથી રાજ્યકારભાર ચાલ્યો પણ પછી તેના મૂર્ખના શિરોમણિ **કલુષાપ્રધાન**ના તંત્રથી તે ચાલવા લાગ્યો. **એસાજી ફર્જંદ**ની અને તેની પાછી ફરીથી જમાવટ થઈ. **તુળશીનો** અને તેનો વારંવાર મેળાપ થવા લાગ્યો. પ્રતિબંધમાં હતો ત્યારે દારૂ પિવાનું કામ બંધ પડ્યું હતું, તે પાછું પુનઃ શરૂ થયું. તેના નાશને માટે ભાઈ બ્હેનની છૂપી મસલતો પાછી શરૂ થઇ. **અકબરશાહ**નો પહેલાં તો તે સારો માન મરતબો રાખતો હતો. તેની આગતાસ્વાગતમાં તે તલ માત્ર પણ પાછો હઠતો નહોતો. તેની ફોજના ખર્ચ માટે તેણે સારી વ્યવસ્થા કરી રાખી હતી. આગળ એજ પ્રમાણે બન્ને સાથે રહીને પોત પોતાનો રાજ્યકારભાર સારી રીતે ચલાવશે, એવી આશા જણાતી હતી. તેણે **અકબરશાહને** રહેવા માટે એક ગામ આપ્યું હતું. તેનું નામ તેણે 'પાછાપૂર' રાખ્યું. પણ પછી જેમ જેમ દિન જતા ગયા અને **કલુષા, એસાજી** તથા **તુળશી** વિગેરે બદમાશ મંડળીના નાદે જેમ જેમ ચઢતો ગયો તેમ તેમ તેના મુસલમાન મિત્ર ઉપરનું તેનું લક્ષ કમી થતું ગયું. તેણે તેની સાથે કોલ કરાર કર્યા હતા તે વિસરી ગયો. દક્ષિણ તરફનું અર્ધું રાજ્ય કબજે કરી આપવાનું તેણે વચન આપ્યું હતું તે પૂરૂ કરવાનું ભાન પણ તેને રહ્યું નહિ.

બીજી બાજુએ **ઔરંગજેબ** છુટતાની સાથે તેણે કબુલ કરેલા તમામ કોલકરાર પાણીમાં બોળ્યા, અને **સંભાજીરાવ** તથા **મહમદ અકબરના** ઉપર સ્વારી કરવાની તેણે તાબડતોબ તૈયારી કરી. તે જય મેળવતો મેળવતો ફોજ લઇને નર્મદા ઉતરીને પોતાની તરફ આવ્યાની બાતમી ઉપર બાતમીઓ આવવા લાગી. **ઔરંગજેબ** જેવા મહા અભીમાની અને પરાક્રમશાળી પૂરૂષ અમસ્થી માખો મારી બેશી રહે, એ વાત કેમ બને? પાંજરામાં સપડાએલા વાઘને જેમ કોઈ ડરકુદાસ પણ પજવે, અને તે વખતે નિરૂપાય થઇને તે પજવણી મુંગે મ્હોઢે સહન કરી લે, તેમ તેની અવસ્થા થઇ હતી. પ્રતિબંધમાંથી એક વખત શી રીતે મુક્ત થાઉં, એવી તેને ચટપટી થઇ હતી. માટેજ તેમણે તેને જે જે કહ્યું તે તે કબૂલ કર્યું. પણ છુટકારો થવા જેટલીજ ઢીલ પકડાવી, પછી કરાર કોણ અને આપણે કોણ? એવું તેણે પોતાના મન સાથે નક્કી કરી રાખ્યું હતું. તરતજ તેણે ફોજ આપીને એક બે સરદારો પોતાની આગળ રવાના કર્યા. આણી તરફ **અકબરશાહને સંભાજીરાવની** મદદ ન મળવાથી તે

એકલો પડી જઇને ફસાઇ ગયા જેવો થયો હતો. એવો ઘાટ જોઇને, **આણણાજી દત્તો, શિરકે, એસાજી** અને **તુળશીબાઈ**, એ મંડળી **રાજારામ**ના પક્ષની હતી, તેમણે તેને પોતાના ભણી વાળી લેવાને પ્રયત્ન ચલાવ્યો–**સંભાજીરાવ**નો પક્ષ છોડીને અમારા પક્ષમાં સામેલ થઇ જાય તો અમે તમને **બાદશાહની** ફોજ ઉપર ચઢાઈ કરવાને મદદ કરીએ, એવું તેમણે અંદર ખાનેથી કહેવરાવ્યું. એ બાતમી મહાડના **દેશપાંડે દાદાજી રઘુનાથ** મારફતે **સંભાજીરાવ**ના કાન ઉપર ગઇ–તોપણ તેનું તેને ભાન આવ્યું નહિ. દિનપ્રતિદિન તે બેહોષ થતો ગયો. **અકબરની** સલ્હા મસલત સાંભળવાનું તો એ બાજુએ રહ્યું, પણ તેણે તેની મુલાકાત લેવાનું પણ બંધ કર્યું હતું, આવી તેની ગેરવર્તણૂક જોઈને **અકબરશહા** ઘણોજ કંટાળી ગયો. **સંભાજીરાવ**ને એક વખત મારવાનો ઠાઠો થયો હતો. એ ખબર તેણે તેના મિત્રભાવે જણાવી. પણ **એસાજી** વિગેરે તરફથી આવી વાત કદાપિ થાયજ નહિ, એવું સમજીને તે તેણે સાંભળી ન સાંભળી કરી નાંખી, તે ઘણું કરીને હમેશાં દારૂની નિશામાં ને નિશામાં ચકચૂર રહેતો. **કલુષા** પ્રધાન ને બીજા કોઇને મળતોજ નહિ. કોઈ આગ્રહથી મળેતો તો તેનો તે તિરસ્કાર કરતો. રાજ્ય ખેરખા લોકો તેનું છાકટાપણું જોઇને દિલગીર થઇ ગયા. **ઔરંગજેબની** સ્વારી છેક નજીક આવી પહોંચી તો પણ તેની ખબર આ ઓલીયારાજાને ખરી લાગતી નહોતી. **સુલતાન અકબરશહા**, અને તેનો **મોહબતખાન જયસિંહ** વિગેરે સરદાર મ્હારા મિત્ર છે, તે કદિ પણ **ઔરંગજેબને** નજદીક આવવા દેશે નહિ, એવી ઘુમરાઈમાં તે હતો. **સંભાજીરાવની** સ્થિતિ આવી થયાનું સાંભળીને જે ફકીરે **શહાજાદા**ના હિત માટે તેને કિલ્લા ઉપરથી છૂટો કરી લઈ ગયો હતો, તે ફકિર ઘણોજ ખેદયુક્ત **રાયગઢ** ઉપર જઇને રાજા આગળ ઉભો રહ્યો. તેણે પણ તેની છાકટાપણાની સ્થિતિ જોઇને યથાઘટિત વાક્યવડે પૂજા કરી, તે એવી રીતે કે;–

**ફકીર**—રાજા, મૈં કોન હું ? મુઝકો પહિછાના ક્યા ? તેરે રાજ્યકી ઘુમંડી તું છોડદે. તેરા રાજ્ય કીડોને પોલા કિયા હુઆ પલંગકે માફિક હુઆ હૈ ઉસકો જરા હુલાનેસે ટૂટ જાયગા. જુલમી, કૈફી, ઓર મસ્ત રાજાને અપને રાજ્યકા કિતનાભી ઈતિજામ દુરસ્ત રક્ખા તોભી બિગડનેકો દેર નહી લગતી હૈ. જો રાજા ઐષઆરામમેં ચૂર હોતા હૈં, ઔર રાજ્યકા કારોબાર દિલ્લસે નહી કરતા હૈ, ઉસકા રાજ્ય બહુત દિન ન ર-

હેગા. અબે તૂ કહાં થા ? તેરી હાલત ક્યા થી ? તુજકો કિલેપરસે કિસ્‌ને છુડાયા ? બલ્‌કી, તેરી જાન્ બચાઈ કિસ્‌ને ? ઇસ્‌કી કુછભી તુજકો યાદ હૈ ? યહ એહસાન્ ઉસ્ **બાદશાહાકે** લડકીકા ઔર ઉસ્‌કે ભાઇકા તેરે સિરપર હૈ. ઇતનેમેં ભૂલ ગયે હો. અય જાહિલ, ઉસ પાક **શહાજાદીકી** હારી હુઈ જબાન્ તૂ કબ પૂરી કરેગા ? બદમાષ, ઉસ્‌કે બદ્ દુવાસે તૈ ખાક્ હો જાયગા. એહસાન્ ન માનને વાલોંકો ખુદા પ્યાર નહી કરતા હૈ. ઇસ્ દગાબાજીકે બદલે તુજકો નસીહત હુયે બગૈરે ન રહેગી. અબ તોભી હુંશિયાર હોજા. ફોજ તૈયાર કરકે ઉસ્‌કે ભાઇકી મદદ કર; ઔર **અવરંગઝેબકો** પીછે હટાયકે ઉસ્‌કો હારે હુયે જબાનકો પૂરી કર. ઐસા ઔર એકદફે તુજકો કહેતા હું. નહી તો આખિરકો સબ્ જાનકારખુદા ઉસ્‌કે વાલિદકે હાતસે તેરી સજા જલ્દ કરાવેગા.

આવી રીતે ક્રોધાવિષ્ટ મુદ્રાથી ભાષણ કરીને ફકીર જમીન ઉપર ધમોધબ પગ પછાડતો પછાડતો પાછો ગયો. તેનું તે કડક ભાષણ સાંભળીને **સંભાજીરાવ** તદ્દન ઘભરાઈ ગયો. તેને ટાઢ ચઢી ગયાની પેઠે કંપારા આવવા લાગ્યા. તે સમયે **સંભાજીરાવ**ની પાસે કેટલાએક હજુરી લોકો અને **પેરગીર હથિયારબંધ સિપાઇઓ** પણ હતા. પણ તે ફકીરને એક અક્ષર કહેવાને કે તેને ત્યાંથી કાઢી મેલવાને કોઈની આએ શેર સુંઠ ખાધી નહોતી. એવો તે ફકીરનો તે પ્રાંતમાં ધાક હતો. **હું રાયગઢના** કિલ્લા ઉપર કેદ હતો, તે વખતે મને જે ઓલિયો **ફકીર** મળ્યો હતો તે એજ છે, એવી તેને ઓળખાણ પડી, જેણે **શહાજાદી**ના કહેવા ઉપરથી મને કિલ્લામાંના કેદખાનામાંથી છોડાવ્યો હતો, તે ખચીત આજ માણસ, એવી તેની ખાત્રી થઈ. તથાપિ તેણે તે **ફકીર**ની કાંઈ પણ આગતાસ્વાગતા ન કરતાં તે જેવો આવ્યો તેવો તેને પાછો જવા દીધો, તેનું કર્ણકટુ ભાષણ તેના કાળજામાં બાણની પેઠે સોંસરૂ ઉતરી ગયું. તે વાગ્વિષે તેના હૃદયમાં જ્વાળા સળગાવી મૂકી. દાઝયા ઉપર ડામ જેવું તેને થયું. તો પણ શું થયું ? આ વાત બન્યાને એક ઘડી તો થઈ નહીં એટલામાં પથ્થર ઉપર પાણીના જેવી અસર થઈ ! એક બે દહાડામાં તો તે દાઝયાની નિશાની અને ડામનું ચાઠું સરખું પણ રહ્યું નહિ. **તુળશી**ના રંગ મહેલમાં તે તેના મકરંદ સ્વાદના ભ્રમરાની પેઠે લબ્ધાયા પછી તેને એવી વાતની યાદ શી રીતે રહે ?

**સંભાજીરાવનો** આવો સ્વચ્છંદી, હિક્કડ, ઉલ્લૂ અને છાકટો સ્વભાવ જોઇને **મહંમદ અકબરશાહા** તદ્દન કંટાળી ગયો હતો. બીજી બાજુથી **બાદશાહાની** સ્વારી દરમજલ આણીપાસ આવતી ગઇ. અને અહીં **રાજાના** વિશ્વાસ ઉપર બેશી રહીશું તો તેનું ને મ્હારૂં બન્નેનું સત્યાનાશ વળી જશે. તેથી હવે અહીં રહેવામાં માલ નથી. તેમ બાપના ભણી જવામાં પણ માલ નથી. તો પછી **શાહાજાદીનું** અને તેનું ગમે તે થાઓ. પણ આપણે તો દૂર દેશ નીકળી પડવું, એના જેવું બીજું એકકે સુખ નથી. એવો વિચાર કરીને, **સંભાજીરાવની** રજા લઇને **અકબરશાહા** હિંદુસ્થાનને છેલ્લી સલામ કરીને નિકળ્યો તે ઠેઠ ઇરાનમાં જઈ પહોંચ્યો.

આ પ્રમાણે **ઔરંગજેબને** પોતાના પેટનો છોકરો શત્રુ થયો હતો, તેનો એની મેળે નિકાલ થયા પછી તેણે **સંભાજીરાવને** પકડી લાવવાને ઉદ્યોગ ચલાવ્યો. તે કામ ઉપર તેણે પોતાના સરદાર **તકરીબખાન** અને તેના દિકરા **ઈકલાસખાનની** ફરીથી નિમણુંક કરી. તેઓ **એસાજી** અને **તુળશીબાઈના** કેવા મેળાપી થઇ ગયા હતા તે વૃતાંત્ત પૂર્વે છઠ્ઠા ભાગમાં અમે કહી ગયા છિયે, ને વાંચક વર્ગને યાદ હશે. તેમણે પોતાની નિમણુંક થયા પછી **સંભાજીરાવને** શી રીતે જીવતો પકડીને **ઔરંગજેબના** સ્વાધિન કર્યો, અને તે રાજાનું છેવટ કેવું ભયંકર પરિણામ થયું, તે હવેના ભાગમાં કહેવામાં આવશે.



## પ્રકરણ ૧૩ મું.

### " किं किं करोति न निरर्गलतां गता स्त्री. "

**અર્થ:**—નિર્લજ સ્ત્રીઓ શું શું નથી કરતી ? (અર્થાત્ કે, નિર્લજ સ્ત્રીઓ ચાહેતે કરી શકે છે.)



**આ**ગલા ભાગમાં કહ્યા પ્રમાણે **મહુમદઅકબર** ઇરાનમાં નાશી ગયા પછી **ઔરંગજેબે** પાછું ફરીને ઉગ્રરૂપ ધારણ કર્યું, અને **મરેઠારાજ્યનું** ખેદાન મેદાન કરી નાંખવાને તે એકદમ તૈયારી કરવા લાગ્યો. હવે મને કોઈ મદદ કરનાર રહ્યું નથી, એવું મનમાં આવવાથી **સંભાજીરાવ** મ્હોટી મુંઝવણમાં પડયો. **શહાજાદા** સાથે મેં વગર કારણે નઠારી વર્તણુંક ચલાવી, અને છેવટે ફકીરે આંખ ઉઘડાવ્યા છતાં પણ હું સાવધ થયો નહિ એ મ્હારી મ્હોટી મૂર્ખાઈ થઇ. એવો તેને પશ્ચાતાપ થયો. પણ તે પશ્ચાતાપજ રહ્યો. તે પછી શા કામનો ?

આણી તરફ તેના જીવ ઉપર આદરી બેઠેલાં **એસાજી** અને **તુળશી** બાઇની છુપી મસલતો ચાલુજ રહી હતી. તેમનો ઘાટ બે ચાર વખત.બર આવવાના રંગ ઉપર વાત આવી હતી, પરંતુ વચ્ચે વચ્ચે અકસ્માત્ કેટલાંએક વિઘ્નો આવી પડવાથી તેમનો બેત ફસકી ગયો હતો. પછી તેમણે એવો વિચાર કર્યો કે, આપણો ધારેલો બેત **રાયગઢ** જેવી **રાજધાની**માં રહીને પાર પડી શકશે નહિ. માટે કંઈ પણ બુટ્ટો ઉઠાવી રાજાને સમજાવી અહીંથી ગમે ત્યાં પણ દૂર લઈ જવો જોઇએ. પછી તેનો ત્યાં ઘાટ ઘડાશે. **રાજાને** શિકારનો ભારે નાદ હતો. માટે આ વખતે તે નિમિત્તે તેને **સંગમેશ્વર** લઇ જવાનો તેમનો બેત ઠર્યો. તેની પાસે તે વાત કાઢતાંજ તે નિકળવાને તૈયાર થયો. **સંગમેશ્વર**માં આપણા બે ત્રણ હવાશિર મહેલ છે, ત્યાંના હવા પાણી પણ સારાં છે, ત્યાં **તુળશીને** પણ સાથે લઇશું, અને ઉનાળાના બે ત્રણ મહિના ત્યાંજ **ચૈનબાજી** ઉડાવીશું, એવું **સંભાજીરાવ**ના મનમાં આવ્યું. તેમાં આ બન્ને જણુની સમ્મતિ મળી. સાથે ઘણાં માણુસો લઇ જવાની જરૂર નથી, માત્ર ખાસગીના ૨૫, ૩૦ માણુસો બસ છે, એવી સૂચના એ-

સાજીએ કરી. તે **રાજાને પણ પસંદ** પડી. એ પ્રમાણે નિકળવાની તૈયારી થયા પછી. **રાણીને** પૂછ્યા વગર જઇશું તો ખોટું લાગશે, માટે. **સંભાજીરાવ યેસુબાઇના** રંગમહેલમાં ગયો,

**રાણીનો રાજા ઉપર** ઘણોજ પ્રેમ હતો, અને હોય એ વાત પણ સ્વાભાવિક છે. પણ **રાજાની** પ્રીતિનાં પાત્ર પુષ્કળ હોવાથી તે વેરણ છેરણ થઇ ગઈ હતી. તેથી **રાણીના** એક તરફી પ્રેમનો કાંઈ બરાબર ઉપયોગ થતો નહોતો. તથાપિ જે જે વખતે પ્રસંગ આવે તે તે વખતે તે પોતાનું કર્તવ્ય કર્મ બજાવ્યા સિવાય રહેતી નહોતી. જ્યાં પુરૂષનો સ્ત્રીના ઉપર ઘણોજ પ્રેમ હોય છે, ત્યાં તેના રીસામણાં મનામણાં, હાસ્ય-વિનોદ, અને સલ્હા મસલતાદિ બરોબરીનો વ્યવહાર ચાલે છે. પરન્તુ જ્યાં તેનાથી ઉલટો પ્રકાર હોય છે, એટલે સ્ત્રીનો પુરૂષ ઉપર નિષ્કપટ પ્રેમ હોય છે, તથાપિ પુરૂષની તેના ઉપર પ્રીતિ ન હોવાથી તે તેને અળખામણી હોય છે, ત્યાં તે બિચારીને ઉલટી આજીજી કરવી પડે છે. પુરૂષ તેને લાતે મારીને ઝાટકી કાઢે તો પણ તેને પગે લાગવું પડે છે. અને તેના આગળ તેને વારંવાર 'નાકાલીટી ખેંચી ખોળા પાથરવા પડે છે. તે બીચારીની કાંઈ પણ ચુક ન હોય તેમ છતાં 'મ્હારી કાંઈ ભૂલ થઇ હશે, માટે મને માફ કરો,' એવું તેને કહેવું પડે છે. સારાંશકે, તેના મનમાં, મ્હારો ધણી મ્હારી જોડે જરા પણ માયાથી બોલે કે વર્તે; એ-ટલીજ તેની ઇચ્છા હોય છે. એવી દયાજનક સ્થિતિ **યેસુબાઇને** પોતા-ના કમનશીબથી આવી પડી હતી. તેનું ચિત્ત **રાજા** ઉપર અને **રાજાનું** ચિત્ત ભટકતું હતું. તેથી સુખોપભોગી દંપતિના એકાંત વાસમાં જે ટાઢી મીઠી પ્રેમભરી વાતો, વહાલપણ અને ભોગ વિલાસ વસી રહ્યાં હોય છે, તેમાંનું કાંઇ પણ આ **રાજારાણીના** અંતઃપુરમાં નહોતું.

હવે બીજે પક્ષે ધણી ગમે તેવો હેવડ, ઉધત, દુર્વ્યસની અને બ્હાર ખાઉ હોય તોપણ તેની સ્ત્રી જો સુશીલ, ડાહી, સદ્‌ગુણી, મર્યાદશીલ, શાન્ત વૃત્તિની અને શાન્ત સ્વભાવની હોય તો તેના ગંભીર સ્વભાવનું તેના ધણી ઉપર પોતાની મેળે તેજ અને વજન પડે છે. અને તે દબાઇ જતી નથી. તેના સદ્‌ગુણના ભાર નીચે ધણી દબાયા જેવો થઇ જાય છે. સ્ત્રીની સદ્‌બુદ્ધિ અને સુવિચારનો ભારબોજ જોઇને તેના ધણીને પોતાની મૂર્ખાઈની પોતાની મેળેજ શરમ આવે છે, ત્રાજવાના એક પલ્લામાં સુ-

ળશીનાં કાપટ્ય અને પાપાચરણ મૂકીએ અને બીજા પલ્લામાં યેસુબાઈનાં પવિત્ર શુદ્ધાચરણ મૂકીએ તો તે બન્ને પલ્લામાં અસ્માન જમીન જેટલું મહદંતર રહેશે. તુળશીનો તે ઠાઠમાઠ, તે ડોળ ડુમાક, તે ચેન ચાળા, તે ટાપટીપ, તે કાપટ્ય ભાવ, તે ભપકો, તે મીઠી ફ્રાંસી ( જીભ ), તે કૃત્રિમ સૌન્દર્ય, તે પોષાક અને તે માયાની લાઘવ, આમાનું બીચારી પવિત્ર યેસુબાઇમાં કાંઇ પણ જોવામાં આવતું નહોતું. તેમ ખરી રીતે જોતાં હતું પણ નહિ. તેનામાં તો નિષ્કલંક પ્રેમ, સાદી રીતભાત, સ્વાભાવિક સૌન્દર્ય, સરળ, મધૂર, નમ્ર, અને બુદ્ધિ પ્રાગલ્ભ્ય ભાષણ વિગેરે ઉત્તમ ગુણો વાસ કરી રહ્યાં હતાં. આ બન્નેનો કસ કાઢી જોઈશું તો ટાઢા પિતળ અને સોની ટચના સોના વચ્ચેના તફાવત જેટલી ભિન્નતા માલૂમ પડશે. ટાઢું પિતળ પોતાની પિળાશથી અને ચળકાટથી મૂર્ખ માણસને ક્ષણવાર ચકિત કરી નાંખે છે, એ વાત ખરી, પરંતુ ખરા સોનાને અને ટાઢા પિતળને કાંટામાં નાંખીને ઉપાડી જોઇશું, તો એમાંથી ઘણું વજનદાર કિયું છે, એ તરતજ માલૂમ પડી આવશે. કહેવાની મતલબ એટલીજ છેકે, સંભાજીરાવ સાથે યેસુબાઇને થોડીક વાતચીત થાય કે, તુળશીબાઇનો ઠાલો ઠમકો મનમાંથી ખસી જઇ, મગજ ઠેકાણે આવતું ખરૂં, પણ પાછા અહીંથી ઉઠયા કે એક કાને સાંભળેલું બીજે કાને કાઢી નાંખી કુત્રાની પૂંછડી ભોંયમાં ઘાલે તો પણ હતી તેવીને તેવીજ, તેની પેઠે રાજાસાહેબની સ્થિતિ થતી

ઉપર કહ્યા પ્રમાણે સંભાજીરાવ યેસુબાઇના વિલાસ મંદિરમાં આવ્યો તે વખતે તે પોતાના કુંવરને ખોળામાં લઇને સ્તનપાન કરાવતી હતી. આ વખતે કુંવર લગભગ બાર મહીનાનો હતો. અને તેનું નામ તેના દાદાના નામેનામ શિવાજીરાખ્યું હતું. કુંવરની મુખાકૃત્તિ દેદીપ્યમાન હતી. રાણીને આનંદ સ્થાનમાં આ કુંવરજ હતો. તેના ઉદાસ મનને વિશ્રાન્તિ પમાડનાર કુંવર એક વિસામા રૂપ હતો. ખરી રીતે જોતાં, *છોકરાં એ એક માબાપનું અજબ તરેહનું આનંદાશ્રમ છે, તેમાં વળી ધણીની અળખામણી સ્ત્રીને તો તે આનંદાશ્રમ ઘણુંજ પ્રિયકર થઇ પડે છે. કારણ કે, તે બિચારીને તો માત્ર તેના મ્હોઢા સામું જોઇનેજ દહાડા ટુંકા કરવાના હોય છે,

સંભાજીરાવનું અંદર આવવું થયું કે, કુંવર ધાવતો વછુટીને, પાછું

*गृहेरत्नानि बालकाः

વાળીને પોતાના પિતા તરફ જોવા લાગ્યો, સ્ત્રીની સાથે ધણીને બરાબર મેળ હોતો નથી, તો પણ પોતાના પુત્રની ઉપર ચાહ નહિ કરનારો લાખોમાં કોઇક એકજ અભાગિયો નર નિકળશે, આ રાજા તેમાંનો નહોતો. તેનો પોતાના કુંવર પ્રત્યે અનહદ પ્રેમ હતો, તેનો ખુશનુમા ચ્હેરો જોતાંજ તેના મનમાં ઘણોજ ઉમળકો થઈ આવ્યો. તે ઉમળકાનો ઉભરો ઉભરાઈ જતો હતો તેને લીધે કુંવર માના ખોળામાં હતો તેની પાસે **સંભાજી**એ જઇને તેને માંથે હાથ ફેરવી કહ્યું કે, 'બેટા એક બોકી કરવાદે' એમ કહીને તેના કુમળા કુમળા ગાલે અને નાનકડા હાથે બે ચાર બચીઓ કરી લીધી. પછી તેને લઇને રાજા બાજુ પરના પલંગ ઉપર બેસીને રાણી પ્રત્યે કહેવા લાગ્યો:—

**સંભાજીરાવ**—સાંભળ્યું કે ? અમે થોડાક દિવસ શિકાર માટે **સંગમેશ્વર** તરફ જવાનો વિચાર કર્યો છે. અહીં તમામ કામદાર લોકો છે. તેમના કામકાજનો બરોબર બંદોબસ્ત રાખજો, અને કુંવરનો જાપતો રાખજો. બીજું શું કહેવાનું છે ? રાજ્યનો મ્હોર, શિક્કો તમને સોંપતો જાઉં છું.

**યેસુબાઈ**—શું બાઇ ? જાણે કાંઈ મ્હને પૂછ્યા સિવાય આપ પાણી પણ પીતા નથી ! મનમાં તો કાંઇ કાંઇ તરંગો હશે. હું કાંઇ ધાવણું બચ્ચું નથી, હું તમારા બધા ઘાટ સમજું છું. શિકારનું તો અમસ્તુ બ્હાનું છે, પણ પેલી **તુળશીને** લઇને મઝા મારવા જતા હશો, બીજું શું?

**સંભાજીરાવને**—ના, ના, એવું નકામું મનમાં શું લાવો છો ? શિકાર કરવા જવું, એતો રાજાઓનો ધર્મજ છે. ઘણા દિવસ થયા શિકાર કરવા ગયા નથી. અને એક ઠેકાણે બેસી રહ્યા ને બહુ દિવસ થયા તેથી કંટાળો આવ્યા કરે છે, ને જીવને કાંઇ ચેન પડતું નથી, માટે હામ ફેર કરીએ તો જીવને જરા ચેન પડે એવું મનમાં આવ્યાથી જઇએ છીએ તેમાં વળી તમારા જેવાં ડાહ્યાં રાણી રાજ્ય સંભાળનાર પાછળ છે એટલે થોડા દહાડા બહાર ફરવા જવાને શી હરકત છે.?

**યેસુબાઈ**—મારા વ્હાલા, મને રાણના ઝાડપર ચઢાવવાની વાત કરો છો તે હું સઘળું સમજું છું. અમારા બાયડીઓના ડહાપણને પૂછેછે કોણ ? પૂરૂષ કરે તેજ પ્રમાણ. મુઆ સલ્હાકારો હજી કોણ જાણે કેટલીએ ધુળ ઘલાવશે. તેમનો અક્કેકો બુદ્દો સાંભળીને મને તો બાઇ સુળો ભોંચાવા જેવું થાય છે અને તે વખતે જાણે ઝેર ખાઇને લાંબી થાઉં જાઉં

એમ થાય છે. પણ આ જગ્યા સામુ જોઇને તેવું કરવાને મન પાછું હઠે છે જેનાથી આપ એટલા બધા ભોળવાઇ ગયા છો પણ તે ઘણીજ કપટી અને ગળકટી સ્ત્રી છે તેનો ભાઈ યેસો પણ તેવોજ ગળકટો છે. તેમનો બાપ જમાદાર કસ્તુમાં મરી ગયો ત્યારથી તે બંનેનો આપના ઉપર દાંતો છે. એકાંતમાં લઇ જઇને આપનો ઘાટ ઘડવાનો તેમનો ઈરાદો છે. એવી વાત એક વખતતો શું પણ દશ વખત મ્હારા કાન ઉપર આવી હશે તે સાંભળ્યા પછી મ્હારા જીવને બાઈ રાત દહાડો ચેનજ પડતું નથી. રોજ જીવ બળીને ખાખ થઈ જાય છે ( એમ કહીને રડે છે ) એટલા માટે જો મ્હારૂ કહ્યું માનો તો આપ જાઓ નહિં એમાંજ માલ છે. તેમ છતાં જો આપને મ્હારૂ કહયું ન સાંભળવું હોય તો આપની આગળ ખોળો પાથરીને એક માગણી કરૂં છું તે આપશો તોય ઠીક છે, જો કદાપી આપને જવુંજ હોય તો તે બંન્ને ચંડાળોને સાથે લઇ જશો નહિ એટલીજ મ્હારી માગણી છે. મેં તેમના કાળાં કરમનો ઇરાદો સાંભળ્યો ત્યારથી પ્રતાપગઢના માતાજી આગળ અનુષ્ટાન કરવા બ્રાહ્મણો બેસાડયા છે, તેમજ રોજ ચંદીપાઠ કરાવવો શરૂ કર્યો છે. અને રોજ માતાજીને અરજ કરૂં છું કે માતાજી, આગળ જેમ તેં મ્હોટા માહરાજનું રક્ષણ કર્યું છે તેમ મ્હારા માહરાજનું રક્ષણ કરનાર પણ તુંજ છે. તારા વિના અમારો બીજો કોઇ ત્રાતા નથી.

**સંભાજીરાવ**—બાઇડીઓમાં જે કમ અક્કલ કહી છે તે આજ. કોઇએ નકામું કાંઈ કહ્યું કે, તે પકડીજ બેસે. તે **જોત્યાજીએ** તમારા કાન ભંભેર્યા હોય એમ લાગે છે. પણ તે બેવકુફ નકામો વહેમ ખાય છે તેણે મને. એ વિષે ઘણી વખત કહેલું પણ ખરૂં. પરંતુ તેની વાતમાં કાંઈ માલ જેવું નથી. તે યેસાજી કહો કે, તેની બ્હેન કહો, પણ તે બંને તેવાં ખરાબ માણસ નથી. તેમનો બાપ મેં મુદ્દામ ઇરાદા પૂર્વક માર્યો છે, એવું જો કે, તેના મનમાં વખત પર થોડો વખત હશે, તો પણ કોઈ દહાડો તેમણે મ્હારા આગળ તે વાતનો ઉચ્ચાર સરખો પણ કાઢયો નથી. તો પછી નકામું કોઇને માટે કાંઈ કહેવું એ સારૂં નહિ. તે બન્ને ભાઈ બ્હેન મ્હારે માટે પોતાના જીવ કુરબાન કરે છે. તેમના હાથે મ્હારા જીવના જોખમની વાત કોઇ પણ કાળેજ બનેજ નહિ. એ તમારે બરાબર ધ્યાનમાં રાખવું.

**યેસુબાઇ**—આવતા જતા જુના માણુસોમાંનો માત્ર એક **જોત્યા-જી** રહ્યો છે તેનાં પણ મ્હને લાગે છે કે સોએ વરસ પૂરાં થવા આવ્યાં છે. રાજ્યની મુખત્યારી આપની પાસે આવ્યા પછી મ્હોટા માહારાજની વખતના ઘરડા બુઢ્ઢા માણસો હવે રહ્યા છેજ કયાં? સપાટાબંધ બધાનો ખેરકુટો કરી નાંખ્યો, કોઇની ગરદન ઉડાવી; તો કોઇને તેલની કઢાઇમાં હોમ્યા, કોઈને ચુનાની ભઠ્ઠીમાં ભર્યા, તો કોઇને ભીંતમાં ચણી કાઢયા, કોઇને હાથીનાપગે છુંદાવી માર્યા, તો કોઇને ઝેર ખવડાવીને માર્યા, કોઇને તીરબાજી કરીને માર્યા, તો કોઇને તોપને ગોળે ઉડાવી દીધા આવી રીતે બધાને બરોબર કરી નાંખ્યા. તેમાંથી કોણ જાણે તેના સારા નશીબે એકલો **જોત્યાજી** બચી ગયો છે તેને પણ ઉંચકીને એકાદી ખાઇમાં નાંખી દો, અને હું પણ મ્હોટા માહારાજના વખતથી છું તેથી મને પણ આપના હાથેજ તલવારથી છાંટી નાંખો એટલે આપના સ્વછંદી મારગમાં કાંટારૂપ આપને થઈ પડયાં છીએ તે કાઢી નાંખવાથી આપનો રસ્તો ચોખ્ખો થશે પછી તે **તુળશી ને તે યેસાજી**, અને તે કબજીનાપેટની બળતરા શાંત કરીને સુખેથી રાજ્ય કરો કંઇના રખડતા રઝળતા પિટના પિંજારડા જેવો એક હિંદુસ્તાની કનોજીઓ રાક્ષસ રાખ્યો છે. તે મુઆએ રાજ્યનું સત્યાનાશ વાળી નાંખ્યું. **મોરોપંત પિંગળે, બાળાજી બોવા પરભુ, અણ્ણાજી દત્તો**, એ બધા મ્હોટા **મહારાજની** પાસે ખાસ રત્નો હતા. તેમના ઉપર તેમનો કેટલો બધો વિશ્વાસ હતો તેમની બધી છાની છપની તેઓના આગળ કરે. વળી પોતે કોઈ કોઈ વખત બોલી પણ જતા કે, આ રત્નો મ્હારા રાજ્યના અને મ્હારા જીવનહાર છે. એવાં ઉપયોગી મ્હોટાં મ્હોટાં માણસોને આપે વગર વાંકે મારી નાંખ્યાં હવે એક પણ પૂછીને વાત કરીએ, એવું માણુસ પાસે સમ ખાવાનેય રહ્યું છે કે? બધાય 'હામજી ભામજી ને ભટ્ટા ચોર,' તે લોકોને નાદે ચઢીને આવાં અઘોર પાપ કરવા નહોતાં. આવું કરવાથી હવે આગળ રાજ્ય શી રીતે ચલાવશો? અને બાપદાદાએ આવી સરસ મેળવેલી કીર્તિ શી રીતે કાયમ રહેશે?

**સંભાજીરાવ**—જુઓ, મ્હારા મનમાં પણ એવું કાંઈ કરવાનું નહોતું, પણ ક્રોધના આવેશમાં મ્હોંમાંથી નિકળી ગયું, ભાન રહ્યું નહિ, અને થઈ ગયું. એ વાત ખોટી થઈ ખરી, પણ હવે તે કાંઈ મિથ્યા થનાર નથી. હવે એમ કરો; કે જુના માણુસોના છોકરાઓ કરતા કારવતા હોય તેમને નોકરી ચાકરીમાં રાખી તમેજ કારભાર કરો. કાગળ પત્ર લખાવવો કરવો

હોય તે તેમની પાસે લખાવી તેના ઉપર મ્હોર શિક્કા તમેજ કરતાં જજો. અમારા **પ્રધાનજીને** પણ અમે અમારી સાથે **સંગમેશ્વર** લઈ જઇએ છિયે. તમે જ્યારે કહેશો કે, પાછા આવો ત્યારેજ પાછા આવીશું, તે વગર આવીશું નહિ. હમેશાં ત્યાંજ રહેવાનું કહેશો તો તે માટે પણ અમારી ના નથી. રાજ્યકારભારનો બધો અખત્યાર તમને સોંપીને જઇએ, તો પછી થયું ને ?

**યેસૂબાઈ**—એમ બાઈડીઓથી રાજ્ય ચાલતાં હોત તો પુરૂષની શી જરૂર પડત ? પણ કહેવાનું એટલુંજ છે કે, સ્ત્રી જો એકાદ કાંઈ સારી સલ્લા આપે તો પુરૂષે તે સાંભળવી જોઇએ. તેમાં પુરૂષને કાંઈ ન્હાનમ લાગતી નથી. એક વખત મ્હારાં **સાસૂજીએ** મ્હોટા **મહારાજને વિજાપુરવાળાની** પાસે જશો નહિ, એ કાંઈ દગો ફટકો કરશે, એમ કહ્યું હતું. તે તેમની વાત પોતે સાંભળી નહોતી કે ? પણ મ્હારા ના કહેવાથી તમે અટકો, એટલી પુન્યાઈ મ્હારામાં ક્યાં છે ? અમે પરણેત સ્ત્રીઓ તે શા હિસાબમાં. તેવીજ કોઈ પ્રીતિની હોય તો ફેંટ પકડીને ખડા રાખે. હવે છેવટે કહેવાનું એટલુંજ છે કે, શરીર સાચવજો અને પિવા બિવાનું કમી રાખજો. હું પણ સ્વારી સાથે આવવાને તૈયાર છું. પણ આપની બન્નેની પ્રીતિમાં વળી ત્રીજીનો સમાસ શી રીતે થાય ?

આવી રીતે બન્નેની વાતચીત થયા બાદ બીજે દિવસે **સંભાજીરાવ** પોતાની તમામ મંડળી સાથે **સંગમેશ્વર** તરફ ઉપડી ગયો. ત્યાં ગયા પછી, શિકાર, મદ્યપાન, અને ભોગવિલાસમાં તે ગિરફતાર થઈ ગયો. **તુળશીબાઇને** રહેવા માટે તેણે એક સ્વતંત્ર મહેલ મુકરર કરી આપ્યો હતો. ત્યાં તેણે તેની તમામ સવડ કરી રાખી હતી. આ પ્રમાણે બે મહિના પાણીના રેલાની માફક વિતી ગયા. દારૂ પિવાના ઘણાજ ગાવરાથી **રાજા** છેક બેહોષ થઈ ગયો. તેના શરીરમાં બિલકુલ તાકાત રહી નહોતી. લૌકિક વ્યવહારનું ભાન પણ ભૂલી ગયો હતો. અને આગળ તેનામાં જે કાંઈ શૂરાતન હતું તે તદ્દન જતું રહ્યું હતું.

પાઠક, દારૂ પિવાથી ઘણો ફાયદો થાય છે, એવું કેટલાએક દારૂના પિનારા કહે છે, પણ તે તદ્દન ખોટું છે એવું આધાર પૂર્વક કહી શકાય છે. દારૂ પિવાથી તન, મન અને ધનની ખુવારી થાય છે. દારૂથી શરીરમાં મદને વધારનારી વિષના જેવી અસર થઇને મજજાનો અતિશય ઉપાડો કરે છે. તેથી માણસ બેભાન થઈ જાય છે, એટલુંજ નહિ પણ કોઈ

કોઈ વખતે તો તે મરણને શરણ પણ થઈ જાય છે. દરરોજ થોડો થોડો દારૂ પિવાથી પણ અનેક જાતના રોગ થાય છે. તે રોગોનો ધીમે ધીમે મજ્જા તંતુની રચનામાં પ્રવેશ થઇને તેને બગાડે છે. ડાકટર પ્રૌઢ એક જગાએ લખે છે કે, દારૂ પિવાથી શરીરના પોષણનો વ્યાપાર બરાબર ચાલતો નથી. લોહીમાંનો ઑક્સિજન વાયુ કમી થઈ જાય છે, તેથી તેમાંના ખરાબ પદાર્થ બહાર નિકળી શકતા નથી. સ્નાયુની શક્તિ કમી થતી જાય છે, અને શરીરમાં શક્તિ વધતી નથી. **ફ્રાંકિલન્** કરીને એક ડાકટર હતો, તે દારૂને કોઇપણ દહાડો અડતો પણ નહિ, તોપણ દારૂ પિનારાના કરતાં તે ઘણો બળવાન હતો. આપણા હિંદુસ્થાનમાં મદ્યપાન ન કરનારા લોકોમાંથી પણ ઘણાજ બળવાન લોકો મળી આવશે. દારૂ પિવાથી પેટમાંના માંસાદિ રચનાના અવયવોને અને ઇંદ્રિયોને હરકત થાય છે. તેથી લોહીને પણ હરકત પહોંચે છે. પકવાશયમાં ખોરાકનો રસ જલદી થતો નથી. લોહીનો ગતિ બરાબર ચાલતી નથી. ફેફસામાંના લોહીની ગતિ મંદ પડે છે, ઝાડો સાફ થતો નથી. જઠરમાં અવ્યવસ્થા થાય છે. મૂત્રપિંડનો તથા લોહીનો અનિયમિત વ્યાપાર વધે છે. અને ફેફસાની ઘણી ઝીણી વાહિનીમાં લોહીની થરો બાઝીને શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં અટકાવ થાય છે. તેનાથી પછી આગળ ઉપર લુખી ખાંસી થાય છે. દારૂ પિવાથી એકલા શરીરની નહિ પણ પૈસાની તથા આબરૂની પણ ખુવારી થાય છે. કેટલાકની એવી ખોટી સમજ છે કે, દારૂ પિવાથી સારા સારા વિચાર સૂઝે છે, પણ આ સમજ કેવળ ભ્રાન્તિરૂપ છે. ઇંગ્લાંડના પ્રખ્યાત **બાયૂરન્** કવિયે એક જગાએ લખ્યું છે કે, હું દારૂપિને કવિતા લખવાને બેસતો ત્યારે મને કાંઇ પણ સૂઝતું નહોતું. હજારો કલ્પના અને અનેક સંશયો મનમાં ઉત્પન્ન થઇને આવેલા વિચારો ડોળાઇ જતા. **ડ્રાયડન્** કવિયે પણ એજ પ્રમાણે પોતાનો અનુભવ જણાવ્યો છે. જે રાજ્યમાં દારૂભક્તો ઘણા હોય તે રાજ્ય આખરે પાયમાલ થઇ જાય છે એવા ઇતિહાસમાંથી જોઇએ તેટલા દાખલાં મળી મળી આવે છે. **શિકંદર બાદશાહાએ** દારૂની નિશામાં પોતાના એક વ્હાલા મિત્રને ઠાર મારી નાંખ્યો હતો. અને તેજ વ્યસનમાં તેનો પણ અંત આવ્યો હતો. **કાર્થેજીનિયન્** લોકો જ્યાં સુધી દારૂ પિતા નહોતા ત્યાંસુધી તેમનામાં શૂરાતન રહ્યું હતું. પછી તેઓ દારૂડિયા થયા ત્યારે તેમને **રોમનોએ** સહેજમાં જીતી લીધા. પછી તેજ **રોમનો** તેજ વ્યસનમાં ગિરફતાર થયા ત્યારે ઉત્તર ભણીના નિર્વ્યસની લોકોએ તેમનું રાજ્ય સહે-

જમાં છીનવી લીધું. અમારા આ લેખના નાયક **સંભાજીરાવના** ગળામાં પણ **સુરાબાઇએ** વરમાળા આરોપી હતી, તેથી તેનું છેવટે કેવું પરિણામ થયું, એ તમને હવે જલદીથી જણાવીશું. સારાંશ કે, જે જે માણસોના મનમાં આપણા દેશની ઉન્નતીને માટે યત્કિંચિત્ પણ દાઝ હોય તે માણસો એ આ **સુરાબાઈ** ( દારૂ ) ના મોહપાશથી ઘણેજ છેટે રહેવું જોઇએ.

જ્યારે એક બાજુપર **સંગમેશ્વર** ગયા પછી રાજા અને પ્રધાન બન્ને જણ નાચ, રંગ, તમાસા અને મદ્યપાનમાં ગરકાવ થઈ ગયા હતા, ત્યારે બીજી બાજુપર **તુળશી, એસાજી, તકરીબખાન** અને **ઇખલાસખાનની** સલ્લામસ્લતો **રાજાનો** ઘાટ ઘડવા માટે ચાલી રહી હતી. આ બાબતની રાજાને બિલકુલ માહિતી નહોતી. **તકરીબખાને** પાંચ મુસલમાન મારાઓ તૈયાર કરી રાખ્યા હતાં. માત્ર મારવાનો લાગ મળે, એટલીજ ઢીલ હતી. આ સંજોગની વચ્ચે એક સમયે **તુળશી** અને **એસાજી** વચ્ચે નીચે મુજબ વાતચીત થઈ.

**તુળશીબાઇ**—ભાઈ, આજ રાત્રે આપણે ભરેલો બાર ઉડાવવાનો છે. માટે તારા મસ્લતીયાને બોલાવીને તૈયાર રાખ. રાજા ઉંઘી જશે, તે વખતે એ કામ કરી લઇશું કેમ ?.

**એસાજી**—બ્હેન, તે વાતનો ગણસારો પણ માલૂમ ન પડે એવી કાંઇ એકાદિ યુક્તિ કાઢ. પછી અમે બધા તૈયારજ છિયે.

**તુળશીબાઈ**—ભાઈ, તારા મુસલમાન સાથીદારને એક ખાલી ઓરડીમાં છાનામાના સંતાડી રાખ. પછી બધા જંપીજપ્યાં બાદ રાજા ભર ઉંઘમાં પડયો હશે, તે વખતે મધ્ય રાત્રિના સુમારમાં ધીરે રહીને આગલું બારણું ઉઘાડીને હું તમને બધાને દિવાનખાનામાં લઈશ. પછી એક જણે આગળ આવીને રાજાની છાતીમાં ભચ્ચ દઇને જમૈયો ઘોચી ઘાલવો કે તે પાર થઈ જશે. તે ઉંઘમાં હશે તેથી આપણું ધારેલું કામ ઘણીજ સેલાઇથી થઇ સકશે. જરાકે ગરબડ થશે નહિ.

**એસાજી**—પણ બ્હેન, પેલો લુચ્ચો **જોત્યાજી** દિવાનખાનાની સામેનીજ ઓરડીમાં સુઈ રહે છે, ને તે બડો અષ્ટાવિધાની છે. તે જાગી ઉઠી વખતે વચ્ચે પડયો તો પછી શું કરવું?

**તુળશીબાઈ**—તે જાગી ઉઠે નહિ, એવો બંદોબસ્ત કરવાનું કામ મ્હારી તરફ આવ્યું. આજ તેના વાળુમાં હું કાંઈ કેફી વસ્તુ ઠોકી ઘાલીશ.

તેથી તે મડદું થઇને પડશે. પછી કદાચ રાજા ગમે તેટલા ધમપછાડા કરશે, તોપણ તે જાણી સકશે નહિ.

**એસાજી**—બ્હેન, તેની પાસે તિરકામઠું, તલવાર, અને જમૈયો તો હમેશાં તૈયારજ રહે છે. તે કાંઈ યુક્તિ કરી પહેલાંથી લઈ લેવાય તો ઠીક પડે. ખટપટ કરી જો. બન્યું તો બન્યું, નહિતો નહિ.

**તુળશીબાઈ**—ભાઈ, ગમે તોય પણ તું બીકણ છું. તેનો મ્હને ઘણોજ ચમત્કાર લાગે છે. અરે, તે એક વખત મડદું થઈ પડ્યો, પછી તેને હથિયારનું ભાનજ રહેવાનું ક્યાં છે ? વળતી ગમે તો તેની પાસે બીજાં દશ હથિયાર હોય તોપણ શા કામનાં ? હથિયાર પોતાની મેળેતો ઉડીને તમને કાપી નહિ નાંખે ? તું આવો મરદ જેવો મરદ થઇને **ડરકુબાઇની** પેઠે ડરે છે શું કામ? તારા જેવા પુરૂષાર્થી પુરૂષને મ્હારા જેવી સ્ત્રી લજવાવે, એની તને શરમ નથી આવતી ? એવી મજેની સોના જેવી વખત આણી આપીશ કે, પછી ફરીને એવો વખત કોઈ દહાડો હાથ લાગશેજ નહિ. તે વખત સાધી નહિ લઇએ તો નકામો લાગ ખોઈ બેસીશું. જેમ તારી નજરમાં આવે તેમ કર. પણ એક વાર હું તને છેવટનું કહું છું કે, જો તું આ વખત **ડરકુબાઇની** પેઠે ડરી જઈ પાછો હઠ્યો તો મ્હારેને તારે રામ રામ. પછી તું મ્હારો ભાઈ નહિ, ને હું તારી બ્હેન નહિ. તને ખબરજ હશે કે, બીજાનું વૈર લેતાં ઘરમાં કલેશ પેસે તે નિકળવો મુશ્કેલ થઈ પડે છે.

એવા **તુળશીબાઇએ** અણીના બે બોલ કહ્યા ત્યારે **એસાજીએ** કેડ બાંધી. સંધ્યાકાળ થયા પછી **તકરીબખાન** અને બીજા ચાર મારાઓ **એસાજીએ** મહેલમાં આણી સંતાડી રાખ્યા, રાત્રે **તુળશીબાઇએ** વાળુનું ભાણું **જોત્યાજીને** પિરસ્યું. પરંતુ તે દિવસે બપોરથી તેના જીવને ચૈન નહોતું. તેનો જીવ બળ બળ કરતો હતો અને તેને શુંનું શુંય થઈ જતું હતું. તેને શું થતું હતું તેની તેને પોતાનેજ સમજ પડતી નહોતી. તેને ઉગતે વાણેથી આ ભાઈ બ્હેનની વૃત્તિમાં કાંઈ ઓર તરેહનો ફેરફાર માલૂમ પડ્યો હતો. ગમે તે હો, પોતે રોજના કરતાં આજ ઘણીજ હોશિયારીમાં રહેવું, એવો ઠરાવ તેણે મન સાથે કરી રાખ્યો હતો. **તુળશીબાઇએ** વાળુને માટે ભાણું પિરસ્યું, તેમાં પણ તેને કાંઈ વહેમ પડી ગયો. તેથી તેમાંના બે ત્રણ કોળિયા ખાધાનું ડોળ કરી પત્રાળું બહાર ઉ-

સેટી દીધું. પછી હમેશ મુજબ પોતાની જગાએ જઇને પડી રહ્યો, પણ તેને કાંઈ ચૈન પડ્યું નહિ. અને અજંપો થયો.

અહીં એકાદ કલાક રાત ગઇ ન ગઈ, એટલામાં **સંભાજીરાવ તુળશીબાઈ**ના રંગમહેલમાં રાબતા મુજબ ગયેલો **જોત્યાજીએ** દીઠો હતો. પછી બધે જળજંપ્યું અને મધ્ય રાત્રિ વિતી ગયાને એકાદ કલાક થયો હશે એટલામાં બાજુ પરની એક ઓરડીમાં સહેજ કાંઈ ગરબડ સંભળાઇ, તે શું છે, એમ ધારી **જોત્યાજી** ઝટ જોવા માટે ઉઠીને બેઠો થયો. કેટલાંએક માણસો અંદરની બાજુએ ખુસ ફુસ કરે છે, એવું તેને લાગ્યું. પણ તેમનું બોલવું બરાબર સમજાયું નહિ. પછી ઉઠીને જુએ છે તો રંગમહેલમાં બ્હારના બારણા આગળ છ માણસો ઉભા હતાં. તેમને આશરેથી ઓળખી શકાય, તેવો દીવાનો ઝાંખો ઉજેસ પડતો હતો. આ લોક કોણ ? આટલી રાત્રે અહીં ક્યાંથી ? તેમનો શો હેતુ હશે ? એવો તે પોતાના મન સાથે વિચાર કરતો હતો. એટલામાં અંદરથી **તુળશીબાઈ**એ ધીરેથી બારણું ઉઘાડ્યું, અને તેણે પેલા છએ માણસોને અંદર લીધા. તે ઉપરથી તેણે નક્કી કર્યું કે, આમાં કાંઈ દગો હોવો જોઇએ. તરતજ તેણે પોતાની તલવાર ખેંચી અને તેમની પાછળ પાછળ તે પણ અંદર પેઠો, અને તેમણે અંદર પગ મૂકતાં. છએના હાથમાં હથિયાર છે, **રાજા** ભર ઉંઘમાં પલંગ પર પડ્યો છે, અને **તુળશી** પોતાના હાથમાં સળગતી મીણબત્તી લઇને રાજાના ઉશીકે ઉભી છે, એવો ભયંકર દેખાવ તેની નજરે પડ્યો. **મહારાજ** ઉઠો, જલદી ઉઠો, જલદી ઉઠો; દગો છે, દગો, આસપાસ દુસ્મનો ઉભા છે. એવું કહેતા કહેતામાં તેણે પોતાની તલવારથી મારાઓ પૈકીના એક જણનું ટોચકું ઉડાવી દીધું. ગરબડ થવાથી રાજા ઉઠી બેઠો થવા જાય છે, તેટલામાં **એસાજી**એ તેની છાતીમાં જમૈયો ઘોચવા માટે હાથ ઉગામ્યો, તે ઘાને **રાજા**એ પોતાના એક હાથ વતે અધ્ધર ઝીલી લીધો, અને બીજા હાથે તરતજ તેની ગળચી પકડીને જમૈયો છીનવી લીધો. ત્યાર બાદ તેજ જમૈયો તેણે **એસાજી**ની છાતીમાં જોસ ભેર ખોશી ઘાલ્યો, તેથી તત્કાળજ તેને યમના દૂતો ધરમ રાજાની હજુરમાં તેના કરેલા ગુન્હાનો ઈન્સાફ કરવાને લઈ ગયા. અને દીવા વગરના કોડિયા જેવું તેનું શબ જમીન પર પડી રહ્યું, બાકીનાચાર જણ અંદર હતા તેમણે અગાડીના બે જણની ભુંડી હાલત થયેલી જોઇ તેથી તે પાછે પગલે સટકી ગયા. તેમની પાછળજ **જોત્યાજી** ધાયો. અને બગલ-

માંનું તીર કામઠું એક જણના ગળામાં નાંખી તેની ગળચી પકડીને તેને જમીન પર પટક્યો. પછી તેને ચતોપાટ નાંખીને તેની છાતી ઉપર ઘુંટ-ણ ટેકાવી ચઢી બેઠો. તેજ ફક્ત એકલો જીવતો હાથ લાગ્યો. બાકીના ત્રણ જણ જીવ લઇને ભાગી ગયા. **જોત્યાજીએ** પછી તે મારાને તેની પાઘડી-વતે મુસ્કેટાટ બાંધ્યો. એવી રીતે ચર્બૂજ બનાવીને તેને રાજા આગળ અંદર લઈ ગયો.

અમારા વાંચકવૃંદને મજલ મારતા મારતા ઘણે છેટે સુધી અમે લઇ ગયા એવું અમને લાગે છે. માટે હવે કંઇક વિસામો લઇશું તો ખોટું ક-હેવાશે નહિ. એમ સમજી પકડાયેલા મારાની શી ગતિ થઇ, તે કથાનું વ-ર્ણન કરવાને આવતા ભાગની મુસાફરીપર તહકુબ રાખી, આ ભાગની મ-જલ પૂરી કરીએ છિયે.



# પ્રકરણ ૧૪ મુ.

**“ भाग्येनैव हि लभ्यते पुनरसौ सर्वोत्तमः सेवकः ”**

**અર્થ:**—ફરી ફરીને ભાગ્યેજ સારો નોકર મળે છે.




સ્કેટાટ બાંધીને પકડાએલા મારાને **જોત્યાજી** રાજાની સમક્ષ લઇ ગયો, ત્યારે રાજા બોલ્યો:—

**સંભાજીરાવ**—ક્યોંરે મિય્યા, મુઝકો મારૂડાલનેકે લિયે તુજકો કિસને હુકુમ દિયા? યહ કામ કરનેકે લિયે તુજકો કિસ્ને સલા દિયા? સચ્ કહો, તેરી જાન્ બ-ચાઉંગા.

**મારો**—દુસરેકે સલેસે હમલોગ ઐસા કામ નહિ કરતે હૈ. મેરી જહનમેં જૈસા આયા વૈસા મૈંને કિયા. અબ્ મૈં આપકે હાથ પડાહું. અબ્ ચાહિયે મારો, યા ચાહિયે રખો. ઇસ્કે માલિક આપ હૈં.

**સંભાજીરાવ**—મુઝકો મારૂડાલનેમેં તેરા ક્યા ઈરાદા થા? મૈં મા-રા જાતા તો તુઝકો ક્યા ફાયદા થા, સો કહો?

**મારો—મહારાજ,** ઇસ્ બાતકો આપ મત્ પૂછિયે. કૌં કિ મેરી જા-ન્ લિજિયે તૌભી મૈં ન કહુંગા.

**સંભાજીરાવ**—અચ્છા, વહ જાને દો, મિયા. ઔર્ એક બાત્ પૂછતાં હું, સો કહો. વહ એક ઔરત વહાં ખડી હૈ ઉસ્ને કુછ રૂસ્વવત્ દેકે તુજસે યહ કામ કરવાયા હૈ ?

**મારો**—નહી સાહબ, હમ મુસલમીન, વહ હિંદુ ઔરત. ઉસ્સે હમસે ક્યા બાસ્તા ? ઉસ્કી મેરી પહિછાન્ ભી નહિ.

એટલા અક્ષરો મારાએ કહ્યા ત્યાંસુધી **તુળશીનો જીવ** તાળવે બાંધ્યો હતો. તેનું મ્હોઢું કાળું ઠિકરા જેવું થઈ ગયું હતું, અને રાજાની સમક્ષ સંકોડાઇને ઉભી રહી હતી.

'ઉસ્કે તરફ્ કુછ્ નહિ, જો કુછ્ કિયા સો મૈંને કિયા.'

એવું તેના મ્હોંમાંથી નિકળ્યા બાદ તેનો જીવ હેઠે બેઠો. અને મ્હારા ઉપર રાજાએ વિના કારણ શક લીધો એવું દેખાડવા માટે કપાળે આંટિયો ચઢાવીને તેણે રાજા ભણી જરા કરડી નજરે જોવા જેવું કર્યું.

તેના ભાઇના સાથીદારે તેનું નામ દિધું નહિ, એટલુંજ નહિ પણ તેણે **એસાજીનો** સંબંધ પણ જણાવ્યો નહિ. મારાઓની રીતજ છે કે, જો તે જીવતા પકડાય ને તેમને સૂળીએ ચઢાવે તોપણ તે કોઇનું નામ દે નહિ; અને થયેલી છૂપી મસ્લત પણ ફુટવા પામે નહિ. તેણે પ્રથમથી જે નકાર ભણ્યો તે ઠેઠ સુધી પહોંચાડયો. પછી રાજાએ બે જલાદો બોલાવીને તેને તેમના સ્વાધીન કર્યો, અને કહ્યું કે, મહેલ આગળના મેદાનમાં આ હરામખોરને લઈ જઇને હવણાં ને હવણાં તેની ગરદન ઉડાવી દ્યો. અને તેનું ધડ તથા માથું ધોધમાં ગરબડાવી દ્યો. પછી પૂછવું શું ? જલાદનાં જ હૃદય ! તેમણે રાજાનો હુકમ તરતજ અમલમાં આણ્યો, અને એક ઉંચી જગા ઉપર ઉભા રહીને તેનું ધડ અને માંથુ ધોધમાં ફેંકી દીધું. આટલું થયા પછી **તુળશીબાઈ** ઘણીજ ખુશી થઈ. કારણ કે, પોતાનું નામ બ્હાર પડવાની તેને ધાસ્તી હતી તે તદ્દન નાશ પામી. પછી સવાર સુધી **સંભાજીરાવ તુળશીના** રંગમહેલમાંથી બહાર નિકળ્યો નહિ. તેના હાથને જખમ થયો હતો તે બાંધીને સવારે ઉઠયા પછી પ્રથમ મારાનું મુડદું જોવા માટે તે ધોધ ભણી ગયો. ધોધની ભેખડ ઉપર ઉભા રહીને જોયું તો મડદાને જનાવરોએ ચુંથી નાંખ્યું હતું. માત્ર તેના હાડકાનું ખોખુંજ બાકી ખાતે પડી રહ્યું હતું.

રાજાની મરણઘાત વિત્યા પછી પણ **જોત્યાજીએ** શિખામણ દેવામાં બાકી રાખી નહિ. તે અવદશા ( **તુળશી** ) નો હવે તો નાદ છોડો એવી

તે વિશ્વાસુ નોકરે એકે અવાજે રાજાની ઘણી ઘણી વિનવણી કરી, પણ તે હવાની પેઠે ઉડી ગઇ. **તુળશીએ** રાજાને ભૂરખી નાંખી હતી. તેણે તેને મારી નાંખવાનો સંકેત કર્યો હતો, તે વાત હજી સુધી રાજાને ગળે ઉતરી નહોતી. કારણ કે પોતાની રૂબરૂ મારાએ બેધડક રીતે કહ્યું હતું કે, આ કામમાં તેનો કાંઈ પણ હાથ નથી, તે સામીલ હોય એવું તે માનતો નહોતો, એટલો બધો તેનો તેના ઉપર વિશ્વાસુ દાબ બેઠેલો હતો. આ ઘાતકી અને પાતકી કામમાં હું કાંઈપણ જાણતી નથી, એવો ઢોંગ ભજવવા માટે પોતાના ભાઇનું નામ નિકળે કે, તેના ઉપર તુચ્છકાર વૃત્તિ દેખાડી, કપાળે આંટિયો ચઢાવીને કહે કે, 'મુઓ ચંડાળ, પોતે પોતાનું કાળજુ કૂત્રાને નાંખી **મહારાજાનો** જીવ લેવાને તૈયાર થયો તો થયો પરન્તુ મ્હારા ઉપર **માહારાજાનો** વ્હેમ જાય તેવો ઘાટ પણ પિટયે રચ્યો. મુઓ રોયો! ઘાતકી! આગલા જન્મનો મારો કોઈ વેરી હશે કે, આ જન્મમાં ભાઈના નાતાથી પોતાનું વેર વાળી લેત. પણ ઇશ્વર કાંઈ વેગળો નથી. પાસેજ છે. આપણી બન્નેની પ્રીતિમાં એ મુઓ વિક્ષેપ પાડનાર કોણ હતો! તેને પિટયાને તો પોતાના કરતુકનું ફળ અહીંને અહીંજ ચાખવું પડ્યું. અને ઉપરવાળાને ઘેર જવાબ દેવો પડશે તે વળી જૂદો.' આ બધી ગાળો અને શ્રાપ દેવાના ઢોંગ ધુતારા કરવાનો ઘાટ ફક્ત પોતાના ઉપરનો વહેમ દૂર કરવા માટેનોજ હતો. પણ **સંભાજીરાવ** કેટલો બધો હૈયાનો ફુટ્યો અને અક્કલનો ઉંધો હતો! બધા ઢોંગ ધુતારાની વાતો તે ખરા અંતઃકરણની માની બેઠો હતો, અને પોતાના અંતઃકરણમાં તેને નિર્દોષી અને એક ઇમાની ધારી કહે છે કેઃ—

**સંભાજીરાવ**—આ શું? જરા ખામોસ પકડ. શાન્ત થા. આવો આવો નકામો પોતાના જીવને શું કામ સંતાપમાં નાખે છે? (તેના ગળામાં હાથ નાંખીને) હું તારે ગળે હાથ મૂકી કહું છું કે, તારી મ્હારા ઉપર ખરી પ્રીતિ છે. એવો મને પાકો ભરોંસો છે. તે કદિ પણ કમી થવાનો નથી. એક વખત એકાદિએ પોતાનું તન મન એકાદા પુરૂષ ઉપર ફીદા થઈ જઈ તેને અર્પણ કર્યું એટલે પછી તેવી સ્ત્રીની સાથે કાંઈ ખરેખરા અને મજબૂત કારણવગર પુરૂષ વાંધો પાડે નહિ. એકાદા પુરૂષની સાથે સ્ત્રીની ખરેખરી પ્રીતિ જોડાયા સિવાય તે પોતાનો ગુપ્ત અને રાત્ર દિવસ છાતી સરસો સંભાળી રાખેલો ખજાનો લુંટવા દે નહિ. તેવો વારો ખજાનો

તું મ્હારી પાસે લુંટાવવાને ખુલ્લો મૂકી દેછે, એ મ્હારા ઉપર તારો કેટલો બધો ઉપકાર છે? તેં મ્હારા પ્રત્યે એટલું બધું ઉદાર મન રાખી તારી આબરૂની ખરાબી ઘણીજ કરી લીધી છે, એ મને માલૂમ છે, તો પછી તારા જેવી મ્હોટા અને ઉદાર મનવાળી સ્ત્રીને માટે નકામો શંકાશીલ થાઉં, એવું તને લાગેછે? લગ્નગાળો આવશે, એટલે હું તારી સાથે લગ્ન કરવાને પણ તૈયાર છું. આ ઉપરથી મ્હારૂં મન તારા માટે કેટલું બધું સ્વચ્છ છે, તે જો. હવે જો કે, તારા કૂળ કરતાં અમારૂં કૂળ ઉંચું છે, એ એક વાત લગ્નમાં હરકત કર્તા છે, તોપણ હું તેની કાંઈ પણ દરકાર કરતો નથી. કહેવાતા કૂળ કરતાં ગુણ સારા જોઇએ. કૂળ મ્હોટું કહેવાતું હો અને ગુણ ન હોય તો પછી એકલું કૂળ જોઇને શું કરવું? કૂળ કરતાં ગુણજ સારા જોઇએ. તે તારામાં છે. તો પછી બીજું મ્હારે શું જોઇએ?

**તુળશીબાઈ—મહારાજનું** મન મ્હારે માટે ખાપ જેવું નિર્મળ છે, એવી મ્હારી ખાત્રી છે. પણ આપની ખિજમતમાં પેલો એક લબાડ હજુરીઓ છે. તે મ્હારા ઉપર ઉંદર બિલાડી જેવો દ્વેષ રાખે છે. તે મુઓ જલ્લાદ, કોઈ વખતે ગમે તે બ્હાનું કાઢીને મ્હારી ગરદન ઉડાવશે, એવી મ્હને બીક લાગે છે. આપણી બન્નેની પ્રીતિમાં તે કોઈ વખત ખલેલ પાડશે, એ મ્હને હમેશાં ચિન્તા થયાંજ કરેછે. ખરૂં પૂછો તો આ **જોત્યાજીનો** મેં કાંઈ પણ ગુન્હો કર્યો નથી. તોપણ પિટયો કાળની પેઠે લાગ્યો ને લાગ્યોજ રહ્યો છે. આ ચંડાળથી આપણા બેની વચ્ચેનો સંબંધ જોઈ શકાતો નથી, માટેજ મ્હારા ઉપર ગમે તેવા કુભાંડો રચીને મહારાજના કાન સુધી લાવે છે. 'ફેરવ્યું લાકડું પણ ફરે તો પછી માણસના શા ભાર' કેટલાએક મ્હોટા માણસોનો દસ્તુર હોય છે કે, મ્હોંઢે લાગેલા હલકા માણસો જે કહે તેજ ખરૂં માની બેસી વિપ્રિત ભાવનાને પામે છે. માટેજ (આંગળીઓના કડાકા ફોડીને) એ મુઆ ચંડાળનું જ્યારે સત્યાનાસ થશે, ત્યારેજ મ્હારા જીવને નિરાંત વળશે.

આ ભડકેલ ભવાનીના તાલમેલી ભાષણથી ભોળો **શંભુ** ભોળવાઈ જઈ બધું ખરૂં માની બેઠો. તેના છટાયુક્ત ભાષણથી તે એટલો બધો તો અંજાઈ ગયો કે, તેને આજથી આપણે એક પણ બોલ કહેવો નહિ, એવો તેણે નિશ્ચય કર્યો. અને તેની સાથે તેણે પોતાના મનમાં એ પણ નક્કી કર્યું કે, **જોત્યાજીએ** તેણીના પ્રત્યે નકામો દ્વેષ ધારણ કરેલો છે. **સંભાજીરાવના**

બાચવ માટે **જોત્યાજી**એ એકલા એજ કેટલી બધી તલવાર બહાદૂરી કરીને કેવી સારી સ્વરાજ નિષ્ઠા દેખાડેલી, પણ તેની આકામાંધ અધમને શી અસર થાય ?

ગુમાસ્તો કે નોકર ચાકરનો શેઠ, માલીક, ધણી, કે ઉપરી ચતુર ન હોય તો નિમકહલાલીપણાની કંઈ પણ કિમ્મત થતી નથી. પરંતુ ઉલટું તેનું નિખાલસપણું એજ વાત તે નિમકહલાલી ચાકરના નાશનું કારણ થઈ પડે છે. કાચ અને હિરાની પરીક્ષા કરનાર ઉત્તમ ઝવેરી જોઇએ. નહિ તો ઉત્તમ પ્રકારના ખરા હિરાની કોડીના કાચની કિમ્મતે માગણી કરવામાં આવશે. તેવો ઘાટ **જોત્યાજી**ની બાબતમાં થયો. તેના ઉપર રાજાની વિના કારણે ઇતરાજી થઈ. તે કાંઈ તેને ફાયદાની વાત કહેવા જાય તોપણ તેના પર ધાડ પડે. તેની સાથે બરાબર વાત ન કરતાં તેને હડુકા તડુકા કરી ગાળો ભાંડે. એવી રીતે રાજા તેને હલકો પાડવા લાગ્યો.

**રાજા**ને મારી નાંખવાના ઘાટમાં નાસી પાસ થયા પછી એક બે મહીના કંઇપણ હાલો ચાલો કર્યા વગર **તુળશીબાઇ**એ સામસુમ જવા દીધા. **તકરીબખાન** અને **ઇખલાસખાન**, એ બન્ને બાપ દિકરો કાવતરાના દહાડાથી જીવ લઇને નાશી ગયાની વાત અમે પ્રથમ જણાવી ગયા છિયે. તેઓ બે મહિના પછી વેષ બદલીને **તુળશીબાઇ**ને ફરીથી છાના માના મળવા લાગ્યા. આણી પાસ **સંભાજીરાવ તુળશી**ના પ્રીતિ-રંગમાં મસ્તાગુલ થઈ ગયો હતો તેથી તેના હાથે પોતાને કદિ દગો ફટકો થવાની કલ્પના સ્વપ્ને પણ તેના મનમાં આવી નહોતી. તોપણ **જોત્યાજી** અંદરખાનેથી બડબડયાં કરતો કે, એ મારાઓની અને આ સેપટીની મુલાકાત થાય છે, અને ફરીથી તેમની દુષ્ટ મસલતો ચાલુ થઈ છે. રાજા દારૂના અને વિષય સુખના અમલમાં ચકચૂર બની ગયો હતો, તેથી **જોત્યાજી**ને દેખતાની સાથે તેનો પિત્તો ખસી જતો. તોપણ ફરીને વળી એક વખત રાજાને છેવટની ચેતવણી આપવાને માટે તે મોટામનનો ચાકર તેના આગળ ગયો, અને કહ્યું કે, "**મહારાજ**, મને આપ **જફ્ફીદાસ** કહેશો, એ ખરૂં, પણ નિર્લજ **જફ્ફીદાસ**ની એક અરજ છે, તે એકવાર સાંભળો. **ઔરંગજેબ** બાદશહાના કેટલાએક ચુનંદા ફિતૂરિયાઓ આ તરફ આવી આપની આસપાસ ફરવા લાગ્યા છે. અને **તુળશીબાઈ** સાથે તેમને છુપી મસલતો ચાલી રહી છે. આ ઉપરથી **મહારાજ**ની જીંદગીની સલામતીમાં

કાંઇપણ દગો ફટકો હોય એમ મને લાગે છે. માટે હવે તેના રંગમહેલમાં જવું બંધ કરો. એટલી આ ગરીબ ચાકરની માગણી છે. બીજું હું કાંઇએ મહારાજ પાસે માગતો નથી." પરંતુ આ વખતે **મહારાજ**ની વાતનું પૂછવું શું? સુરાપાનથી આભલાને અને એમને બે તસુનુંજ અંતર રહ્યું હતું. એવો રંગ જામ્યો હતો. તેથી **જોત્યાજી**નું બોલવું પૂરૂં થતાંજ તે મ્હોટો ધાંટો પાડીને બોલી ઉઠયો, "અરે, ગદ્ધા, એવાં ઉડતાં ગપ્પાં આ **સંભાજીરાવ** આગળ ઠોકતાં તને કાંઈ શરમ આવતી નથી? એ મુસલાઓની શુંજાસ શું? અહીં આવવાને કોઇની માએ શેર સુંઠ ખાધી નથી. ફરીથી મ્હારા આગળ એવી ગડબડ કરીશ તો તારૂંજ નાક કાપીશ." આ સાંભળીને **જોત્યાજી** (જરા ગુસ્સા વેશમાં મોંઢુ ચઢાવી) બોલ્યો. "**મહારાજ**, મ્હારા નાકની મ્હને એટલી બધી ફિકર નથી. મ્હારૂં નાક કપાશે તો એક માણસનું નાક જશે. પણ, **મહારાજ**, આપ આખા રાજ્યનું નાક છો. એ નાક કાયમ રહેશે તો અમારા નાકની શોભા છે. નહીં તો બાકીનાં નાક હશે તોપણ કાપ્યા જેવાંજ સમજવાં. પછી સરકારની મરજી. અમારાંજ નશીબ ફુટેલાં, તેમાં **મહારાજ** શું કરે?" એટલું કહીને **જોત્યાજી** ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી નિકળી ચાલ્યો. આ વાત બન્યાને પણ કેટલાએક દિવસ વહી ગયા. પાછળની બધી બીનાઓ ઘણું કરીને વિસારે પડવા જેવી થઈ ગઈ. **રાજાના** મનમાં કદાચિત્ **તુળશીબાઇ**ને માટે યત્કિંચિત્ કાંઈ પણ હશે તે પણ નિકળી ગયું હતું. તેવા સમયે ફરીથી **તુળશીની** અને **તકરીબખાનની** છૂપી મસલતો ચાલુ થઈ. તેમાં એવું ઠર્યું કે, આપણા કાવતરાના રસ્તામાં **જોત્યાજી** એક કાંટા રૂપ છે, તે કાઢી નાંખ્યા સિવાય આપણું કાવતરૂ પાર પડશે નહિ, તેટલા માટે તેને **રાજા** પાસેથી ખસ્તા કરવાની એક યુક્તિ કાઢવી. તે એવી કે તેના નામનો બનાવટી કાગળ તૈયાર કરાવીને તેની બેસવા ઉઠવાની જગાએ નાંખવો. તેના ઉપર, જરૂર, જરૂર, જરૂર એવું ત્રણ વખત લખવું. એવું નક્કી કરી સંકેત મુજબ કાગળ તૈયાર કરાવી લખોટો તેના હાથમાં આવે તેમ મૂકાવ્યો. તે લખોટો **જોત્યાજી**ના હાથમાં આવ્યો કે તરતજ તેણે એક જણ પાસે ફોડાવી વંચાવ્યો, તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

શ્રી

તીર્થરૂપ પિતાશ્રી **જોત્યાજી કેસકરની** સેવામાં આજ્ઞાંકિત બાળક **ભગોજી કેસકરના** સાષ્ટાંગ દંડવત વિજ્ઞાપના કે, આજ આઠ દિવસ થયાં

મ્હારાં તીર્થરૂપ માતુશ્રી તદ્દન ખાટલા વશ પડેલાં છે. શરીરમાં તાવ ભરેલો ને ભરેલો રહેછે. પરસેવો થતો નથી. અન્ન પાણી લેવાતું નથી. રાત દહાડો લોથ લોથ કરેછે અને બકે છે. ઉંઘ નથી. તે તમને વારંવાર યાદ કરેછે. માટે બેઠા હો ત્યાંથી મ્હોં જોવું હોય તો અત્રે આવજો. ઘડીનો પણ ભરોંસો નથી. દાગોદાગ આવશો ને પ્રભુને મેળો કરાવવો હશે તો કરાવશે. જાસ્તી શું લખું. એજ વિનંતિ. મિતિ જ્યેષ્ટ વદ ૮, શક **૧૬૧૦**, વિભવનામ સંવત્સરે.

પત્રની અંદરનો મજકુર સાંભળીને **જોત્યાજી** ઘભરાઈ ગયો. તેના છોકરાને હાથે લખતાં વાંચતાં આવડતું નહોતું. હમેશાના રાબતા મુજબ બીજાની પાસે કાગળ લખાવેલો, એટલે તે ખરો કે ખોટો એ વિષેનો તેને કાંઈ અંદેશો આવ્યો નહિ, વળી આવો નઠારો કાગળ કોણ કોણને લખે છે? એવી સમજથી કાગળના ખરા ખોટાપણાનો કાંઈજ તપાસ ન કરતાં કાગળ હાથમાં લઇને **રાજા** પાસે ગયો. **રાજા**એ મ્હોંઢેથી તેની હકિકત સાંભળી લઇને તેને ઘેર જવાની રજા આપી. તેનું ઘર **કોલ્હાપુર**ના રસ્તા ઉપર **જાદવોની** વાડીમાં હતું. ત્યાં તે દહાડો રાત ચાલ ચાલ કરીને જઈ પહોંચ્યો.

અહીં **તુળશીબાઈ** તરફ શા શા બનાવ બન્યા તે હવે સાંભળો. **જોત્યાજી રાજા**ની રજા લઇને ગયો કે તરતજ જે કામ પોતાના ભાઈના હાથથી પાર પાડ્યું નહોતું, તે કામ પોતાના હાથે કરવાનો તેણે નિશ્ચય કર્યો, ફલાણે દિવસે રાત્રીના વખતે એ કામ કરવુંજ એવો તેણે ચોકશ ઠરાવ કર્યો. તે બેત તેણે અગાઉથી **તકરીબખાન** અને **ઈખલાસખાનને** કહ્યો અને ત્રણે જણે મળી એવો સંકેત કર્યો કે,—ફલાણી રાત્રે તે બન્ને બાપ દિકરાએ દિવાનખાનાની બહારની બાજુએ લપાઈ રહેવું. દિવાનખાનાના બારણાની સાંકળ અંદરથી બંધ કરવી નહિ ને ખાલી બારણાં વાસી રાખવાં, **રાજાને** ખરેખરી ઉંઘ આવી છે, એવું જોઇને **તુળશીએ** તેની છાતીમાં જમૈયો મારવો. તેથી એકદમ **રાજા**નો જીવ જશે તો ઠીકજ થશે. કદાચ તેમ ન થયું ને તે જાગી ગયો તો તેની શાથે ધીંગામસ્તી કરવાને બહારના બન્ને પઠાણોએ તરતજ બારણું ઉઘાડી અંદર આવવું. આ ઘાટ ઘડવામાં માત્ર આ ત્રણ જણુજ હતા એમ નહોતું પરંતુ **સંભાજીરાવની** પાસે રહેનારા કેટલાએક નોકર ચાકરને પણ પૈસા આપી ફોડેલા હતા. સારાંશ કે, તેના પાપનો ઘડો ભરાઈ ગયો હતો, તેથી

તેની આસપાસ ચારે તરફથી વાદળ ઘેરાઈ ગયું હતું. જે જે વાતો તેના અનુકૂળ સાધનભૂત હતી, તે તે વાતોએ પણ આ વખતે તેને પ્રતિકૂળતા બતાવી સામો મોરચો બાંધી ખડી થઈ ગઈ હતી.

**તુળશીબાઇ**એ મુકરર કરેલે દિવસે સતીના જેવો વેષ ધારણ કર્યો હતો. તે શરીરે સુગંધી પદાર્થો ચોળીને ન્હાઈ, બગલાની પાંખ જેવી સફેદ સાડી અને પોપટિયા રંગની ચીનાઇ સાટીનની તસતસ્તી ચોળી ધારણ કરી લીધી હતી. કેસ છૂટા રાખ્યા હતા. તે જો કે ન્હાતી વખત ઓળેલા હતા તોપણ તેની લટરો કાળી નાગણોની પેઠે નિતંબ ઉપર ઝુકી રહી હતી. દાગીના સૌભાગ્ય ભૂષણુના દેખાવ પૂરતા આછા આછા હિરા મોતીનાજ પહેરી લીધાં હતાં. આથી કરીને તેના દેખાવમાં ઘટાડાને બદલે કાંઇ જૂદીજ તરેહનો ખીલતો બા'ર દેખાતો હતો. પરન્તુ તેનો મનોવ્યાપાર મલિન ગોઠવણમાંજ ગુંથાઈ ગયો હતો. તેના મનમાં એમ થયાં કરતું કે, આપણે જે ઘાટ ઘડવો ધાર્યો છે, તે કેવી રીતે પાર પડશે, અને તેનું પરિણામ શું આવશે, તેની ઘડભાંગના તેના અંતઃકરણમાં ક્ષણે ક્ષણે અનેક તરેહના તરંગો અને અનેક ભાવિ પરિણામરૂપ ખડકો સાથે અથડાઇને નાશ પામતા હતા. તેથી તેનો ચ્હેરો જો બારીકાઈથી જોવામાં આવે તો બેબાકળા જેવો લાગતો હતો. તોપણ **રાજાના** મનમાં કાંઈ શંકા આવે નહિ તેટલા માટે ઉપર ઉપરથી સ્વસ્થતા ધારણ કરવાના અનેક પ્રયત્નો તે કરતી હતી.

**રાજા** નિરન્તરના મ્હાવરા પ્રમાણે રાત્રે તેના રંગમહેલમાં ગયો. તે વખતે **તુળશીબાઈ** હીંચોળાખાટ ઉપર બેશી **નંદકિશોર** અને **ગોપાળ** કૃષ્ણનાં મનોહર ગાયનો મૃદુ મૃદુ સ્વરે ગાતી હતી. તેના પાસામાં તે જઇને બેઠો. તેના કંઠની માધૂર્યતાથી **રાજા** વધારે ઉલ્લુ બની ગયો. બાદ કેટલીએકવારે તેણે તેને એક દારૂનો પ્યાલો પ્રીતિભાવ દેખાડી આપ્યો તે, તે ગટગટાવી ગયો, તેથી તે ત્યાંને ત્યાં નાગરાજની પેઠે ડોલવા લાગ્યો. તે પ્રમાણે બન્નેની પહેલી રાત તો રમત ગમતમાં નિકળી ગઈ. પછી મધ્યરાત્રિ વિત્યાબાદ **રાજાને** ગાઢ નિદ્રા આવી ગઈ. તેની ઇંદ્રિયોના બધા વ્યાપાર બંધ પડી ગયા. અને તે ભરઉંઘમાં નસ્કોરાં ગરગડાવવા લાગ્યો. તે જોઇને **તુળશીબાઈ** તેને ગણુસારો માલૂમ ન પડે, તેમ ધીરેથી પલંગ નીચે ઉતરી. અને પોતાની સાડીના છેડા સંકેલીને કમ્મરમાં ખોસ્યાબાદ

સાડીની પાટલીનો એક મજબૂત કાછડો ભીડયો. પછી પલંગ નીચે એક ચકચકતો પાણીદાર જમૈયો સંતાડી રાખ્યો હતો; તે તેણે ધીરે રહી લીધો. અને ઘણીજ ધૈર્યતા ધારણ કરી તોપણ નઠારૂંજ કામ કરવાને તેનો હાથ ના કહેતો હોય તેમ થર થર કંપવા લાગ્યો. તે ન ગણકારતાં **રાજાએ** ઓઢેલા લુગડાને પોતાના ડાબા હાથે ઘણીજ સાવધગીરીથી એક બાજુપર ખસેડી તેની વિશાલ છાતી તેણે ખુલ્લી કરી, શરીરમાં શૂરાતન લાવી ઘણાજ જોરથી દાંત નીચે હોઠ ભીસીને જમણો હાથ ઉંચો કરી ખૂબ જોસભેર તેણે તેની છાતીમાં ભચ્ચ દઇને જમૈયો ઘોચી ઘાલ્યો કે, તરતજ **રાજા** ઉઠયો, અને જૂએ છે તો **રાક્ષસી તુળશી** કચ્છ મારી પાસે ઉભેલી દિઠી. તેના જમણા હાથમાં ચળકાટ મારતો જમૈયો આવી રહ્યો છે. અને તેણે પહેરેલી સફેદ સાડી ઉપર રંગપંચમીની પિચકારીઓ વાગી કેસુડાનો છંટકાવ જણાતો હોય તેવો લોહીનો છંટકાવ જણાવા લાગ્યો. તેના વાળ છૂટા હતાં તે તો અમે પ્રથમ કહી ગયા છિયે. આ બધો દેખાવ જાણે ભક્ષણ કરવાને કોઈ **જોગીણી** આવી હોય તેવો તેને લાગ્યો. તે જોતાંજ જો કે તેની છાતીમાં જખમ લાગ્યો હતો, તોપણ તેને અંદરથી જુસ્સો ચઢી આવ્યો, અને તેની ગળચી પકડીને ચતીપાઠ ભોંય ઉપર નાંખી. તેના હાથમાંના લઈ લીધેલા જમૈયાનો એક ઝટકો તેને માર્યો કે, તેને યમના દૂતોની સાથે પોતાના કરેલા ગુન્હાનો જવાબ દેવાને સર્વ વ્યાપક **રાજાની** હજુરમાં જવાની ફરજ પડી. તેમ **સંભાજીને** પણ વાગેલા જખમથી ફેર આવી બેભાન થઇને ત્યાં ને ત્યાંજ પડયો.

વાંચક, તમે સ્ત્રીઓના શરીરની નાજુકાઈ વિષે તથા શરીર પ્રમાણે ને તેના અંતઃકરણની કોમળતા વિષે જૂદી જૂદી ભાષામાં અનેક ગ્રંથકારોનાં કરેલાં વર્ણનો વાંચ્યાં હશે. તેવીજ 'નવનીત કોમલાંગી' સ્ત્રીઓ પૈકીની એક સ્ત્રીના હાથે આ ભયાનક કૃત્ય થયાનું આપણે નજરે જોઇએ છિયે. ત્યારે તે ગ્રંથકારોનાં વર્ણન તેમના ગ્રંથોમાંજ રહેવા દઈ આપણા મનને એકજ બાજુએ દોરી જઈ આપણે તમામ સ્ત્રીઓને આ **તુળશીની** હારમાં મૂકીએ તો સ્ત્રી જાતીને ગેર ઇન્સાફ આપ્યાના અપરાધી ગણાઇએ, માટે તે આપણા ઉપર આવતા અપરાધને દૂર કરવા માટે આપણે એવો ઇન્સાફ કરીશું કે દરેક નિયમને અથવા દરેક વાતને અપવાદ હોય છે, તે

અપવાદ રૂપક આ **તુળશી** હોવી જોઇએ એમ કહીશું તો આપણે વિદ્વાનોને અને સ્ત્રી જાતને ગેરઈન્સાફ આપ્યો કહેવાશે નહિ.

હવે આપણે **તુળશી**ના રંગ મહેલના દિવાનખાનામાં જઇને જોઇશું તો **તુળશી**નું મડદું અને **સંભાજીરાવ** બેભાન પડેલાં છે, એ વાત પ્રથમ જણાવી પણ ગયા છિયે. આમ બે જણાં પડયાં છે, તેથી ખડખડાટ ભડભડાત બંધ થઈ ગયેલો જોઇને દિવાનખાનાની બહાર તૈયાર થઇ રહેલા **તકરીબખાન** અને **ઈખલાસખાન** હાથમાં નાગી તલવારો લઇને બીજા તેમના પાંચ સાથીદારો સાથે બારણું ઉઘાડી એકદમ અંદર પેઠા. અને અંદર જૂએ છે તો બન્ને જણ પલંગની પાસે અસ્તાવ્યસ્ત પડેલાં હતાં. તેમાં **તુળશી** મડદું થઇને પડી હતી અને **રાજા**ની છાતી જરા જરા ધડકતી હતી, પણ તે તદ્દન બેભાન હતો. પછી **રાજાને** તેમણે ત્યાં જેમનો તેમ પડતો મૂકી **કલુષા** પ્રધાન જે હવેલીમાં હતો તે હવેલીમાં ગયા. **તે** ઉંઘતો હતો તેને ઉઠાડી મુસ્કેટાટ બાંધી **રાજા** જે જગાએ બેભાન અવસ્થામાં પડયો છે ત્યાં લાવ્યા. આ વખતે **ઔરંગજેબ** બાદશાહની સ્વારી **તુળાપુર** આવીને પડી હતી.

'**રાજા** ઔર **વજીર** દોનો પકડે ગયેહૈં.' ઉનકો બંદોબસ્તકે સાથ **દૌરન** ખાવિંદકે કદમકે પાસ હાજિર કરતા હૂં.' એવું **તકરીબખાંએ** **બાદશાહ**ને એકદમ લખી મોકલ્યું.

હવે **રાજાને** અહીંજ રહેવા દઇને વાંચક, તમે અમારી સાથે **જોત્યાજી**નો હેવાલ જોવાને ચાલો, ત્યાં પણ તમને કાંઇ કાંઈ ગમ્મત જોવાની મળશે. ત્યાંથી આવ્યા બાદ આપણે પાછા **રાજા**ની ખબર જોઈશું.

પોતાની સ્ત્રીનો આખર વખતનો મેળો થશે કે નહિ, એ ફિકરમાં ને ફિકરમાં **જોત્યાજી** પોતાને ઘેર આવી પહોંચ્યો. અહીં તેની **સ્ત્રી** તો સાજીસારી પાણીનું બેડું ભરી લાવે તેવી હતી. તેને તાવ કે તરીઓ કાંઈ આવતું નહોતું. તેનો છોકરો પણ ખેતીના કામ માટે ખેતરમાં ગયો હતો. એવું જોઇને તે કપાળે હાથ દઇને બેઠો અને ઉંડી ફિકરમાં પડી ગયો. તેણે પોતાની **સ્ત્રીને** કાંઇપણ પૂછયું ગાછયું પણ નહિ. છોકરે ખેતરમાંથી આવ્યા પછી **બાપને** પૂછયું કે, '**બાપા,** તમે એકદમ ઘેર કેમ આવ્યા? તમારૂં મ્હોઢું ઉતરી ગયા જેવું લાગેછે, **મહારાજ**નો તમારા ઉપર **ગુસ્સો** તો નથી થયો?' તેના જવાબમાં **જોત્યાજી**એ પોતાના દિકરાને **કહ્યું કે,**

'તેં મ્હારા ઉપર હાલમાં એક કાગળ લખ્યો હતો'? તેણે કહ્યું 'ના.' પછી તે સમજ્યો કે, તે લુચ્ચીએ મને ત્યાંથી ખસેડવા માટે આ યુક્તિ કરેલી હોવી જોઇએ. બાદ તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે, હું અહીં આવ્યો પણ ત્યાં મ્હારા **રાજાનો** જીવ લેવા માટે કાવત્રાં ચાલી રહ્યાં છે. માટે હું અહીં પાણી પિવાને પણ ઉભો રહેવાનો નથી. તેથી તું બધું કામ પડતું મૂકી પ્રથમ મને બે રોટલા, એકોક કાંદા અને ગમે તેવી થોડીક ચટણી બાંધી આપ. તે બિચારીએ ઉતાવળે ઉતાવળે ચુલો સળગાવી રોટલા ટીપી પોતાના ધણીને ભાથુ બાંધી આપ્યું, તે લઇને **જેત્યાજીએ સંગમેશ્વરનો** રસ્તો પકડયો. બીજે દિવસે રસ્તામાં તેને **તકરીબખાનનો** દાગવાળો મળ્યો, તેણે તેને **સંગમેશ્વરની** સાધારણ હકિકત કહી કે, **રાજાને** મેનામાં ઘાલીને આજ રસ્તે **તુળાપુર** ભણી લઈ જનાર છે, અને તે આજ સવારે અહીં આવશે. આવી તેને ખબર મળી. પછી તે તેજ વગડામાં એક ઝુંપડી હતી ત્યાં મેનાની રાહા જોતો આગળ ન જતાં બેસી રહ્યો. તે જ્યેષ્ટ વદ્ય અમાંસનો દિવસ હતો. બહાર ઝરમર ઝરમર વર્ષાદ પડતો હતો અને અંધકાર સર્વત્ર પ્રસરી રહ્યો હતો. એવામાં પણ તે રાત્રે હથિયાર સજી **જેત્યાજી** જાગતો બેસી રહ્યો.

**તકરીબખાને રાજાને** કેદ કર્યા પછી, તેની છાતીમાં જખમ વાગ્યો હતો, તેથી તે બે દહાડા સુધી તદ્દન બેશુદ્ધ રહ્યો હતો. જરા પણ અન્નપાણી પેટમાં ગયું નહોતું. ત્રીજે દિવસે જરા ભાન આવ્યું અને થોડું થોડું બોલવા લાગ્યો. મેનામાં સૂવાડીને લઈ જવા જેટલી તેનામાં શક્તિ આવી. પછી તેને મેનામાં ઘાલીને **તકરીબખાન** બંદોબસ્તથી **તુળાપુર** ભણી જવા સારૂં નિકળ્યો. ચાર દિવસ સુધી કાંઇપણ હેલા હરકત વગર તેમણે ચાલ્યાં કિધું. તેથી હવે આગળ કાંઈ બીક નથી એમ સમજીને વાળુંપાણી કર્યા પછી અમાંસની ભયંકર અંધારી રાત્રે બેશરમપણે તેમણે ચાલવા માંડયું હતું. પ્રથમ તો અમાંસની રાત, તેમાં વર્ષાદ અંધારેલો અને તેવીજ ઘાટી ઝાડીમાં થઇને જવાનો રસ્તો, તેથી આસપાસ એટલું તો અંધારૂ હતું કે, મ્હોઢે મ્હોઢું સૂઝતું નહોતું. આવે વખતે **તકરીબખાનની** ટોળી ચાલતી હતી. તે ટોળીમાં એકંદર સોળ માણસ હતાં. તે ટોળીવાળા એવી રીતે આવતા હતા કે, બધાની આગળ એક મશાલવાળો, તેની પાછળ પાંચ હથિયારબંધ સિપાઇઓ, તેમને લગોલગ **રાજાનો** મેનો, અને મેનાને ઉચ-

ઉંચકનારા છ ભોઈ, મેનાની પાછળ મુસ્કેટાટ કરેલો કલુષા પ્રધાન, અને તે બધાઓની પાછળ તકરીબખાન તથા ઈખલાસખાન આ બન્ને બાપ દિકરો કેડે તલવાર બાંધી હાથમાં ભાલો લઈ ઘોડાઓ ઉપર સ્વાર થયેલ; થોડેક છેટે ધીમે ધીમે ચાલતા હતા. ચાલતાં ચાલતાં એક ઘાટા જંગલમાં થઇને જવાનો રસ્તો આવ્યો. મશાલના અજવાળાથી ટોળીવાળા લોક ધીમે ધીમે ચાલતા હતા. મેનો ઉંચકનારા ભોઈ એક પ્રકારનો અવાજ કાઢતા કાઢતા રસ્તો માપતા હતા. એમ કરતાં કરતાં મધરાત વિત્યાબાદ તે ટોળી જોત્યાજી જે ઝુંપડી પાસે બેસી રહ્યો હતો તે ઝુંપડી પાસે આવી પહોંચી. મશાલના અજવાળાથી તેની દૃષ્ટિએ મેનો પડયો. તેથી આજ ટોળીમાં મ્હારા મહારાજા છે એવી તેની ખાત્રી થઈ. પછી તેણે પ્રથમ તો મશાલવાળા ઉપર તાંકીને એક તીર ઠોક્યું, તે તેના મર્મસ્થાનમાં વાગવાથી તે નીચે પડયો, મશાલ ઓલવાઈ ગઈ અને તે બરાબર થઇ ગયો, પછી જોત્યાજી પોતાની તલવારની ભુખશાન્ત કરાવવા માટે સંતાઈ રહ્યો હતો ત્યાંથી આ ટોળી ઉપર ધસી આવ્યો, અને પ્રથમતો મશાલની પાછળ પાંચ હથિયારબંધ સિપાઇઓ ચાલતા હતા, તે બધાને એક પછી એક પોતાની તલવારથી લાંબા કરી નાંખ્યા. તેમની પાછળ મેનાની છેક આગળ બે ભોઈ વારો બદલાવનાર ચાલતા હતા તેમની પણ ખબર લઇ નાંખી. તે ગરબડમાં મેનો ઉંચકનારા ભોઈ મેનો પડતો મૂકી જંગલમાં પોબારા ગણી ગયા. જોત્યાજીની જીંદગાનીનો ઘણોખરો ભાગ જંગલમાં અને પહાડમાં ગયો હતો. તેથી તેને ગમે તેવા મુસ્કેલી ભરેલા રસ્તાઓ ઉપર ઘોર અંધારી રાતે પણ ચાલવાને જરા પણ હરકત પડતી નહોતી. તેમજ આવા અંધારામાં પણ ક્યાં શું છે, તેની તેને બરાબર ખબર પડતી હતી. તેને ટોળીમાંના બીજા લોકોએ દિઠો હતો, પણ એકદમ મશાલ ઓલવાઈ જવાથી તે લોકો આંધળા જેવા થઈ ગયા હતા. કોણ કઈ બાજુથી આવીને કેવા પ્રકારનો બા'ર કરેછે, તે તેમના સમજવામાં આવ્યું નહિ, એટલામાં તો એક, બે, ત્રણ, ચાર એમ જોતજોતામાં આઠ જણને જોત્યાજીએ મ્હોટે ગામ જવાને રસ્તે પાડી દીધા હતા. મેનાની પાછળના લોકો એકાએક ગભરાઈ ગયા અને તેમાંના કેટલાએક છેકજ બાયલાઓની પેઠે બુમાબુમ કરવા મંડી પડયા, ત્યારે આ ધાંધલ શેનું છે, તે જોવા માટે ઈખલાસખાન એકદમ ઘોડા ઉપરથી ઉતરી પડી પોતાની તલવારને

સંભાળતો સંભાળતો આગળ આવ્યો. તેના ઉપર પણ **જોત્યાજી** જુસ્સા બંધ એકદમ તૂટી પડયો. અને તેના હાથમાંની તલવાર ખૂંચી લઈ ફેંકી દિધી, પણ તેમ કરતાં **જોત્યાજી** પોતાની તલવાર ગુમાવી બેઠો. પછી તે બન્ને જણ વગર હથિયારે કુસ્તમકુસ્તી પર આવી ગયા. પઠાણ અને માવળાની ખરેખરી જામી. પઠાણ પહાડ જેવો ઉંચો અને બળવાન હતો. તેના સામાવાળો માવળો અંગે સુકલકડી અને ઠીંગણો હતો. તોપણ પઠાણ કરતાં તેનામાં ચપળતા વધારે હતી. પઠાણે માવળાને એકદમ ફેંકી દેવાની યુક્તિ કરી હતી, પણ તે તેનાથી બન્યું નહિ. તે જમીનપર ચત્તાપાટ પડયો તોપણ તેણે, માવળાને મગરના જેવી ચુડ ભરવી હતી તે છોડી નહિ. પછી માવળાએ તેની ગળચી ખુબ દાબી, તેથી પઠાણે ધભરાઇને માવળાને દડાની પેઠે વેગળે ફેંકી દિધો. આ બધી બથમબથ્થા **કીચક** અને **ભીમસેનના** યુદ્ધના જેવી અંધારામાંજ થઈ રહી હતી. જ્યારે **કીચક** અને **ભીમસેનના** યુદ્ધનું મૂળ **દ્રૌપદી** હતી, અને તે **ભીમસેનની** સ્વભાર્યા નિષ્ઠાથી થયું હતું. ત્યારે આ યુદ્ધનું મૂળ **સંભાજીરાવ** હતો, અને અને તે **જોત્યાજી**ની સ્વરાજનિષ્ઠાથી થયું હતું. માવળો એક બે હાથને છેટેજ પડયો હતો. ફરીથી તે ઉઠીને ગુલાંટ મારવા જતો હતો, તે વખતે પઠાણની પડી ગયેલી તલવાર તેના હાથમાં આવી, પછી તે ઢીલ શું કરવા કરે ? તેણે તરતજ પઠાણને એક જોસભેર ખરેખરો ઝટકો લગાવી દીધો, તે તેને જમણા ખભા ઉપર વાગ્યો, તેથી 'યા અલ્લા, યા ખુદા, કૈસા બક્ત લાયા,' એવા દુઃખના ઉદ્દગાર **ઈખલાસખાનના** મ્હોંમાંથી નિકળતાંજ **તકરીબખાને** પોતાના ઘોડાને એડી મારી આગળ આણ્યો, અને **જોત્યાજી**ના બરડામાં ભચ્ચ દઇને એક ભાલો ખોચી ઘાલ્યો. તે તેને આરપાર સોંસરો પેશી ગયો, તેથી તે ધબ નીચે પડયો. તે વખતે તેણે પ્રભુની પ્રાર્થના કરીને એટલુંજ માગ્યું કે, 'અરે પ્રભુ, આ **જોત્યાજી** પણ હવે મુએોજ, પણ તેની સિપાઇગિરી જોઇને તારે તેને કાંઈ સરપાવ આપવાનું કાંઈ ઠીક લાગતું હોય તો તેના ધણીને તું જીવતદાન દે, એટલી તેની આખરની વિનંતિ તું સાંભળ.' એટલું બોલીને તે નિમકહલાલ ચાકર પોતાના **રાજાના** પણ **રાજાની** હજુરમાં પોતાની નિમકહલાલીનો બદલો લેવાને કુચ કરી આ જગતમાંથી હમેશાંને માટે ઉપડી ગયો. **જોત્યાજી**ની આખર વખતની પ્રાર્થના મેનામાં બેઠે બેઠે સાંભળીને સં-

**બાજીરાવ**ની આંખોમાંથી એક શ્રાવણ અને બીજો ભાદ્રવો વર્ષવા લાગ્યો, આવા હદપારના રાજનિષ્ઠ ચાકરના ઉપર ઉતારીને હું મ્હારૂં આખું રાજ્ય ફેંકી દઉં તોપણ થોડું છે, એવું તેને લાગ્યું, પણ વખત વિત્યાબાદ એ વિચાર શા કામનો ? જે જે વખતે તેણે તેની ઉંઘ ઉરાડવાને કર્યું તે તે વખતે તેની કુંભકર્ણના જેવી ઉંઘ ઉડીજ નહિ. તેનું ફળ તે અત્યારે ભોગવતો હતો. આપણામાં કહેવત છે કે, '**હાથના કરેલાં હૈયે વાગે**' એવું તેને થયું.

હવે અમને એમ લાગે છે કે, આ ભાગની મર્યાદા છોડીને આપણે ઘણાજ આગળ દોડી ગયા છિયે, માટે કેદી **રાજાની** આગળ ઉપર શી ગતી થશે તે હવેના ભાગમાં કહેવાની બાકીપર રાખી આ ભાગ ઉપર પડદો નાંખીયે તો ઠીક.



## પ્રકરણ ૧૫ મું.

**"अति भुक्तिरतीवोक्तिः सद्यः प्राणापहारिणी."**

**અર્થઃ**—'ભાવે એટલું ખાવું નહિ, ને આવડે એટલું બોલવું નહિ. કારણ કે તેથી જીવનું જોખમ થાય છે.



જોત્યાજી **કેસકર** મરી જવાથી મારા મારી અને કાપા કાપીનું કામ બંધ પડયું. તોપણ હજી રાત્રિયે પોતાનો મુકામ ઉઠાવ્યો નહોતો. તેથી તેનો અમલ પોતાના અંધકારમાં જારીજ હતો. અને વાટ પણ અજાણી હતી. તેમાં વળી સોળ માણસોમાંથી આઠજ બાકી રહ્યા હતાં. તેમાંથી ચાર માણસો મેનો ઉચકનારા ભોઈ હતા તે જંગલમાં નાસી ગયા હતા, તે જડતા નહોતા. અને **ઈખલાસખાન** ઘાયલ થઈ જમીન ઉપર પડયો હતો. મશાલ ઝાલે એવો એકે માણસ રહ્યો નહોતો. અને અંધારે અંધારે આગળ ચાલવાથી વખતપર બીજું કાંઈ વિઘ્ન આવી પડે, માટે વ્હાણું વાતા સુધીમાં બનવાનું હશે તે બનશે પણ અહીં ને અહીંજ પડી

રહેવામાં ઠીક છે. એવો વિચાર કરીને **તકરીબખાન** ત્યાંજ ખમચાઈ રહ્યો. વ્હાણું વાતાં તેણે આઠ માણસોના મડદાં ઈધર તીધર પડેલાં જોયાં અને મેનો ઉચકનારા ભોઈ પણ નહોતા, તો પછી શું કરવું? તેની ફિકરમાં તે પડયો. એટલામાં ભોઈ નાસી ગયા હતાં, તે પાછા આવ્યા. પછી **ઈખલાસખાન**ના ઘાએ પાટા પેઢી કરી તેને ઘોડા ઉપર નાંખી, રાજાને મેનામાં ઘાલીને તેણે **તુળાપુર**નો માર્ગ પકડયો. તેમને **તુળાપુર** પહોંચતાં આશરે પંદરેક દિવસ લાગ્યા. તે દરમ્યાનમાં **સંભાજીરાવ**ની છાતીમાં વાગેલો ઘા પુરાવા આવ્યો હતો. તે જરા ફરી હરી શકે તેવો થયો હતો. તેને દિવસમાં ચાર પાંચ વખત **જોત્યાજી કેસકર** હેયે આવ્યા વગર એક પણ દિવસ ગયો નહોતો.

**તકરીબખાન ઔરંગજેબ**ની સ્વારીમાં આવી પહોંચ્યા પછી પોતે **રાજા** અને **કલુષા પ્રધાન**ને કેદ કરીને લાવ્યાની **બાદશાહ**ને વર્દી આપી, અને કુરનસ બજાવીને વિનંતિ કરી કે;—'ખુદાવંતકે કાફિર દુષ્મનોકો મૈં જિંદા લે આયા હું.' એ સાંભળીને **બાદશાહ ઘણોજ** ખુશ થયો, અને તેને કહ્યું કે:–'તુમં દોનોંકી કામયાબી દેખકર્ મુઝકો નિહાયત્ ખુષી હુઈ, ક્યોંકિ **ભાગાંનગર** ઔર **બિજાપૂર** યે દોનોં રિયાસતે તો મેરે તાબેમેં આઇથી. વૈસા ખુદાને મુઝકો મરેઠ્ઠોકા રાજ્ય ભી આજ મેરે સુપર્દ કિયા. ઈસ્સે દખિન્કા દરવજ્જા ખુલ્ ગયા. આજ મેરા ઐસા એક બાલમંદ કૌન્ હૈ. પરવર દિગારકી બડી મેહેરબાની હૈ. ઈસ્ લિયે આજ ખુષીકા દિન્ મૈને દેખા. અબ્ સબકી એક જાત કર ડાલુંગા.' એવું બોલીને તેણે પોતાના સેનાપતિને હુકમ આપ્યો કે;—'આજસે મુસલમાનકે હાતકા પક્કા હુઆ ખાના હિંદુઓંકે બાસ્તે બિકે. જો હિંદુ ન ખરિદેગા ઉસ્કા સિર કાટા જાયગા. ઈન્ દોનો કૈદીયોંકા બંદોબસ્ત અચ્છા રક્ખો, ઔર કલ સુબ દરબારમેં હાજિર કરો તો ઉનકા ઈન્સાફ કિયા જાયગા.'

બીજે દિવસે હુકમ પ્રમાણે **સંભાજીરાવ** તથા **કલુષા**ને **બાદશાહ**ની હજૂરમાં કોટવાળ લઈ ગયો. તે વખતે **બાદશાહા**એ જોયું તો **સંભાજીરાવ**ની ઉમ્મર આશરે ૩૫ વર્ષની અંદર હતી. તેની ભરજુવાનીને લીધે તે ઘણો રૂપાળો દેખાતો હતો. **બાદશાહી** બેઠકની પાછળ જનાનખાનાને બેસ્વા માટે ખાસ ગોઠવણ કરી હતી. ત્યાં **બાદશાહાની**

**બેગમ** અને **શહાજાદી** આડો ચક નંખાવી ઓઝલમાં બેઠી હતી. તેઓ બધાં રાજાની સુન્દર મૂર્તિ તરફ ટગર ટગર જોવા લાગ્યાં, તેને જોઇને તેમની આંખો ઠરી ગઈ. તે સ્ત્રીઓમાં **રોષનાર** પણ હતી. **સંભાજીરાવને** જાતાંજ તેનું આખું શરીર એકદમ ઉનું થઈ ગયું અને પછી પરસેવાના ઝેબેઝેબ થઈ જઈ તેને ટહાડના કંપારા આવવા લાગ્યા. અને ચક્કરો આવવાથી તે એકાએક બેભાન થઈ જમીન ઉપર પડી. તેની મા વિગેરે બીજી પાસે બેઠેલી કેટલીક સ્ત્રીઓ હતી, તેમના ખ્યાલમાં **રોષનારને** એકાએક આ પ્રમાણે થઈ જવાનું કારણ કાંઈ સમજાયું નહિ. પિત્ત ચઢી જવાથી આમ થયું હશે, એવી કલ્પના કરીને તેઓએ તેને ત્યાંથી ઉપાડી જનાનખાનામાં લઈ જઈને સૂવાડી. અને એને ભાનમાં લાવવાને કેટલાએક ઉપાય કર્યા. અહીં **ઔરંગજેબ** અને **સંભાજીરાવ** વચ્ચે શી વાતચીત થઈ તે સાંભળોઃ—

**ઔરંગજેબ**—**સંભાજી**, તૂ અચ્છે ખાનદાનકા આદમી હો. તેરી જાન લેના હમારા ઇરાદા નહી. લેકિન્ તુજકો એક બાત કહતા હૂં, સો કબૂલ કરની ચાહિયે. તૂ અપના ખાસ હિંદુ મઝબ છોડકર મુસલમીન હોજા, તો તેરી જાન્ બચેગી. ઔર હમારે દરબારકી એક મનસબદારી દેકર તુજકો અમીર બનાઉંગા. સિવાય તેરે વાલિદકી સબ્ દૌલત તેરે સુપુર્દ કરૂંગા. કહો, યહ તુજકો કબૂલ હૈ યા નહી?

**સંભાજી**—ઇસ્ વખ્ત આપ તખ્તનશીન હો ઔર મેં અપને કમબતીસે ગુલામ સરિખા ખડા હું. તૌભી મૈં અપના ખાસ હિંદુ મઝબ છોડકર મુસલમીન કભી ન હુંગા. હમારે મઝબકે આગે આપકા મજબ કુછ નહીહૈ. ઇસ્લામકે મુવાફ્રિક ખરાબ મઝબ દૂસરા કોઈ નહી. આપકે પૈગંબરો ઔર આપકે મઝબકો મૈં નહી ચાહતા હું, જબસે આપકે હાત પડા હું તબસે અપને જિંદગીકી ઉમેદ છોડ દિયા હું. અબ મુઝકો ચાહિયે મારો, ચાહિયે છોડદો. મરના કિસીકા છુટા નહી. એક દિન મરના હૈ, કલ મરના હૈ સો આજ મરેંગે. લેકિન્ આપને દિયા હુઆ ખાના ખા કર—'અલ્લા બિસમિલા રહિમાન રહિમ' ઐસા ચિલ્લાતે હુઆ આપકે દેવડીપર કુત્તે સરિખા ન રહુંગા. સુનિયે, એક મિસલહૈ કિ, "ઝૂટા ખાના મીઠેકે બાસ્તે" અગર આપ અપની લડકી **રોષનારસે** મેરી શાદી

કરદેંગે તો મેં મુસલમાન હો જાઉં, ક્યોંકિ **શેષનાર** અપને ભરજુવાનીમેં હૈ. મેરાભી દિલ ઉસ્પર બહુત લગા હુઆ હૈ.

એ શબ્દો કાંને પડતાંજ **ઔરંગજેબના** મનમાં ઘણોજ સંતાપ થયો તેથી તે રાતો પીળો થઈ જઈ જમણી બાજુએ અમીર ઉમરાવ દાંત કચકચાવી બેઠા હતા તેમના ભણી જોઇને તે બોલ્યોઃ–'ઉમરાવ લોગોં, કહિયે ઇસ્ કાફિરકા મૈં ક્યા કર ડાલું?' આ સાંભળીને બધા એકદમ એકે અવાજેબોલ્યા કે;–'યહ બેવકુફ ઔર મસ્ત આદમી હૈ. ઇસને હમારે મહંમદ પૈગંબરકી ઔર મઝબકી શિકાયત કીહૈ. ઇસિ બાસ્તે ઇસ્કા સીર કાટે બગૈર ઇસકી માહુબ સજા ન હોગી.'

આ પ્રમાણે બધાઓનો અભિપ્રાય થયા પછી **બાદશાહે** શો હુકમ કર્યો તે કહેતાં પહેલાં આ સંસારમાં ધર્મની ઘેલછાને માટે બે બોલ કહેવાની આ યોગ્ય જગા છે, માટે મુખ્ય વિષય ક્ષણવાર બાજુ ઉપર મૂકવાને વાંચનારાઓની પરવાનગી લઇએ છિએ.

વાંચક, વાસ્તવિક જોતાં ધર્મ અને રાજ વ્યવસ્થા આ બે વાતો તદ્દન એક બીજાથી ઘણીજ જૂદી છે,' પરંતુ આપણે બધા દેશોના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસો બારીકાઇથી તપાસી જોઇશું, તો માલૂમ પડી આવશે કે કોઈ દેશના રાજા કે રૈયતે બીજા એક દેશના રાજા કે રૈયત ઉપર ચઢી જઇને નવો દેશ કે રાજ્ય કબજે કરવાથી તે દેશની રાજ્યસત્તા તેના હાથમાં આવી કે, પોતાના તાબામાં આવેલી પરધર્મી પ્રજાએ પોતાનો અસલ ધર્મ છોડી દઇને તેનો સ્વીકારવો, અને જે લોકો તેનો ધર્મ ન સ્વીકારે તેમના ઉપર એટલો બધો જુલમ ગુજારવો કે, તે બિચારાઓ મુંગે મ્હોડે તે ધર્મ સ્વીકારે. એવી બીજા દેશમાંથી આવેલા પરધર્મી રાજ્યકર્તાઓનામાં ધર્મ ઘેલછા હોય છે. એ વાત જીતાએલી પ્રજાને બિલકુલ પસંદ હોતી નથી. તેથી જીતનાર અને જીતેએલ લોકોમાં વિરોધ બુદ્ધિ અને દ્વેષભાવ ઉત્પન્ન થઇને લોહીની નદીઓ વહેવા વખત આવે છે. એ કેવી ભયંકર દુઃખદાયક, અને શોચનીય વાત છે? ખરૂં જોતાં કોઈ રામને ભજો કે, રહિમાનને ભજો, કોઇને કૃષ્ણ સારા લાગો કે, કોઇને ઇશુ સારો લાગો. કોઈ પુરાણ વાંચો કે, કોઈ કુરાન વાંચો. કોઈ દેવીની પૂજા કરો કે, કોઈ સેંટમેરીની આરાધના કરો. જેને જે ધર્મ ઉપર શ્રદ્ધા હોય તેમણે તે ધર્મ સુખરૂપે પાળવો. લોકોના પરમેશ્વર સંબંધી આચાર વિચારની બાં-

જગડમાં રાજ્યકર્તા પુરૂષોએ હાથ ઘાલવાનું કાંઈજ કારણ નથી. તમે આ ધર્મ પાળો, અને પેલો ધર્મ છોડી દો, નહિ તો તમારી ગરદન ઉડાવવામાં આવશે, એવું કહેવાને કોઇનો પણ અધિકાર નથી. એવું કહેવાનું કારણ એટલુંજ છે કે, આ લોકમાં લોકોના હાથે જે પુણ્ય પાપ થાય છે, તેનાં સારા નરસાં ફળ જીવાત્માને મુઆ પછી પરલોકમાં ભોગવવાં પડેછે, એવો બધાં શાસ્ત્રોનો અને ધર્મનો સિદ્ધાન્ત છે. પરંતુ આ સિદ્ધાન્તનો અનુભવ નજરે જોઈ શકાતો નથી, તેથી દરેક માણસ જગતમાં પરંપરા રીતે ચાલતા આવેલા પોતાના ધર્મ ઉપર શ્રદ્ધા રાખીને વર્તે છે. ત્યારે અમુક ધર્મ ફલાણા ધર્મ કરતાં સારો છે કે ખોટો છે, એનો નિર્ણય કરવાનો અધિકાર કોઇને પણ નથી. અને તે કોઇનાથી ખરો થઈ શકશે પણ નહિ. '**धर्मस्य तत्त्वं निहितं गूहायां**' એવું વેદશ્રુતીનું વચન છે, તે વાસ્તવિક રીતે જોતાં ખરૂં છે. આ પૃથ્વી ઉપર મુખ્યત્વે કરીને હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી, એવા ચાર ધર્મના લોક મળી આવે છે. આ ચાર ધર્મના પણ બીજા સેંકડો પેટાધર્મો થયા છે. આ બધા ધર્મના લોકો આજ હજારો વર્ષથી એક બીજા સાથે અણુરાગથી વર્તતા આવ્યા છે. પણ ખરૂં તત્ત્વ જોઈશું, તો આ ધર્મ મહાસાગરમાં હજારો વર્ષ સુધી ડુબકીઓ મારનારના હાથમાં આખરે નકામી પોલી છીપોલીઓજ આવવાથી મોતીથી ભરેલી છીપ તો કોઇને પણ પ્રાપ્ત થશે નહિ. છીપના ઉપર શિકલ કામ થયા પછી અંદરનો ધોળો ભાગ જે તેજદાર દેખાય છે તેનેજ પોતાના ધર્મના મિથ્યાભિમાનથી મોતીની સંજ્ઞા આપીને એક ધર્મવાળા બીજા ધર્મવાળાને હલકા માને છે. અને કહેછે કે, બધા ધર્મોમાં અમારો ધર્મ ખરો છે, બીજા બધા ખોટા છે, અમે જે સિદ્ધાન્ત ઉપર ચાલીએ છિયે, તેજ ખરો છે, બીજા કોઇનામાં નિર્ણય કરવાની શક્તિ નથી, બીજા લોકો બે પગના પશુવત્ સ્થિતિ ભોગવે છે. તેમનામાં કાંઈ પણ અક્કલ કે જ્ઞાન નથી, માટે અમે કહીએ તેજ બધાએ મુંગે મ્હોડે પ્રમાણ માનવું જોઇએ. આવો જેનો હીક્કડ સ્વભાવ થઈ રહ્યો હોય, તેવાના હાથમાં રૈયતના કમનશીબે રાજ્ય આવ્યું તો પછી પોતે જેને ખરો ધર્મ માન્યો છે, તેજ ધર્મ રૈયતને પળાવવા માટે તેમને દુઃખને અંતે ઉતારે છે. જેના હાથમાં અધિકાર તેજ પૂર્ણ જ્ઞાની, અને જે પૂર્ણ જ્ઞાની હોય તેનાજ હાથમાં અધિકાર હોય એવો કાંઈ સૃષ્ટીનો નિયમ નથી. એટલા માટે જેને જે ધર્મ

અને જે પંથ સારો લાગતો હોય તે તેણે સુખરૂપે સ્વીકારવો અને તે પ્રમાણે તેને ચાલવા દેવો, તેમાં 'બીચમેં મેરા ચાંદ ભાઈ' એવું રાજ્યકર્તાએ કરવું નહિ. ધર્મના કામમાં રાજ્યકર્તાએ ઔદાસીન્ય ધારણ કરવાથી રાજા અને પ્રજા બન્ને સુખી થાય છે. પણ **ઔરંગજેબ બાદશાહ**ના મગજમાં પોતાના ધર્મના પ્રસાર માટે કાંઈ વિલક્ષણ પ્રકારનું ગાંડપણ પેસી ગયું હતું. તેથી એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર લઇને કોઈ હિંદુ કે અન્ય પરધર્મી મળ્યો કે, તેને કાફર સમજીને–'મુસલમીન હોજા, નહીતો માર ડાલતા હું.' એવો સોટો બજાવીને તેણે મહંમદી ધર્મનો હિંદુસ્થાનમાં પ્રસાર કર્યો હતો. **પોર્ટુગીઝ** લોક હિંદુસ્થાનમાં આવ્યા ત્યારે તેમને પણ એવીજ રીતે ખ્રિસ્તી ધર્મના પ્રસારનું નિકંદન કરીને છોડયા હતા. સારાંશ કે, રાજ્ય અને ધર્મ એ બન્ને પોતાના હાથમાં રાખે તોજ રાજાને પુણ્ય અને પુરુષાર્થ, બન્નેનો લાભ થાય છે, એવી રાજ્યકર્તાની ગાંડી સમજણ તેજ બીજા ધર્મની પ્રજાની પરલૌકિક સ્વાતંત્ર્યતાને ઘણીજ હાનિ પહોંચાડનારી અને નુકશાનકારક વાત થઈ પડે છે.

**સંભાજીરાવે** ભરદરબારમાં **ઔરંગજેબ**ના ધર્મની નિન્દા કરી અને તેના પેગંબરને મરજી મુજબ ગાળો ભાંડી, એટલુંજ નહિ, પણ 'તારી છોડી મ્હને દે' એવું કહ્યું, તે વખતે **બાદશાહ**ને ઘણોજ ક્રોધ ચઢી આવ્યો એવું ઉપર કહી ગયા છિયે. પ્રથમ રાજાને મારી નાંખવાનો તેનો ઇરાદો નહોતો, પણ તે વિચાર તેનાં ઉપર લખેલાં વાક્યો સાંભળીને પાછળથી ફરી ગયો. મૈં **શેહેનશાહ** હો કર વહ કંગાલ કાફિર હમારી બેટી માંગતા હૈ. ઔર હમારે મઝબકી શિકાયત હમારે સામને કરતા હૈ યે કયા હૈ?' એવું કહીને એકદમ લશ્કરના કોટવાળને બોલાવીને તેણે હુકમ કર્યો કે;–

'કૈદ કિયે હુવે કાફિર રાજા ઔર ઉસ્કે દિવાનકો કલકે રોજ ઉંટપર બાંધ કર લષ્કરકે બાજારમેં લેઆના. દોનોંકે મૂં ઉંટકે પિછાડી તરફ રખના, ઉનકે સર ઔર બદન્ ખુલા કરકે આગે ઢોલ સનયા તાસે ભર્ફે વગેરે બજનીયે બજાતે હુવે, તમામ શકરભર ઘુમાકે હુવે, લે આના. આસપાસકે તમામ્ લોગોંમેં ઔર લષ્કરકે લોગોંમેં સુનાદી કરાયકે જાહિર કરનાકિ, યહ તમાષા દેખને લિયે તમામ્ લોગ ફલાને જગહપર ફલાને વક્ત આવેં. હમ્ અમીર ઉમરાવ સમેત વહાં દાખલ હુવેપર હમારા હુકૂમ હોગા, ઉસ્ મુઝીબ દોનોં કૈદિયોંકે સીર કાટે જાયગેં.

આ પ્રમાણે હુકમ કરીને બાદશાહ ગાદી ઉપરથી ઉઠયો અને **સંભાજીરાવ** તથા **કલુષા** પ્રધાનને કોટવાલ કેદખાનામાં લઈ ગયો.

વાંચક, વિચાર કરી જોતાં માલૂમ પડશે કે, **સંભાજીરાવ** ઉપર **ઔરંગજેબને** આવું યમસ્વરૂપ ધારણ કરવાનું કાંઈ કારણ નહોતું. જેવો **ઔરંગજેબ** પોતાના રાજ્યનો એક **બાદશાહ** હતો, તેવો **સંભાજીરાવ** પણ પોતાના રાજ્યનો એક સ્વતંત્ર રાજા હતો. હવે કર્મ ધર્મના સંજોગથી એક રાજા બીજા રાજાના હાથમાં સપડાઈ કેદ પકડાયો, તેથી 'તું મુસલમાન થઈશ તો તારો જીવ બચશે,' એવું બીજા રાજાને કહેવાનો તેને અધિકાર પહોંચતો નથી. તેમજ, 'તારી દિકરી મને આપ' એવું એક રાજાએ બીજા રાજાને રાજાના હક્કથી કહેવાનો અખત્યાર પણ પહોંચતો નથી. આ કામમાં **ઔરંગજેબ** અને **સંભાજીરાવ** બન્ને જણ પોતપોતાની વિવેક હદ ઓળંગી ગયા હતાં, માટે બન્ને જણ વિવેકની મર્યાદા તોડયાના સરખા ગુન્હેગાર થાય છે, જેવી એક જણે ભૂલ કરી છે, તેના જેવીજ બીજાએ પણ કરી છે, માટે એકના ઉપર બીજાએ ક્રોધ કરવાનું કાંઈ કારણ રહેતું નથી. બન્નેજણ બરોબર થયા, તેથી બન્ને જણે એક બીજાની કસૂર કરી નથી, કિંવા ભૂલનો બદલો ભૂલથી વળ્યો એમ સમજી લેવું જોઇતું હતું. પરંતુ આ રાજ્ય કારસ્થાની કામો પડયાં ! ત્યાં ખરો ન્યાય કોના ગળે ઉતરે ? રાજનીતિનો એક સરખો નિયમ હોતો નથી. તેને પ્રસંગાનુસાર જોઇએ તેમ ખેંચી શકાયછે રાજ્યકારસ્થાની નિયમો ઘણે ભાગે એવા હોય છે કે, એક રાજા બળવાન થાય કે, બીજા ન્હાના ન્હાના રાજાઓ તેને શરણે આવેછે, એટલે બળવાન રાજા પોતાના અનુકૂળ નિયમોનો તાબાના રાજાઓ ઉપર અમલ કરેછે. તે નિયમો તેઓએ નીચી મુંડી ઘાલીને પાળવાજ જોઇએ, અને તે પ્રમાણે વર્તે નહિ, તેના ઉપર પ્રથમ સત્તાવાન દબાણ અને પછી આખરે સત્તાવાન બળ વાપરી તેને પદભ્રષ્ટ કરવામાં આવે છે, એટલુંજ નહિ, પણ તેને પકડી કેદ કરવામાં આવે છે. તેને કેદખાનાનાં સંકટો ભોગવવાં પડે છે. અને છેવટે તે જેમ રાખે તેમ રહેવું પડે છે, તે એટલે બધે દરજ્જે કે, એકાદ કુબામાં રહેનાર ભીખારીના જેટલી પણ તેને સ્વતંત્રતા હોતી નથી !

**ઔરંગજેબનો** આગલે દિવસે કોટવાળને હુકમ થયો હતો, તે પ્રમાણે બીજે દિવસે સવારના પ્રહરમાં લશ્કરના બજારની વચ્ચે એક મ્હોટું

ચોગાન હતું, ત્યાં **સંભાજીરાવ**ને મારી નાંખવાની સઘળી તૈયારીઓ થઇ રહી હતી. ગામોગામથી હજારો તમાસો જોનારા લોકો રાજાને કેવી રીતે મારી નાંખે છે, એ જોવાને ભેગા થયા હતાં. ખુદ **ઔરંગજેબ** બાદશહાની સ્વારી હાથીના હોદ્દામાં બેસીને હજુરના અમીર ઉમરાવો સાથે ત્યાં આવી પહોંચી. વચ્ચો વચ્ચ રાજા **સંભાજીરાવ** અને તેના **પ્રધાનજી કલુષા**ને ઓડે માંથે ખડા કર્યા. હવે આપણા બિચારા અને બાપડા થઈ ગયેલા હિંદુ રાજાનો તેના વેરવી **ઔરંગજેબે** જે હૃદયદ્રાવક વધ કરાવ્યો, તેનું વર્ણન કરવાનું દુઃખદાયક કામ અમારા કમનશીબે અમારે ભાગ આવ્યું છે. તે હવે નીચી મુંડી ઘાલી વજ્જર જેવી છાતી કરીને થોડાકમાં પતવી દઇશું, પરંતુ આ પ્રસંગની સવિસ્તર હકીકત લખવાને કોઇ મુસલમાન ઇતિહાસકારની કલમ જેવી ખીલે તેવી હિંદુ લખનારની કલમ દુઃખના ભારથી દબાઇ જવાથી જોઇએ તેવી ચાલી શકે નહિ. એ વાત સ્વાભાવિક છે.

કોટવાળે, કેદી રાજાને અને તેના દિવાનને, તેમનીજ પાઘડીઓથી મુસ્કેટાટ બાંધ્યા હતા. બન્ને જણને બે ઉંટ ઉપર પૂંછડાં ભણી મ્હોં કરાવીને ઓડે માથે બેસાડયા હતા. આગળ પાછળ હથિયાર બંધ આરબ રાખ્યા હતા. અને સૌની આગળ તાસાં વિગેરે અનેક જાતનાં વાજાં રાખ્યાં હતાં. આવી રીતે તેમની ફજેતી કરતા કરતા **બાદશહા** આગળ લાવી ને ખડા કર્યા. તે વખતે **બાદશહાએ** કોટવાળને હુકમ કર્યો કેઃ—

પહિલે, **રાજા**કે સામ્ને ઉસ્કે **દિવાનકા** સર કાટો. બાદ, લોહેકી સીખે અંગારસે લાલ કિયે હુયે ઉસ્ કાફર રાજાકો ચિત્ત ગિરાકર ઉસકે આંખે ભૂતના. આગે, જિસ્ જબાનસે ઉસને શાહાજાદીકો માંગા વો જબાન જોરસે બાહર ખીચકર છુરીસે કાટ ડાલના. ઇતને હુવે બાદ થોડીદેર તક ઉસકો વૈસાહિ તડપડાતા હુવા રખના. ફેર જમીનપર એઠાયકર તલવારકે એકહી વારસે ઉસકા સર કાટો.

**બાદશહાનો** આ કડક હુકમ સાંભળીને તમાસગિરો કપાળે હાથ દઇ રોવા વળગ્યા. આણીપાસ **સંભાજીરાવ**ની ધીરજ આવી ભયંકર સજા સાંભળી તોપણ તલભાર ચસકવા પામી નહોતી. દિવાનનું માથુ કપાતાની સાથેજ પોતે મરવાને તૈયાર થઇ, ડોળાફાડી, જમીન ઉપર સૂઇ જઇને બોલ્યો કેઃ—ચલ્ આ, **અવરંગજેબકી** બેટી આપને દિલ્‌સે જિસ્સે ષાદી

કર ચુકી હૈ, વહ મૈં મરહૂંકા રાજા યહાં તયાર હું. ઉસકો અબ તૂ જો ચાહેસો કર.'

એવું બોલતો હતો, એટલામાં મારાએ બે હાથમાં બે ધીગ ધીગતા લોઢાના ગજ લઇને તેની આંખોમાં ઘોચી ઘાલ્યા. તેની સાથેજ બન્ને આંખોમાં કોબાર પડી ગયાં, તોપણ તેની પર્વત જેવી અચળ ધીરજે જરા પણ મચક ખાધી નહિ. અને ઉંહકારો સરખો પણ કર્યો નહિ. આંખોમાંથી લોહીની ધારાઓ વહેતી હતી તોપણ બાકીની શીક્ષા ભોગવવાને પોતાની જીભ પોતાની મેળેજ કાપવાને બહાર કાઢી. તે એક બીજા સિપાઇએ તરતજ છરીથી કાપી નાંખી. પછી ત્રીજા એક સિપાઇએ ઉઠ કહેતા પહેલાંજ પોતાની મેળે ઉઠીને પોતાની ગરદન આગળ ધરીને ઉભો રહ્યો. તે વખતે તેની આંખમાંથી અને મ્હોઢામાંથી લોહીની ધારાઓ વહેતી હતી. તેથી તેનો ચહેરો અને છાતી તરબોલ થઇ ગયાં હતાં. એવી તેની અવસ્થા જોઇને શોકાતુર થયેલા જોનાર લોકોને લાગ્યું કે, હવે તો બાદશહા આ બિચારાને જીવતદાન દેતો પણ સારૂં. ખરેખર, આ વખતે સાક્ષાત્ યમ રાજા હાજર હોયતો તેને પણ દયા આવ્યાવગર રહે નહિ. પછી થોડીવારે હુકમ થતાં તેનું માથુપણ એક જણે છાંટી નાંખ્યું ! ! શીર સલામત હોય ત્યાંતેથી શરીરના સઘળા વ્યાપાર ચાલે છે. માટે માથાને '**उत्तमांग**' કહેલું છે. તેના અને ધડના જૂટા થતાની સાથેજ આખા શરીરનો છેવટનો હિસાબ પૂરો થઈ ગયો.

**સંભાજીરાવ**ને મારી નાંખવાનો છે, એવી ખબર **રોષનાર**ને સાંભળવાથી તેણે પોતાના બાપને, તેને છોડવા માટે અનેક પ્રકારથી વિનતી કરી. અને તેણે આવો અણીનો વખત જોઇને શરમ મૂકીને પોતાના બાપને એટલે સુધી કહ્યું કે, 'એ રાજા ઉપર મ્હારૂં દિલ ઠર્યું છે, અને તેણે મુસલમાન થઇને મ્હારી સાથે લગ્ન કરવાની કબૂલત કરી છે, તેથી અમારા બન્નેનો કોલકરાર પણ થઇ ચૂકયા છે. માટે તેને કૃપા કરીને જીવતદાન આપવું જોઇએ.' આ તેની નમ્ર અરજથી પણ **બાદશહા**નું નિર્દય મન ફર્યું નહિ. પણ ઉલટો અગ્નીમાં તેલ હોમાય તેવો ઘાટ થવાથી તેનો ક્રોધાગ્ની વધારે સળગી ઉઠયો. આવા કાફર અને જંગલી હિંદુરાજાની શાથે પરણવાને તેનો નિશ્ચય જોઇને તેણે તેને ઘણીજ તરછોડી નાંખી અને નકહેવાના બોલ કહ્યા. ગમે તેટલી હોંશિયાર તોપણ અબળાજ. તેમાં વળી

તેને તેના બાપના હઠીલા દુરાગ્રહી સ્વભાવની બરાબર ખબર હતી. તેથી વધારે બોલવું કાંઇ કામનું નથી, એવું સમજીને પરમેશ્વર ઉપર હવાલો નાંખીને તે બિચારી છાની માની બેસી રહી. પણ અંદરખાનેથી એનો જીવ ઉડી ગયો હતો. છેવટે, **બાદશાહાએ સંભાજીરાવને** ઘણીજ ક્રુરતાથી મારી નાખ્યાની ખબર જે વખતે તેના સાંભળવામાં આવી તે વખતે તેની પાસે એક મ્હોટો પથરો પડયો હતો, તેના ઉપર બે ત્રણવાર તેણે પોતાનું કપાળ ફૂટયું. તેથી તે મૂર્છા ખાઇને પડી. થોડેક છેટે દાસી હતી તે દોડી આવી તેને ખોળામાં લઇ લીધી. કપાળ બે ત્રણ જગાએ ફૂટાઇ ગયું હતું, તેથી તેમાંથી લોહીની ધારાઓ વહેતી હતી. તે ઘાને પોતાના લુગડાથી દાસીએ ઘણોયે દબાવ્યો પણ લોહી બંધ થયું નહિ. અને બન્નેનાં લુગડાં લોહીથી તરબોળ થઇ ગયાં. પછી થોડીકવારે તુંબુની અંદર એક છત્રપલંગ હતો તેના પર તેને લઇ જઇને સૂવાડી. તેની માને આ વાતની ખબર થતાંજ તે તેની પાસે શોકાતૂર વદને આવીને બેઠી. કેટલીકવારે જરાક મૂર્છિત અવસ્થા મટવાથી આંખો મટમટાવીને બોલી કે:—

'જાહાપન્હા, મૈં હોષમેં હું, મેરી ફિકૂ ન કીજીયે. મેરે જાનકિ મુઝકો પરવા નહિ. આપ અવલ અપના બચાવ કીજીયે. જાઇયે, ઉઠીયે.'

એટલું બોલી એટલામાં પાછી તેની આંખો મીંચાઇ જઇ બેભાન થઇ ગઇ. તેનું કાળજુ જરા જરા ધડકતું હતું, તેથી સમજાતું કે, તે જીવતી છે. બાકી તેના તન મનના બધાવ્યાપાર મૃત દેહ સમાન શાન્ત થઇ ગયા હતાં. લોહીથી ખરડાયેલાં કપડાં તેની માએ ધીમેથી કાઢી લઇ બીજાં સારાં કપડાં તેને ઓરાઢયાં હતાં, અને મ્હોં તથા શરીર ઉપર લોહીના ઓઘરાળા પડયા હતા તે લુંગડાના ડુચાથી લોહી નાંખ્યા હતા.

હકીમજીને તેની તબિયત જોવાને બોલાવ્યા હતા, તે પણ આવી પહોંચ્યા તે વખતે માત્ર તેની નાડીજ ધીમે ધીમે ચાલતી હતી, બીજી તમામ હીલચાલ બંધ પડી ગઈ હતી. હકીમજીએ પ્રથમતો ભીના કપડાનો તેના કપાળે પાટો બંધાવ્યો. ઠંડા ઉપચારથી તે જરા ભાનમાં આવી. અને આંખો ઉઘાડી પોતાની પાસે બેઠેલાંઓ સામે ટગર ટગર જોઇ રહી, પણ તેણે તેમાંનાં કોઇને ઓળખ્યા નહિ.

**'મુજકો પાની પિનેકો દો.'**

એટલુંજ તે પરાણે પરાણે બોલી. તેની માએ પાણીનો પ્યાલો તેના

મ્હોં આગળ ધર્યો. તેમાંથી તેણે એકાદ બે ઘુંટડા પાણી પીધું ન પીધું એટલામાં તો તે પાછી ફરીને બેભાન થઇ જઇ પલંગમાં પડી ગઇ. તેની આવી સ્થિતિ જોઇને તેની મા તદ્દન ગભરાઇ જવાથી હકીમજીને પૂછવા લાગી ;—

**હકીમસાહાબ,** મેરી બેટીકો આરામ હોવેગાના ? હકીમજી પણ ગભરાઈ ગયા હતા, તેથી એકદમ કાંઇપણ જવાબ દઇ શકયા નહિ, પરંતુ થોડીક વારે બોલ્યા કેઃ—

**મલિકા સાહેબ,** મૈંને ઇન્ જખમોંસેઔર બડી બડી જખમે દેખી હૈ. ઔર અછીભી કીહૈ. પર મુઝકો ફિક્ર યહી હૈ, કી **શાહાજાદીકી** તબિયત બહુત નાજૂક હૈ, ઔર જખ્મે બડી હૈ, તોભી **માલિકા સાહેબ,** મેરે તરફસે કોશીસ કરનેમે કમતર નહોગી. શફા દેના ખુદાકે તરફ હૈ. અબ્ ઉસકે પેટમેં થોડા ખુરાક જાયગા તો ઉનકો જરા હુશિયારિ આવેગી. ઔર થોડી કુવત્ આનેપર જખ્મે કિતની ગહિરી હૈં યહભી મુઝકો માલૂમ હોગા.

એ સાંભળી તેની માએ કહ્યું કે, ઠીક. હું તેને કાંઇ ખવરાવું છું. એ કહીને એક વાટકામાં થોડીસેક ભાતની નરમ કાંજી કરી લાવી તેના મ્હોં આગળ ધરીને તેની મા કહેવા લાગીઃ—

બેટા, યહ દવા લાઇ હૈ. જરા મૂં ખોલ, ઉસ્સે તુજકો આરામ માલૂમ હોગા. ઔર પેટમે આવેગા. ય જબરદસ્તીસે થોડાસા તોભી પીલે, બેટા, પીલે.

પોતાની માંએ શું કહ્યું તે તેના મગજમાં ઉતર્યું. તેને ઉઠાડીને બેસાડી. પછી તેણે કાંજીના વાટકાને હાથ અડકાડી બે ત્રણેક ઘુંટડા પીધા. મછી પીવાનું બંધ કરવાને તેણે એક બાજુએ મ્હોઢું ફેરવ્યું ત્યારે હકીમજીએ કહ્યું :—

અબ ઠીક હુવા. પછી તેને પાસાભેર સૂવાડયા પછી જરા ઉંઘ આવી. હકીમજી વારંવાર તેની નાડી તપાસતા હતા. નાડી સારી ચાલે છે, એવું કહેવાથી પાસે બેઠેલાંઓના મનને ધીરજ વળી. તે જગાએ ગરબડ નથાય માટે ઘણાજ ધીમે ધીમે બોલતા હતાં. પછી થોડીકવારે તે પાછી જાગી. તે વખતે તેને, તું કાંઇ ખાઇશ ? એમ પૂછ્યું. ત્યારે તે પોતાની મા ભણી જોઇ રહી. એટલે તેને તેની માએ કહ્યું :—

બેટા મૈં યહાં બેઠી હૂં. તૂ ઘબરાવ મત. તુજકો થોડાસા ખાનેકો મંગવાવૂ કયા ?

તે સાંભળીને તેણે ઉઠવા માંડયું, તેથી તેના બરડે હાથ દઇને બેઠી કરી. ત્યારે તેણે બરાબર આંખો ઉઘાડી પોતાની આસપાસ જોયું. તે વખતે તેની મુખમુદ્રા ભાન વાળી અને સ્નેહાળ જણાવા લાગી. પછી તેની માએ કાંજીનો પ્યાલો મ્હોં આગળ ધર્યો, તેમાંથી બે ત્રણ ઘુટડા પીને પછી તેણે હાશ કેનીને હેઠે શ્વાસ મૂકયો અને પોતાની માના ભણી એકી નજરે જોઇ રહી. છેવટે ખડ ખડ હસી પડી. તેને એવું લાગ્યું કે, **સંભાજીરાવને** ઠાર મારતાં જોયાંની વાત કેવળ સ્વપ્ન ભાસ છે. તેને માર્યો નથી, પણ જીવતો છે. અને પોતાની પાસે આવી બેઠો છે. એવું લાગવાથી તેને ઘણોજ આનંદ થયો. તેજ આનંદમાં તે હસી પડી. તેનો અવાજ ઉંડો કાનમાં જતો રહેતો હતો, તોપણ સ્પષ્ટ સમજાતું હતું. તેણે કહ્યું :—

**મહારાજ,** ખુદાકે ફજલસે આપ જીતે હો. ઉસ્ પરવરદિગાર અલ્લાહકા મુજપર બડા શુક્ર હૈ.

બેટા, તૂને કયા કહા ? ઇધર દેખો, યે હમ્ સબ યહાં અછી તરહસે મૌજૂદ હૈ. યહ તેરી મા. તૈને પછાની કયા ? યે હકીમસાહબ, યે લવંડીયા, તેરે પાસ બેઠી હૈ. તેને હમસે કુછ પૂછા કયા ?

એવું પોતાની માનું બોલવું સાંભળીને આંખો ઉઘાડી પોતાની આસપાસ નજર ફેરવી, પોતાનો ડાબો હાથ ઉંચો કરી પોતાની માના જમણા હાથ ઉપર મૂકી, ફરીથી બધાની તરફ બરાબર જોઇને તેણે કહ્યું :—

બચગયે, બચગયે, ઠીક હુવા. મેરે દિલકે માફક હુવા. અબ મૈં ખુષી ઔર ખુરસકેસાત અલ્લાકે તરફ જાતી હું. મહારાજ, ઇસ્ ગરીબ જનપર આપકી મેહેર નિગા રહેને દો. મેરે તરફ યેક વક્ત શફકવતકિ નજરસે, દેખો. મેરે મૂંપર આપ દસ્તા ફિરાવ.

મા—મેરી પ્યારી, તૂં કિસ્સે બાત કરતી હો. યહ મૈં તેરે પાસ બેઠી હું. મુઝકો પૈછાના કયા ?

**રોષનાર** ( જરા જોયા જેવું કરીને ) મૈં જાનચુકી, મૈં જાનચુકી. મેરે મહારાજકો મત્ મારો. ઉનકી જાન બચાવ. વહ દેખો, વહદોને બદમાષ તલવાર લેકર મારનેકે લિયે ઉનકે પીછે દોડતે હૈ. ઉનકો પકડો. ગિરફતાર કરો.

**મા—બેટા,** ઐસી કયોં બડબડતી હો. તુજકો કયા દેખ પડતા હૈ. કહો, બેટા. યહ મૈં તેરી મા. ઔર તેરે અદમી બૈઠે હુવે હૈ. બાયબી અદમી કોઇ નહિ. મત્ ડરો. હુશિયાર હો.

તેની માનું બોલવું સમજી શકે એટલું ભાન તેને નહોતું, તેથી માએ શું કહ્યું, તે એ બિલકુલ સમજી નહિ. ફરીથી માનો હાથ પોતાની છાતી સરસો દાબી રાખી જંપી ગઇ. ત્યાર પછી જરા વિશ્રાન્તિ લઇને જાગ્યા બાદ તેણે પાણી પીવાને માગ્યું. તેથી એક દાસી દાડમનું સરબત એક પ્યાલામાં લઇને પીવામાટે આવી. તેનો હાથ તેણે ખસેડી નાંખ્યો અને માના સામે નજર કરી, એટલે માએ પ્યાલો હાથમાં લઇને તેના મ્હોં આગળ ધર્યો, તેમાંથી તેણે બે ઘુટડા સરબત પીધું. બાદ તેને જરા હોંશિયારી આવી. અને પછી બોલીકે:—

મૈંને દેખા. આપ સબ લોગો મેરે નજદિક બૈઠે હો. લિકન્ આજ મેરે શીરમેં દર્દ કયોં હોતી હૈ? હાય! હાય!! કયોં કર મેરા સિર દર્દ કરતા હે? હા! હા! અબ મેરે ખ્યાલમેં આયા. લેકિન, મહારાજ, આપકી તો ખેરયત્ હયના?

**મા—**બેટા, **મહારાજ** કિસ્કો કહતી હો? ઐસી કયોં બડબડતી હો? હું સબ અછે હૈ દેખ, તૂને સબકો પેછાના કયા? તૂ અબ જલ્દ હુશીયાર હોગી. કુછ ફિક્ર મત કર. તુજકો અછી કરાનેકે લિયે હું રાત્ દિન્ તેરે નજદિક્ બૈઠે હૈ. તેરી જખમેં ખુદા જલ્દ દુરસ્ત કરાવેગા.

**રોષનાર—**સચ્ હૈ. ખુદા મુઝકો જલ્દ આરામ કરેગા. મેરા ઉસપર યકીન હૈ. મુઝકો વહ આબ અપને પાસ જલ્દ લે જાયગા તો બહેત્તર હૈ. અબ મેરી મૌત બહુત દૂર નહી. ઐસા મુઝકો માલૂમ હુવા.

ફરીથી, **રોષનાર—મહારાજ,** જરા ઇધર દેખિયે, આપકે મૂંપર યે જખમે કૈસી નજર પડતી હૈ! યા ખુદા! યા અલ્લા! ખુદાને અપને પર કૈસા વક્ત લાયા! જિસ્ બદમાષને મેરે મહારાજપર હાત ઉઠાયા ઉસ્કી મુસ્ક બાંધ કરકે મેરે પાસ લે આવ, તોબા! તોબા! કૈસા વક્ત ગુજરા!!

આમ ફરીને તે ગાંડાની પેઠે બરબડવા લાગી. તે વખતે હકીમજી વિગેરે બધાં માણુસો ધબરાઈ ગયાં. તેની માની આંખમાં પાણી ભરાઈ આવ્યું. ફરી પાછી તે ભાનમાં આવી બોલવા લાગી:—

**મા સાહબ,** મેરે વાસ્તે ખુદાસે લતેજા કીજીયેકી, મુઝકો ખુદા અ-પને પાસ જલ્દ લે જાય. મૈં એપને **મહારાજ** કે પાસ જવૂંગી. મુઝકો કોઇ મત રોખો. યા અલ્લા! ક્યા મેરા નસીબ! ઉસને મેરે પ્યારે અશ્રા-કો દૂર કરદિયા! મેરે **મહારાજ** અભીતકજિંદે હોતો ઉનકે વિયે સિરિફ મૈં રહૂંગી, છી. છી, મૈં પાગલ, સરીખી ક્યા બડબડાતી! એબ્ મેરે **મ-હારાજ** મેરે નજર ક્યો કર પડેંગે! **મા સાહબ,** આપ ક્યૌં અપ્સોસ કરતી હો? હકીકત મૈં ઉનકે તરફ જાવુંગી! **મહારાજ,** મેરે વાલિદકે યહાં મેરી તરફસે મેહમાનદારી અછી ન હુઇ. યા મેરી તરફસે આપકી ખિજમત અછી ન હુઇ, ઔર લેકિન આપકી ખોઇપભિ મૈંને પૂરી નકી. ઐસી મૈં કંબક્ત કાહેકુ પૈદા હુઇ! લેકિન મહારાજ મેરે હાતસે આપકી ખિજમતકા ઇત્તિફાક ન હુવા તૌભી, **રોષનારકો** જાનસેભી પ્યારે આપ થે. ઇસ્લિયે બડી અદબ્સે ઉસકો યહ :મારૂજા હૈકી, ઉસકો મત્ ભૂલિયે. ઉસકી યાદ રખીયે, ઔર ઉસકો અપને પાસ જલ્દ લે જાઇયે. આપકે સિવાય ઇસ્કો યહા અછા ન લગેગા.

(ફરી થોડીકવારે) **મા સાહબ!** વે દેખો મેરે **મહારાજ** મુઝકો બુલાય રહે હૈ. મુઝકો ઉનકે પાસ પૌહચાદો. છોડો મુઝકો. વહ ફૂલકા હાર મેરે તરફ **મહારાજ** ફેક રહે હૈ. ઉસકો મૈં જાન છોડ દેવૂંગી, તબ મેરે કબર પર ચઢાવ. મુઝકો એકદફે ઉનકે ગલ્લેમેં હાથ ડાલકે ખૂબ મીલને દો. ચલો હટો તુમારે સામ્ને વ મુસ્સે ન મીલેંગે.

એમ બડબડતાં બડબડતાં પાછી તેને મુર્છા આવી ગઈ. તેમાંથી તે થોડીવારે ભાનમાં આવી.

પછી કોઇ કોઇવાર એવીજ રીતે ભ્રમણા થઇ આવતી. હકીમજીના મલમ પટ્ટાથી અને બીજા ઉપાયથી કપાળના ઘા ધીમે ધીમે રૂઝાવા લા-ગ્યા. પરન્તુ **સંભાજીરાવના** મરણથી તેની બુદ્ધિમાં **ભ્રંશ થએલો,** તે જોકે આગળ ઉપર કાળે કરીને કમીથતો ગયો, તોપણ તદન તેનું ચિત્ત સ્વસ્થ થયું નહોતું.

આ વાતને એક વર્ષ થઇ ગયા પછી **ઔરંજેબ બાદશાહે** અને તેની **માએ** તેને ઘણી ઘણી રીતે સમજાવી. અને તેને એક મોટા ઉ-મરાવ સાથે લગ્ન કરવાને કહ્યું, પણ તેને કાંઇ અસર થઇ નહિ. તેમને તેણે છેવટ એકજ ઉત્તર આપ્યો કેઃ—

જીસકો મૈંને આપને દિલ્સે પસંદ કીયા થા વોહમેરા ખાસ ખાવંદ. વહ મેરે કંબખ્તીસે ખોય ગયા. ઔર ઉસનેબી મેરે બાસ્તે આપકી જાન ખોઇગી. ઈસ લીએ મૈં અબ શાદી દુસરેસે ન કરૂંગી. તહાયાત મેં ઐશી-કુંવારી રહૂંગી. યેહ મેરા મુસ્તકીમ ઇરાદા હૈ. ઇસ્મે કોઈ ખલલ ના ડાલો.

તેણે ઉપર જણાવેલો પોતાનો નિર્ણય છેવટ સુધી પાળ્યો હતો. કારણ પછી તેનું લગ્ન બીજા કોઇ સાથે થયું નહોતું.

**સંભાજીરાવ** ઇષ્કબાજ નિકળ્યો. તે કેફ કરતો હતો. ગાંજો પીતો હતો, તેમ દારૂપણ પીતો હતો. તેણે પોતાના બાપના વખતના મોટ મોટાઓનો ઘાણ કાઢી નાંખ્યો હતો. માતૃહત્યા, બ્રહ્મહત્યા અને ગોત્રહત્યા વિગેરે મહા પાતકો કર્યાં હતાં. મોટા માણસે ના કરવાનાં કામ તેણે કર્યાં હતાં. હલકાં માણસોને ઉંચે દરજ્જે ચઢાવ્યા, અને ઘણા લોકોની ઇજતોમાં હાથ ઘાલ્યો. આ પ્રમાણે **સંભાજીરાવના** હાથથી શરિરનાં રૂઆટાં ખડાં થઇ જાય એવા નઠરાં કામો થયાં હતાં. તેના બાપના સદ્‌ગુણો યાદ કરીને તે મોટા પુરૂષના પ્રત્યક્ષ પુત્રનું આવું ઘોર પરિણામ આવ્યું તે જોઇને બધા હિંદુઓ ઘણાજ કકળતા કકળતા, શિવ ! શિવ ! ! એવા દુઃખના ઉદ્દગારો કાઢતા પોત પોતાને ઘેર ગયા. કેટલાકોએ તેના અંતકાળ વખતની ધીરજની ઘણી તારીફ કરી. એટલેથીજ આ ગ્રંથ સંપૂર્ણ થાય છે. હવે આગ્રંથથી તાત્પર્ય શું નિકળે છે, તે તપાસી અમે પણ અમારી કલમ અટકાવી શું.

કેવળ નીતિ શાસ્ત્રની દષ્ટીથી જોતાં જે કાંઈ થયું છે, એ કાંઈ ખોટું થયું નથી. **સંભાજીરાવને** જે શિક્ષા થઈ છે, તે યથા ન્યાય થઇ છે એમ કહેવુંજ પડશે. જુઓ જેણે પોતાના બાપની આજ્ઞા માની નહિ; જે એની જનેતા હતી તે એના દુર્ગુણના ત્રાસની હેબકથી મરી ગઈ; જેણે પોતાના બાપની વખતના સારા સારા કારભારી મંડળના માણસોને ઠાર મારી નાંખ્યા; જેણે પોતાનો બધો રાજ્ય કારભાર એક અધમ અને પાજી માણસના હાથમાં સોંપી દીધો હતો; શત્રુ શું કરે છે, તેની ખબરજ નહોતી; જે હમેશાં રંડીબાજીમાં અને મદ્યપાનમાં રચ્યો પચ્યો હતો; જેને પોતાનું લશ્કર કેટલું; તેનો ખર્ચ કેટલો; અને તે શું કરે છે, તેની જરા પણ

ખબર નહોતી; જેને પોતાની પ્રજાનાં દુઃખો સમજવામાંજ નહોતાં; જેણે **જોત્યાજી** સરખા નિમકહલાલી સેવકનો વખતો વખત તિરસ્કાર કરેલો; જેણે પોતાની મા સમાન ઓરમન મા **સોયરાબાઇ**ને ભર કચેરીમાં બોલાવી મંગાવી એક આરોપીની માફક ખડી કરી તેને ના કહેવાના શબ્દમાં ગાળો ભાંડી, અને છેવટે તેનો ઘાતકીપણે પ્રાણ લીધો; અને જેણે પોતાના ગુરૂ વર્ય **રામદાસ સ્વામી**ની ફજેતી કરી; જેણે પોતાની સુજ્ઞ **અને સાધ્વી ધર્મ પત્ની**ને અનેક પ્રકારનાં દુઃખ દીધાં! જેણે **મહુમદ અકબર** સરખાના નિઃસ્વાર્થ હિતકર અને અક્કલમંદ કહેવાના ઉપર કાંઈ પણ ધ્યાન આપ્યું નહિ. જેણે પોતાની આસપાસ હમેશાં દુર્વ્યસની હલકા અને ઝેરી જમાતના લોકોની ઠઠ્ઠ જામેલીજ રાખી; સારાંશકે, જેણે હું કોનો પુત્ર અને મારૂં કુળ તથા મારો ધર્મ શો છે તેનો કાંઈ પણ વિચાર કર્યો નહિ, અને એવાં એવાં મોટાં ઘાતકી કામો કર્યાં કે, તેના કુળને તો શું પણ આખી માનવી જાતને પણ એબ લાગે. તેનાં કામો એવાં ઘાતકી હતાં કે અમારી કલમ પણ તેમને વર્ણવાને અટકાવે છે. એવા કુલાંગાર અને અદામ પુત્રોને, એવા પાષાણ હૃદયના રાજાને, એવા મોટા મૂર્ખના શિરોમણીને, એવા હાથમાં દીવો લેઈ કુવામાં પડનારને, એવા મદ્યમાં ગર્ક થયેલાને, એવા બ્હાર ખાક થઈ ગએલાને, એવા પ્રજા પિડીત રાજાને એવા માતૃ, ગોત્ર અને મિત્ર હત્યારાને; એવા ગુરૂ ઉપર દ્વેશ રાખનારને, અને એવા દુષ્ટ ભરથારને સુખે મરણ ક્યાંથી આવે? નહિંજ આવવાતું. અને જો આવ્યું હોતતો આ જગતનો કોઈ નિયંતાજ નથી એવી લોકોને ભાવના થાત. પરંતુ આખી ચરાચર સૃષ્ટીના ચલાવનાર ન્યાયી પરમેશ્વરે આ પાપ મૂર્તિના ભયંકર અપરાધને ઘટતી શિક્ષા કરી, તે એટલા માટે કે, તે જોઇને લોકોની આંખો ઉઘડે અને તેમને દહેશત રહે. '**अत्युत्कटैः पुण्यपापैरिहवै फलम श्रुते.**' ઘણા પુણ્યને પાપતું ફળ આ લોકમાંજ મળે છે એવું જે કહે છે, તેની પ્રતિતી આ ઉદાહરણ ઉપરથી થાય છે. આવા દાખલા વારંવાર જોવામાં સાંભળવામાં કે વાંચવામાં આવે તો મન અને વાણીથી આ જગતનો કોઇ

નિયંતા છે, અને તેના રાજ્યમાં અન્યાય ચાલ્યો જતો નથી, એવી ભાવના થઇને તેના માટે નિરંનીર પૂજ્ય બુદ્ધિ જાગૃત રહે છે. એ પૂજ્ય બુદ્ધિ જગતના તમામ વ્યાપાર સારી રીતે ચલાવવાને કેટલી બધી હિત કારક છે, એ કહેવાની કાંઈ જરૂર નથી. ઇશ્વરેચ્છા બળવાન છે. તેના આગળ મનુષ્ય યત્ન મિથ્યા છે, આ વાક્યો માણસના મનનું સમધાન કરી લેવાને એક ટેકા રૂપ છે. ટેકો ક્યારે યોગ્ય દેખાય છે? કે જ્યારે કોઇ મનુષ્ય યોગ્ય માર્ગ ચાલ્યા છતાં તેના ઉપર અનિષ્ટ પ્રસંગ ગુજરે છે, ત્યારે, કોઇ માણસ જાણી બુજીને બળતામાં ઝંપલાવે અને પછી મ્હારા નશીબમાં હતું તેથી તેમ થયું, એવું કહે, એમાં જેમ કાંઇ અર્થ નથી। તેમ તેમાં પણ નથી. સંભાજીરાવની હકીકતનું વર્ણન અત્યાર સુધીમાં જે થઈ ગયું તે ઉપરથી તેની જે ભુંડી હાલત થઈ તે માટે કોણ કહે કે, તે યથાન્યાય થયું નથી? દુરાચરણના નઠારાં ફળ મળ્યાં, એમાં કાંઈ આશ્ચર્ય નથી. પરંતુ જો કદાચ તેનાં સારાં ફળ મળ્યાં હોત તો આશ્ચર્ય પામવા જેવી વાત થઈ પડત.

આ જગતમાં ચઢતી પડતીનો મુખ્ય આધાર ઘણું કરીને પોતાના સારા વર્તન ઉપર હોય છે, તે નિયમ પ્રમાણે આ રાજ્યની **શિવાજીમહારાજ**ના વખતમાં તેમના સદ્‌વર્તનથી ચઢતી થઈ હતી, અને તેમનાજ પુત્ર **સંભાજીરાવનાથી** તેના દુર્ગુણને લીધે પડતી થઈ. **શિવાજીરાવ** અગાઉ મુસલમાનોના સપાટામાં હિંદુઓ પાયમાલ થઈ ગયા, તેથી તેમને પોતાની પડતીનું ભાન થયું અને ઉદ્યોગ કરવાની ઇચ્છા થઈ. પછી પોતાના બાહુબળથી **શિવાજીમહારાજે** સ્વતંત્રતા સંપાદન કરી. બાદ તેણે રાજ્યસત્તા વધારવાને ઉદ્યોગ શરૂ કર્યો એહીંથી તેની ઉત્કર્ષ સ્થિતિની શરૂઆત થઈ. તે **શિવાજીરાવ**ના દહેસુધી પહોંચી. ત્યાર પછી એટલે તેના મરણ બાદ **સંભાજીનાથી** તેની નઠારી દશા શરૂ થઇને અપકર્ષ સ્થતિનો આરંભ થયો. તે વખતે તો એશઆરામ વધ્યો, તેનાથી શૂરાતનનો નાશ થવા માંડયો. અને અક્કલે પોતાના મુકામની ત્યાંથી ઉઠાંતકરી રસ્તો પકડ્યો. એમ કરતાં કરતાં અનુક્રમે સ્વતંત્રાતા, રાજ્યસત્તા એને પોતાની મહત્તા ઘટતાં ઘટતાં આખરે નાશ પામ્યાં.

છેવટે, અમારૂં એટલુંજ કહેવું છે કે, ગમે તો રાજા હો કે, રંક હો, પરંતુ તે જો **સંભાજીરાવ**ની પેઠે દુર્ગુણને રસ્તે દોરાશે, તો તેથી તેની બધી વાતે પાયમાલી થઈ જશે. માટે સર્વ માનવી જાત પોતાની બુદ્ધિથી સદ્દવિચાર કરી સદાચરણે ચાલશે તોજ તેનો જય થશે. એટલુ કહી હવે અમો અમારે પંથે પડીએ છિયે. જય જગદિશ્વર.



# ઐતિહાસિક નૉવેલો.

## અલાઉદ્દીન.

કિંમત ૦—૮—૦ પોસ્ટેજ ૦—૧—૦

---

## પૃથિરાજ ચહુઆણ.

( આર્યાવર્તનો અંતિમ આર્યરાજા )

કિંમત રૂ ૧-૦-૦ પોસ્ટેજ ૦-૨-૬

---

ધારાપતિ.

## જગદેવ અને વિરમતિ.

કિંમત રૂ ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

---

## પરમાર પૃથિસિંહ.

અને

નિમકહલાલ સતિ મેના ભાગ ૧-૨

કિંમત રૂ ૧-૮-૦ પોસ્ટેજ ૦-૪-૦

---

## સતિ ગવરી અને ભાનુસિંહ.

કિંમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

---

## નૂરજહાન

અથવા

સત્તરમી સદીની શહેનશાહબાનુ

કિંમત ૦—૩—૦ પોસ્ટેજ ૦-૧-૦

---

## ચિતોડનો ઘેરો

અથવા

અકબરની ઉદારતા અને રજપુતોનો રણોત્સાહ.

કિંમત ૦-૩-૦ પોસ્ટેજ ૦-૧-૦

---

મળવાનું ઠેકાણું

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણદરવાજા—અમદાવાદ.